'પ્રજાબંધુ'ના

ગ્રાહકોને સને ૧૯૨૮ ની ભેટ

II-3
1928

1-N. 56

# ઠગાઈનો ભોગ

પ્રજાબંધુ ઑફીસ
ખાડીયા : અમદાવાદ

# દાનેશ્વરીઓ અને દયાની દેવીઓ !!

આપની મીઠી નજર જરા એક મિનિટ માટે
જરૂર અહીં ફરકાવજો અને આ આપનાં

**રા. સા. મહીપતરામ રૂપરામ અનાથાશ્રમનાં**
અનાથ તજાયેલાં વાલીવગરનાં બાળકોની તથા સપડાયેલી
વિધવાઓની તન, મન અને ધનથી રક્ષા કરવા
ભૂલશો નહિ.

# અન્નદાન:
# વસ્ત્રદાન:
# વિદ્યાદાન:

પાત્ર જોઈને આપવાથી ફળદાયી થાય છે તો દરેક અવસરે યથાશક્તિ ફૂલ યા ફૂલની પાંખડી મોકલી કૃતાર્થ કરશો. હાલમાં આ આશ્રમમાં મોટાં અનાથો ૧૪૦ તથા સપડાયલી વિધવાઓ ૨૦ મળી કુલ ૧૬૦ જમનાર તથા તજાયલાં નાનાં બાળકો ૭૦ મળી કુલ સંખ્યા ૨૩૦ નું રક્ષણ થાય છે. સાદા ભોજનના આખા દિવસના એટલે બેટંકનાં રૂ. ૨૫ ખર્ચ આવે છે અને મિષ્ટાન્ન ભોજનના એક વખતના રૂ. ૪૨ અને આખા દિવસના રૂ. ૫૨ ખર્ચ આવે છે. અમુક દિવસો દાન આપનારની ઇચ્છા મુજબ નોંધવાના બાકી છે, તો આજે જ મળો અથવા લખો તથા રિપોર્ટ માટે લખો—

મંત્રી,

રા. સા. મહીપતરામ રૂપરામ અનાથાશ્રમ,

અમદાવાદ.

**રાજા મહારાજાઓ,**

નવાબો, નામદાર સરકારના ધારાસભાના ઓનરેબલ મેમ્બરો, સેશન્સ જજો, કમાન્ડર ઇન ચીફ બરોડા ગવર્નમેન્ટ, જનરલો, કર્નલો, મેજરો, કેપટનો, નામદાર લેટ વાયસરોયના ઓનરરી એ. ડી. સી. પોલીટીકલ એજન્ટો, સરકારી સીવીલીયન ઓફીસરો, યુરોપીયન સીવીલ સરજ્યનો, એમ. ડી. ની ડીગ્રી ધરાવનારા મોટા ડોક્ટરો તથા યુરોપીયન અને દેશી અમલદારો અને ગૃહસ્થોમાં **બાદશાહી યાકુતી** નામની જગજાહેર દવા બહુ વપરાય છે. એજ તેની ઉપયોગીતાની નીશાની છે. ગવર્નમેન્ટ લેબોરેટરીમાં આ રજવાડી દવા એનાલાઇઝ થયેલ છે.

## બાદશાહી યાકુતી.

ગમે તે કારણથી ગુમાવેલી તાકાત પાછી લાવે છે. પુરૂષાતન કાયમ રાખે છે, આ રાજવંશી યાકુતી વીર્યવીકારના તમામ વ્યાધી મટાડે છે અને વીર્ય ઘટ્ટ બનાવી ખરૂં પુરૂષાતન આપે છે. ખરી મરદાઇ આપનાર અને નબળા માણસને જુવાનની માફક જોરાવર બનાવનાર આ દવાનો લાભ લેવા અમારી ખાસ ભલામણ છે. આ દવા વાપરવામાં કોઇ પણ જાતની પરેજીની જરૂર નથી. ૪૦ ગોળીની ડબી એકના રૂપીઆ દશ.

**ડાકટર કાલીદાસ મોતીરામ—રાજકોટ—કાઠીયાવાડ.**

## વીસમી સદીની નવીન શોધ.

# સંગ્રહણી (ગળતી)

## માટે અમૃતમય ઉપાય.

પ્રતિષ્ઠિત અને વિદ્વાન વૈદ્ય દાકતરોની દવા ખાઈ કંટાળેલા **સંગ્રહણી** (ગળતી) મુંબઈના ઝાડા, અતિસાર અને આંતરડાના ક્ષયથી પીડાતા નિરાશાજનક દર્દીને આશીર્વાદરૂપ થઈ પડેલી ત્રીસ વરસના અનુભવની રામબાણ દવા માટે રૂબરૂ મળો યા સવાલપત્ર મંગાવો. પત્રવ્યવહાર નીચેના સરનામે કરવો.

ડાંડીઆરાની પોળ—
તંબુરાગરાની ખડકીમાં
ઘર નંબર ૩૫૬.
**કાલુપુર અમદાવાદ**

માણસાવાળા
**માસ્તર કે. જે. પટેલ**
**એન્ડ સન્સ.**
સ્પ્રુ સ્પેશીઆલીસ્ટસ.

**અમારૂં બાલાનંદ બચ્ચાંઓને હૃષ્ટપુષ્ટ આનંદી અને સુંદર બનાવે છે.**

# ઠગાઈનો ભોગ.

[ સામાજિક નવલકથા ]

પ્રયોજક

ચંદુલાલ જેઠાલાલ વ્યાસ
ખારી મહેતા સ્ટ્રીટ, વઢવાણ સીટી.

આવૃત્તિ ૧ લી. પ્રત ૩૫૦૦.
સંવત ૧૯૮૪. ઈ. સ. ૧૯૨૮.

અમદાવાદ, ખાડીઆ, ઠાકોરભાઈની પોળમાં "અંબિકા પ્રિન્ટીંગ પ્રેસ" માં
ઇન્દુલાલ જ. ઠાકોરે છાપી તે જ સ્થળેથી પ્રસિદ્ધ કર્યું.

મૂલ્ય રૂ. ૧॥

ગુજરાતી કૉપીરાઈટ-સંગ્રહ ૩૯૪૫


# જનસમાજને ફાયદાકારક ચેતવણી.

પંચાલ ભુલાભાઈ હીરાચંદ.

ચાંદીના જસ્તીથી ઝાળેલા દાગીના તથા ચોખી ચીનાઈ ચાંદીના દરેક જાતનાં વાસણો બનાવનાર તથા વેચનાર.

ઠે. માંડવીની પોળમાં લાલાભાઈની પોળમાં ઘર નંબર, ૨૪૬૦, અમદાવાદ.

"સોનું રૂપું મળે તેના કરતાં જુનું અને નવું સાહિત્ય વાંચવા મળે તે વધારે ઉત્તમ છે."

સાહિત્યના શણગારરૂપ

ઉત્તમ વાંચન

# સાદી શિખામણ

પુસ્તક ૧—૨—૩—૪.

પુસ્તક પહેલાની કીંમત રૂ. ૧—૦—૦ ને ત્યાર પછીના દરેક ભાગની કીંમત રૂ. ૨—૦—૦. પોસ્ટેજ જુદું.

મગનલાલ શંકરભાઇ પટેલ,
પાટણ (ગુજરાત).

# પ્રસ્તાવના.

'ઠગાઇનો ભોગ' એ એક મનોરંજકતાની છાયાવાળી સામાજિક નવલકથા છે. મોટાં શહેરોમાં શ્રીમંતોને માટે અનાચાર તરફ વળવા માટેની કેવી લાલચો રહેલી છે તેનું જ નહિ પણ દુર્બળ નૈતિક માનસવાળા ગરીબ મનુષ્યોને માટે પણ જગત્‌માં કેવી લાલચો રહેલી છે તેનું દર્શન મુખ્યત્વે કરીને આ કથા કરાવે છે. આ કથાનો નાયક વિનય છે, તે 'ઠગાઇનો ભોગ' થાય છે; પરન્તુ તેને ઠગનાર બનાવટી વિનયને કેટલે અંશે દોષપાત્ર લેખવો એ મનુષ્યના માનસનું પૃથક્કરણ કરવામાં કુશળતા ધરાવનારાઓ માટેનો એક પ્રશ્ન છે. એક મનુષ્ય બદમાશ ન હોય, બદમાશી કરવાની તેની ઇચ્છા ન હોય, કાયદો તેને બદમાશીની છાપ મારીને બદમાશોના કારખાનામાં ધકેલી દે, ત્યાં પણ તે બદમાશી શીખતો નથી, પરન્તુ તેનું દુર્બળ માનસ લાલચના સંયોગો ઉપસ્થિત થતાં તેનો ભોગ થઇ પડે છે! તે ઉપસ્થિત સંયોગોનો લાભ લેવાની લાલચને છોડી શકતો નથી, પ્રબળ નીતિમાન પુરૂષો સિવાય બીજાઓને માટે એવી લાલચને જીતવાનું કાર્ય મુસ્કેલ છે, એટલે વસ્તુતઃ તે દુર્બળ માનસ લાલચનું બલિદાન થાય છે અને પરિણામે અન્ય નિર્દોષ વ્યક્તિ તેની ઠગાઇનો ભોગ થાય છે. ઠગાઈ કાયદાની દૃષ્ટિએ જરૂર દોષપાત્ર છે પરંતુ એવી રીતે દૂષિત થએલી વ્યક્તિઓ તુરંગમાં જવાથી સુધરે નહિ. તુરંગની ઘટનામાં માનસશાસ્ત્રીઓની સલાહ નહિ લેવાતી થાય ત્યાંસુધી દુર્બળ માનસવાળા મનુષ્યો અનિચ્છાએ લાલચનો ભોગ થઈને બદમાશોની સંખ્યા વધારતા જ રહેશે. આ નવલકથામાં ડા. અરવિંદ જેટલા પ્રેમથી સ્મૃતિભ્રંશવાળા દર્દીની સારવાર કરે છે, તેટલા પ્રેમથી અપરાધીઓના માનસની સારવાર થશે, ત્યારે જગત્‌માં બદમાશી અને ઠગાઇ ઘણે અંશે ઓછી થએલી માલૂમ પડશે.

'ભયંકર ભૂલ' નામની મરાઠી નવલકથાને આધારે આ વાર્તા લખી છે, અને તે 'પ્રજાબંધુ' ના વાચકોની સમક્ષ ભેટ તરીકે રજુ કરવાનો અવસર પ્રાપ્ત થયો, તેને હું મારી કૃતકૃત્યતા સમજું છું.

વઢવાણ સીટી
બાલા મહેતા સ્ટ્રીટ
તા. ૧૨—૩—૨૮

ચંદુલાલ જેઠાલાલ વ્યાસ.

# અનુક્રમણિકા.




## ચંદુલાલ જેઠાલાલ વ્યાસકૃત નવલકથાઓ.

| | |
|---|---|
| નિઝામશાહીનો વફાદાર વઝીર ... ... ... ... | રૂ. ૧-૪-૦ |
| ચમત્કારિક ગુફા ભાગ ૧-૨ ... ... ... ... | ૫-૦-૦ |
| પંચાસરનો જયશિખરી ભાગ ૧-૨ ... ... ... | ૫-૦-૦ |
| અદ્ભુત લૂટારો ભાગ ૧-૨ ... ... ... ... | ૩-૮-૦ |
| વિચિત્ર જગત ભાગ ૧-૨ ... ... ... ... | ૬-૦-૦ |
| ભયંકર ભેદ ભાગ ૧-૨ ... ... ... ... | ૩-૦-૦ |
| વેર વસૂલ ભાગ ૧ થી ૪ ... ... ... ... | ૧૨-૦-૦ |
| ચાલીશ ચ્હેરાનો માણસ ... ... ... ... | ૪-૦-૦ |
| ચમત્કારિક ખૂન ... ... ... ... ... | ૨-૦-૦ |
| આગ્રાનો ખજાનો ... ... ... ... ... | ૨-૦-૦ |
| શેરલોક હોમ્સનાં સાહસ કર્મો ... ... ... ... | ૨-૦-૦ |
| ભૂલનો ભોગ ... ... ... ... ... ... | ૪-૧૨-૦ |
| કુટુમ્બીનું કારસ્થાન ભાગ ૧-૨ ... ... ... ... | ૫-૧-૦ |
| સફેદ ઠગ (ત્રણ ભાગમાં) ... ... ... ... | ૪-૮-૦ |
| સોનેરી ટોળી ભાગ ૧-૨ ... ... ... ... | ૪-૮-૦ |
| વિપત્તિનું વાદળ ... ... ... ... ... | ૪-૦-૦ |
| ઠગાઈનો ભોગ... ... ... ... ... ... | ૧-૪-૦ |

# ઠગાઇનો ભોગ.

## પ્રકરણ ૧ લું.

### કારાગૃહમાં.

"આ મનુષ્ય ઉપર શો આરોપ છે ?" ન્યાયાધીશે પોતાના ચશ્મા ઉંચા કરીને પ્રશ્ન કર્યો.

"પોલીસ અધિકારી ઉપર હલ્લો તથા તેની સાથે મારામારી કરવાનો." પોલિસ પ્રોસિક્યુટરે જવાબ આપ્યો.

"તેણે ક્યારે અને કેવી રીતે હલ્લો કર્યો તથા તે પછી શું બન્યું તે વિગતવાર જણાવો." ન્યાયાધીશે ચશ્મા પુનઃ પોતાના નાક ઉપર મૂકીને આજ્ઞા કરી.

પ્રસ્તુત દેખાવ લલિતપુરના ન્યાયાધીશની કોર્ટમાં ચાલતો હતો. કેદીના પાંજરામાં એક મનુષ્યને હાથમાં કડી નાખીને ઊભો કરવામાં આવ્યો હતો. તેની પાસે બે પોલિસના સિપાઇઓ ઊભા હતા અને પોલિસ પ્રોસિક્યુટર આ આરોપીની વિરૂદ્ધ ન્યાયાધીશ સમક્ષ પુરાવો રજુ કરવાને માટે તૈયાર થઇ રહેલો દેખાતો હતો.

ન્યાયાધીશની આજ્ઞા થતાં તે વિનયપૂર્વક નમન કરીને બોલ્યોઃ "ગઇ કાલે રાત્રે પોલિસ જમાદાર દીનાનાથ કર્ઝનરોડ ઉપર પહેરાપર હતો, તે સમયે ત્યાં એક બાંકડાપર આ માણસ સૂતેલો દૃષ્ટિએ પડ્યો. રાત્રી ઘણી ગયેલી હોવાથી દીનાનાથે તેને ત્યાંથી ચાલ્યા જવાની સૂચના કરી. આરોપી ઉંઘમાં હોવાથી તેને ઢંઢોળ્યો અને તેનો હસ્ત પકડી, તેને ઉઠાડવા માંડ્યો. એટલામાં આરોપીએ એકદમ ઉછળીને જમાદારપર આક્રમણ કર્યું તથા તેને એક થપ્પડ મારી યદ્વા તદ્વા બકવા લાગ્યો. એટલે દીનાનાથે સીટી બજાવીને બીજા પોલિસને પોતાની મદદે બોલાવ્યા તથા આરોપીને પકડી, કોર્ટ સન્મુખ ઊભો કરવામાં આવ્યો છે."

ન્યાયાધીશે પુનઃ પોતાના ચશ્મા બાજુએ કર્યા અને પાંજરામાં ઊભેલા આરોપી તરફ દૃષ્ટિ કરી. આરોપી ૨૧-૨૨ વર્ષનો તરુણ હતો. તે ઉંચો અને મજબૂત કાઠાનો હતો. તેનો ચ્હેરો તેજદાર હોવા

સાથે તે કોઈ ઉચ્ચ કુળમાં જન્મ પામેલો હોય એમ લાગતું હતું. પરંતુ એ ત્રણ અઠવાડિયાંઓમાં હજામત કરાવેલી નહિ હોવાથી દાઢું વધેલું હતું અને તેથી ચ્હેરાપરની કાંતિમાં એક પ્રકારની ઉણપ આવી હતી. ન્યાયાધીશને તેના દેખાવપરથી એટલું લાગ્યું કે આ બીજા સામાન્ય ગુન્હેગાર માંહેલો નથી. આ તરૂણના શરીરપર ફાટચાંતુટચાં વસ્ત્રો હતાં. પગમાં કશું પણ ન હતું એમ કહીએ તો ચાલે, કેમકે જે ફાટેલા જોડા હતા તે એટલા ગલિચ અને સત્તર જગ્યાએ ઉપસેલા હતા કે એકાદ કૂતરો પણ જો તે ચોરી જઇને ખાઇ જાય તો તેને ત્રણ દિવસ પેટમાં દુઃખવા આવ્યા સિવાય રહે નહિ! આરોપીના હાથમાં કડી નાંખુવામાં આવી હતી. તેના ચ્હેરાપર ગાંભીર્ય જણાતું હતું.

ન્યાયાધીશ સાહેબ બોલ્યાઃ " તું કાંઈ ગુન્હેગાર જાતિનો દેખાતો નથી. તારા દેખાવપરથી જણાય છે કે તું કોઇ ખાનદાન કુટુંબનો હોવો જોઇએ. "

" મેં આપને કયાં કહ્યું છે કે હું ગુન્હેગાર જાતિનો છું ? " કેદી સભ્ય પણ સ્પષ્ટ અવાજે બોલ્યોઃ " આ પોલિસ પ્રોસિકયુટર એમ કહે છે. હું કબૂલ કરૂં છું કે મેં જમાદારને થપ્પડ લગાવી હતી. પરંતુ તેણે મને ગાળો દીધી એટલે મેં તેને લગાવ્યો. વળી તે વખતે મારી ઉંઘ પૂરી ઉડી ન હતી. એટલે હું શું કરૂં છું તેનો મને ખ્યાલ ન હતો. પરંતુ મારા કથન ઉપર કોર્ટ વિશ્વાસ રાખે એમ થોડુંક જ છે ! "

ન્યાયાધીશે પુનઃ પોતાના ચશ્માામાંથી કેદી તરફ તિક્ષ્ણ નજરે જોયું અને પછી પોલિસ પ્રોસિક્યુટર તરફ દૃષ્ટિ કરી. પ્રોસિક્યુટરનો તેને સારો પરિચય હતો તે કદી પણ અસત્ય બોલે નહિ અને દીનાનાથ જેવો શાંત વૃત્તિનો જમાદાર કદી પણ પોતાના અધિકાર બહાર જાય નહીં એમ ન્યાયાધીશ માનતો હતો છતાં પણ તેણે આરોપીને અન્યાય ન થાય તે માટે કહ્યુંઃ "કહે, તારે જે કહેવું હોય તે કશા પણ સંકોચ વગર જણાવ."

"તારૂં નામ શું ?" ન્યાયાધીશના શિરસ્તેદારે આરોપીને પ્રશ્ન કર્યો. ન્યાયાધીશોને આવી ન્હાની ન્હાની બાબતો તરફ લક્ષ આપવાની ટેવ હોતી નથી. એટલે એવી બાબતમાં તેમના શિરસ્તેદારો કે કારકુનો જ તેમની સંભાળ રાખે છે એ અનુભવની વાત છે.

" મારૂં નામ દેવદત્ત સત્યપ્રસાદ. " પાંજરા માંહેનો કેદી બોલ્યોઃ "ગઇ કાલે જ હું આ મોટા શહેરમાં આવ્યો હતો. કાંઈ કામ મળી શકે

તો મેળવવાનો પ્રયત્ન કરતો હતો. કાલ સ્હવારથી સાંયંકાળસુધી આખા શહેરમાં ફર્યો પણ મહેનત સફળ થઈ નહિ. કોઈએ મજુર તરીકે પણ રાખ્યો નહિ. મારા ગજવામાં ચાર પૈસા સીલક હતા તેના ગાંઠીયા લઇને ખાધા અને રસ્તાપરની ચકલીમાંથી પાણી પીને ફુટપાથ ઉપર પડેલા બાંકડાપર આડે પડખે થયો. થાક પુષ્કળ લાગેલો હોવાથી એકદમ નિદ્રા આવી ગઈ. તે વખતે એકાએક પેલી મેર ઊભા તે જમાદાર સાહેબે એક ધોકો મારી કેડમાં લગાવ્યો અને સહન ન થઈ શકે તેવા પ્રકારનું ગાલીપ્રદાન કરવા માંડ્યું. આજ-સુધીમાં કોઇના મુખેથી એક શબ્દ પણ મેં સાંભળ્યો નથી. એટલે તેના અપશબ્દોથી મને અત્યંત ગુસ્સો ચડ્યો તથા એ ગાલીપ્રદાન કરનારા મુખને રંગી કાઢવું એવો વિચાર આવ્યો અને મેં તેને એક થપ્પડ લગાવી એટલામાં બીજા સિપાઇઓ દોડતા આવ્યા તથા એ બધા ભળીને મને મારવા લાગ્યા.”

“તું અગાઉ કદી પણ આ ગામમાં આવ્યો હતો ખરો ?” ન્યાયાધીશે પૂછ્યું.

“નહિ ! કદી પણ આવ્યો નથી.” કેદીએ ઉત્તર આપ્યો.

“આ માણસ ખોટું બોલે છે. તદ્દન જૂઠું બોલે છે.” જમાદાર દીનાનાથ વચ્ચે બોલ્યો: “અગાઉ પણ મેં આને કર્ઝનરોડ ઉપર તથા દરિયાકિનારાપર અનેક વાર જોયો છે, સાહેબ !”

કેદી તીક્ષ્ણ દૃષ્ટિપૂર્વક જમાદાર સામે જોઈ રહ્યો. ન્યાયાધીશનાં નેત્રો કેદી તરફ જ હતાં. કેદીનો ચ્હેરો સંભાવિત મનુષ્યના જેવો લાગતો હતો, તથાપિ તેનાં નેત્રો ઉપરથી તેનામાં રહેલી ક્રૂરતા સ્પષ્ટ થતી હતી.

ન્યાયાધીશ શાંતપણે અને રૂવાબદાર અવાજે બોલ્યા: “દેવદત્ત ! તારી હકીકત મને ખરી લાગે છે, પરંતુ તે અંશતઃ ! તું કામ શોધવાને માટે ગામમાં ભટકતો હોઈશ એ વાતનો હું સ્વીકાર કરૂં છું અને તેથી જો તને કેવળ રસ્તાપર રખડવાના કારણે કોર્ટ સન્મુખ ઉભો કરવામાં આવ્યો હોત તો હું તને છોડી મૂકત. પરંતુ પોલિસ અધિકારી પોતાની ફરજ ઉપર હતો અને તે તને ત્યાંથી ચાલ્યો જવાનું કહેતો હતો તે નહિ સાંભળતાં તેં થપ્પડ મારીને તેનું અપમાન કર્યું એ મારી દૃષ્ટિએ ભયંકર ગુન્હો છે કારણકે જે રાજ્યમાં પોલિસનું માન જળવાય નહિ, તે રાજ્યનો માલિક પ્રજા

ઉપર રાજ્ય કરી શકે જ નહિ. એટલે એવો ભયંકર ગુન્હો કરનારને છોડી દેવામાં આવે તો ન્યાયદેવતાનું અપમાન કરેલું લેખાય માટે હું તને ત્રણ મહિનાની સખ્ત મજુરી સાથે કેદની શિક્ષા કરૂં છું. તું ભવિષ્યમાં તારૂં વર્ત્તન સુધારીશ એમ તારો ચ્હેરો મને કહે છે, અને તેથી જ હું તને આટલી થોડી સજા કરૂં છું."

કેદીએ પોતાના મુખમાંથી એક પણ શબ્દ કાઢ્યો નહિ. તેનો ચ્હેરો ન્યાયાધીશ તરફથી દ્વાર તરફ વળ્યો. તેણે કાલાવાલાનો એક પણ શબ્દ ઉચ્ચાર્યો નહિ. તેણે તદ્દન નિઃસ્પૃહીપણાનો દેખાવ ધારણ કર્યો હતો.

તેજ દિવસે સ્હાંજે ચાર વાગે દેવદત્ત લલિતપુરની સેન્ટ્રલ જેલમાં બીજા કેદીઓની સાથે કેદીના પોષાકમાં મસ્તકપર લાદના ટોપલા સારતો દેખાતો હતો. તેની મુખચર્યા ઉપરથી જણાતું હતું કે તેણે એકાદા સાધુસંત કિંવા રાજકીય કેદીની માફક મોટી શાંત વૃત્તિપૂર્વક તુરંગવાસનો સ્વીકાર કર્યો છે. તુરંગમાં દાખલ થતાંની સાથે જ તેની હજામત કરાવવામાં આવી હતી. એટલે કેદીનો પોષાક હોવા છતાં પણ તેનો ચ્હેરો અગાઉ કરતાં ખુલતો દેખાતો હતો. જે ટોળીમાં દેવદત્તને કામ કરવાને માટે જોડવામાં આવ્યો હતો, તે ટોળીમાં એક બીજા કેદીનું લક્ષ તેની તરફ ગયું હતું. આ કેદીનો ચ્હેરો ભયંકર અને ક્રૂર હતો. સભ્યતાનો તેને ખ્યાલ પણ ન હતો. તેનાં નેત્રો લાલબુંદ હતાં અને આ જેલ તેને મન મહેલસમ હોય એવું તેના લાલબુંદી જેવા તગડા શરીર ઉપરથી અનુમાન થઈ શકતું હતું. તેણે કામ કરતાં કરતાં નજીક આવીને ધીમા સ્વરે દેવદત્તને પ્રશ્ન કર્યો: "મહાશય! આપ અહીં કેવી રીતે આવ્યા?"

"કાયદો મને અહીં લાવ્યો છે." દેવદત્તે ઉત્તર આપ્યો.

"હું પણ અહીં કાયદેસર રીતે આવ્યો છું અને બીજા બધા કેદીઓ પણ કાયદાના પ્રતાપેજ અહીં આવે છે. એમાં તેં મને નવું શું કહ્યું? હું તો પૂછું છું કે તું કાંઇ બદમાશ ભામટા જેવો દેખાતો નથી તો પછી તું અહીં કેવી રીતે આવ્યો? ક્યાંય ઝડપ લગાવી હતી કે શું?"

"તારા જેવા એક જાડા પાડાના મુખ ઉપર ઝડપ લગાવી હતી." દેવદત્ત સ્મિત કરતો કરતો બોલ્યો.

"એમ! ત્યારે તો ઠીક પડશે!" ચોરીમલ બોલ્યો: "તારા

જેવો હાજરજવાબી અને હિમ્મતવાન દોસ્ત મળવાથી મને પણ આનંદ થયો છે."

એ વખતે આ ટોળી ઉપર દેખરેખ રાખનાર વૉર્ડરે "ખબરદાર!" એ પ્રમાણે ઉચ્ચાર કરીને તેમને શાંત બનાવી દીધા બધા ગુપચુપ કામ કરવા લાગ્યા. આ ઝેરીમલ ચાલાક ચોર, અદ્‌ભુત લૂટારો અને અઠંગ ઉઠાઉગીર હતો. ખીસ્સા કાતરવામાં તેના જેવો કુશળ બીજો કોઇ ભાગ્યે જ હશે. તેને કારાગૃહવાસની કાંઇ નવાઇ ન હતી. આ તે ત્રીજી વાર લલિતપુરની તુરંગમાં દાખલ થયો હતો તેનો પરિચય આગળ વાચકોને થનાર હોવાથી અત્યારે તો આટલીજ ઓળખાણ બસ છે.

લલિતપુરમાં એક ખ્રિસ્તિ મતાનુયાયીઓનું મીશનરી ખાતું હતું. તે ખાતાનો વડો પાદરી કોઇ કોઇ વાર આ તુરંગની મુલાકાત લેતો અને તેના કેદીઓને ઉપદેશ આપી, સન્માર્ગે ચડાવવાનો પ્રયત્ન કરતો હતો, તે પ્રમાણે એ પાદરી એક રવિવારે તુરંગમાં આવ્યો. રીવાજ મુજબ તેણે ચોગાનમાં સર્વ કેદીઓને એકત્ર કરીને ઉપદેશ આપ્યો, ખ્રિસ્તિ ધર્મનું મહત્ત્વ સમજાવ્યું. તે આ ઉપદેશ આપતો હતો એ વખતે સ્વાભાવિક રીતે જ તેનું લક્ષ્ય દેવદત્ત તરફ ગયું. તેનો ચ્હેરો બીજા કેદીઓ કરતાં વિશેષ આકર્ષણ કરનારો લાગવાથી તેણે દેવદત્તને પોતાની પાસે બોલાવીને કહ્યું:—

"બેટા! તું અહીં તુરંગમાં કેવી રીતે આવ્યો? તારા ચ્હેરા ઉપરથી તું કાંઇ ગુન્હેગાર જાતિનો હોય એમ લાગતું નથી."

કેદીના હસ્ત તેનાં નેત્રો તરફ ગયા. નેત્રોપર ચમકતાં અશ્રુબિન્દુને લૂછી નાંખીને તે રૂદ્ધ કંઠે બોલ્યો: "આપનું અનુમાન સાચું છે. ખરેખરી રીતે મેં કશો ગુન્હો કર્યો નથી. હું કશું કામ મળી શકશે એમ માનીને અહીં લલિતપુરમાં આવ્યો હતો પરંતુ મારા નસિબમાં આ તુરંગમાં કરવાનું કામ માંડેલું હશે તે કેમ મિથ્યા થાય? હે પ્રભુ! હું જગતમાં છૂટો રહીને કામ કરવાને નારાજ ન હતો; તો પછી તેં મને આ કારાવાસમાં શામાટે ધકેલ્યો? હું પ્રભુના સોગન ખાઇને કહું છું કે આમાં મારો કશો અપરાધ નથી. હું અહીં કેવી રીતે આવ્યો તે આપને કહું?"

"હા—હા, કહે!" પાદરી ઉત્કંઠાપૂર્વક બોલ્યો.

"મારાં વસ્ત્રો! એ વસ્ત્રો જ મને અહીં લાવ્યાં છે." દેવદત્ત નેત્રોમાં આંસુ લાવીને બોલ્યો.

"શું ! તેં કોઇનાં કપડાં ચોર્યાં હતાં ?"

"શિવ ! શિવ ! શિવ ! ચોરી ! કદી પણ નહિ. મેં એ ફાટેલાં વસ્ત્રો શરીરપર ધારણ કર્યાં હતાં એજ મારો ગુન્હો. જો હું સારાં ભપકાદાર વસ્ત્રો ધારણ કરીને ફરતો હોત તો હું ધારૂં છું કે ગમે તે સ્થળે મને સહેલાઇથી કામ મળી શક્યું હોત. પરંતુ તેને બદલે મને મારા દેખાવ ઉપરથી પરહેજ કરવામાં આવ્યો અને કશા પણ દોષ વગર આ સ્થળે ધકેલવામાં આવ્યો. જગતનો પણ કેવો વિચિત્ર ન્યાય છે ? ગરીબાઈ એ મારો ગુન્હો !" એ પ્રમાણે કહીને દેવદત્તે પોતાના વદનપર દુઃખની છાયા લાવીને જોરથી એક નિઃશ્વાસ મૂકયો.

એથી આ દયાળુ અને વૃદ્ધ પાદરીનું દિલ પિગળ્યું. તે બોલ્યોઃ "તેં શું કહ્યું.? જો તને સારાં વસ્ત્રો પહેરવાને મળ્યાં હોત તો કામ મળી શક્યું હોત ?"

"હા, એમાં જરા પણ સંશય નથી."

"વારૂ, ગત વસ્તુનો શોચ કરવો નકામો છે પરંતુ અહીંથી તું મુક્ત થાય ત્યારબાદ પુનઃ એવું ન બને માટે હું ગોઠવણ કરીશ. જ્યારે તું છૂટે તે વખતે તને આપવાને માટે હું કારાધ્યક્ષને સારાં કપડાં આપીશ તે તને આપશે. ઈશ્વર તારૂં કલ્યાણ કરો." એમ કહીને વૃદ્ધ પાદરી ત્યાંથી ચાલ્યો ગયો.

બીજે રવિવારે એક શ્રીમંત પરંતુ દયાળુ બાઇ ખરા ધર્મનો પ્રચાર કેદીઓમાં થાય એવા હેતુથી આ તુરંગની મુલાકાતે આવી. તે કેદીઓની તપાસ કરતાં કરતાં દેવદત્ત પાસે આવી. તેનો ચ્હેરો જોતાં જ તેના અંતરમાં દયાનો સંચાર થયો. તે બોલીઃ—

"છોકરા ! કયાં કર્મોવડે આ સ્થાનમાં તારે આવવું પડયું છે ? તારા દેખાવપરથી તું કાંઇ ચોર કે પાપાત્મા લાગતો નથી."

"હું ચોર નથી, પાપાત્મા નથી, તેમ દિવાનો પણ નથી. માત્ર મારૂં પ્રારબ્ધ મને અહીં લાવ્યું છે એમ મારે કહેવું પડે છે. બાઈ સાહેબ ! મને કેવળ ત્રાસ આપવામાં આવ્યો છે !"

"ત્રાસ ! કોના તરફથી ?"

"આ લલિતપુરના શ્યામ વસ્ત્રધારી યમદૂતો તરફથી. એક વાર મારી આર્થિક સ્થિતિ ઠીક હતી. તે વખતે મારી મિલકત મેં મોજશોખમાં ઉડાવી દીધી. પોલિસના ઘણા કોન્સ્ટેબલોને મેં બક્ષિસ આપેલી હશે. પરંતુ હું ખરચીખૂટ બની ગયો. એટલે કોઇ સ્થળે કામ

ફરીને આજીવિકા પ્રાપ્ત કરવાનો મેં વિચાર કર્યો. પરંતુ જ્યાં જ્યાં હું જતો ત્યાં ત્યાં આ પોલિસનાં માણસો મારી પાછળ પડતા અને મારા માલિકને કહેતા કે 'આ માણસ બદમાશ છે, ઉડાઉ છે, ઉઠાઉગીર છે; માટે તેનાથી ચેતતા રહેવું!' એથી એક પાઈ પણ મેળવ્યા વગર મારે નિકળી જવું પડતું. મારૂં મન એટલું બધું નિરાશ બની ગયું કે મને જીવવાની પણ ઇચ્છા રહી નહિ. એવી સ્થિતિમાં એક વાર હું પોલિસના સપાટામાં આવી ગયો અને તેમણે મને આ તુરંગ દર્શાવી. ખરેખર, જો આ સ્થાનમાં મને મૃત્યુ પ્રાપ્ત થાય તો જગતમાં રહીને જે ત્રિવિધ તાપ મારે ભોગવવા પડે તે કઇ અહીં ભોગવવું પડે તેમ નથી."

"છોકરા! તેં કદી ભગવદ્ ગીતા વાંચી છે ખરી? તારા જેવા નિરાશ બનેલા તરૂણ છોકરાએ તો તે ખાસ વાંચવી જોઇએ."

"સાચું છે. એક વખત મારી પાસે ગીતાનું એક ન્હાનું પુસ્તક હતું. પરંતુ તે ખોવાઈ ગયું અને બીજું પુસ્તક લેવાને માટે મારી પાસે પૈસા નથી."

"કાંઈ હરકત નહિ. તું અહીં હવે કેટલો સમય રહેવાનો છે?"

"આશરે બે મહિના."

"એમ કે? બહુ સારૂં. તું છૂટે ત્યારે તારી પાસે થોડાક પૈસા તથા ભગવદ્ ગીતાનું પુસ્તક હોય એવી હું વ્યવસ્થા કરીશ."

"આપનો મારા ઉપર કેટલો મોટો ઉપકાર!" દેવદત્ત ગદ્‌ગદ્ કંઠે બોલ્યો.

તે બાઈના ગયા પછી પેલો ઝેરીમલ્લ તેની પાસે આવ્યો અને બોલ્યો: "દીકરા દેવદત્ત! તારૂં દૈવ મોટું બળવાન દેખાય છે. તને આવ્યાને હજી પંદર–વીશ દિવસ થયા હશે, ત્યાં તો કોઇ તને પૈસા આપે છે, કોઇ નવીન પોષાક આપે છે, કોઈ વેદાંત શિખવે છે! એ પણ નસીબ, નહિ તો બીજું શું? જોને, મને અહીં આવ્યાને ચાર–પાંચ માસ થઈ ગયા, છતાં મારી સામે કોઇ ઢુકીને જોતુંયે નથી!"

* * *

આજે દેવદત્તના કારાવાસની મુદત પૂરી થઈ તેને કારાધ્યક્ષની ઓફિસમાં લાવવામાં આવ્યો. તેની મુક્તિ થઈ તે દરમિયાન પુનઃ તેને પેલો ધર્મોપદેશક વૃદ્ધ પાદરી કિંવા ગીતાનું પુસ્તક લાવી આપવાનું કહેનારી પેલી બાઈ મળ્યાં ન હતાં. દેવદત્તને લાગ્યું કે

'એ બન્ને મને વિસરી ગયાં હશે !' પરંતુ તેની કલ્પના સાચી ન હતી. કારાધ્યક્ષે એક હસ્તમાં તેને લુગડાનું પોટકું તથા બીજા હસ્તમાં ન્હાની ડબ્બીમાં બંધ કરેલી એક વસ્તુ આપી. પેલા પોટકામાં એક ખમીસ, ગંજીફરાક, નવીન ધોતીયું, એક કોટ તથા જોડાની એક જોડી હતી. પેલી ડબ્બીમાં રેશમી પુંઠાવાળું ગુજરાતી ભાષાંતર સહિત સુંદર ગીતાનું પુસ્તક હતું. કારાધ્યક્ષે દેવદત્તને કેદીનો પોષાક કાઢી નાખીને આ પોષાક ધારણ કરવાનું કહ્યું. આ નવીન પોષાકમાં દેવદત્ત એક ખાનદાન કુળના યુવક જેવો લાગતો હતો. વસ્ત્રો ધારણ કરીને તૈયાર થઇ ગયો એટલે કારાધ્યક્ષે તેને પચાસ રૂપીઆની એક નોટ આપી. દેવદત્ત સભ્યતાને સમજતો હતો અને પાશ્ચાત્ય પદ્ધતિની રીતભાતથી માહિતગાર હતો, એટલે તેણે કારાધ્યક્ષનો આભાર માન્યો અને પછી તુરંગમાંથી નિકળીને શહેર તરફ ચાલતો થયો.

---

## પ્રકરણ ૨ જું.

### વસ્ત્રોનો ફેરફાર.

દેવદત્ત તુરંગમાંથી બહાર નિકળીને લલિતપુર શહેર તરફ જવા લાગ્યો; પણ હવે કયાં જવું, શું કરવું, એ વિચાર તેના મનને મુંઝવવા લાગ્યો, કારણકે જો તે અહીં રહે તો પુનઃ પોલીસ તેને હેરાન કરે એવી તેને ભીતિ હતી. તેના ગજવામાં પચાસ રૂપીઆની નોટ હતી. એ રકમ કાંઇ બહુ મોટી ન કહેવાય. એટલે બીજે કોઇ સ્થળે જઈને કામ ધંધો મળી શકે ત્યાંસુધી કરકસરથી પચાસ રૂપીઆમાં નભાવવું જોઇએ. છેવટે આજે રાત્રીસુધી શહેરમાં આમથી તેમ આંટા મારવા અને રાત્રે એકાદા શહેરમાં વિશ્રાંતિ લઇને ત્યાં શાંત ચિત્તે ચોક્કસ નિર્ણયપર આવવાનો તેણે નિશ્ચય કર્યો. આખો દિવસ તેણે આમતેમ ફરવામાં ગાળ્યો. રાત્રી પડવા આવી એટલે ભોજનની શોધમાં ચાલ્યો. જ્યાં જાય ત્યાં ત્રણ અને ચાર રૂપીઆ ભોજનના માલિકો બતાવવા લાગ્યા. એક રાત્રિને માટે એટલી બધી રકમ ખર્ચી નાખવાનું તેને ઠીક નહિ લાગવાથી તે એક વિશીમાં ગયો. આ વિશીના માલીકે ઉતારૂઓને માટે રાત્રે રહેવાની પણ વ્યવસ્થા કરી હતી. વિશીનાં દ્વાર પાસે એક ગાદી તકીયો પડેલાં હતાં. ત્યાં કારકુન જેવો દેખાતો માણસ બેઠો હતો. તેણે પૂછયું: "કેમ ભાઈ ! આપને જમવું છે ?"

"મારે તો જમવુંયે છે અને રાત્રે રહેવું પણ છે." દેવદત્તે જવાબ આપ્યો."

"રહેવાની પણ સગવડ છે. પણ સીંગલ ઓરડી જોઇએ કે ડબલ ?"

"ડબલ ઓરડી એટલે શું ?"

"ડબલ ઓરડીનો અર્થ એ કે એક ઓરડીમાં બે બિછાનાં હોય. તેમાં એક બિછાનાપર તમારે સુવાનું અને બીજા બિછાના ઉપર બીજો ઉતારૂ સુઇ શકે. તેનો ચાર્જ ઓછો આવશે; જ્યારે સીંગલ ઓરડી લેશો તો વધારે પડશે."

"ત્યારે તો મને ડબલ ઓરડીમાં જ એક બિછાનું આપો."

"જમવાની સાથે એક રાત્રીના આઠ આના અને આખા દિવસનો એક રૂપીઓ પડશે."

"બહુ સારૂં, એ કાંઈ વધારે ન ગણાય."

"જાઓ, ઉપલા માળે દશમા નંબરની ઓરડી છે તેમાં હજી કોઈ આવેલ નથી. અત્યારે તો તમે એકલાજ છો. તમારી સાથે કાંઈ સામાન છે?"

"મારી પાસે સામાન કશો પણ નથી. કોઈ બીજો આવશે તોપણ મને વાંધા જેવું નથી."

દેવદત્ત દાદરપર ચડીને ઉપર ગયો. ઉપર ગેલેરીમાં દીવો નહિ હોવાથી દશમા નંબરની ઓરડી શોધી કાઢતાં જરા વખત લાગ્યો પણ છેવટે તે ઓરડી મળી. આ બહુ મોટી ન હતી, તોપણ બે માણસોનો સમાવેશ સારી રીતે થઈ શકે તેમ હતું. એક બાજુએ ચોકડીપર પાણીને માટે માટીની એક માટલી તથા તેના તેના ઉપર એક લોટી અને બે પ્યાલા મૂક્યા હતા. બે બાજુએ બે લોઢાના ન્હાના ન્હાના પલંગ હતા. દિવાલપર એક ન્હાની ચીમની વાટ ધીમી કરીને રાખેલી હતી. ઉપર જાળાં ઝાપટાંનો પાર ન હતો. દિવાલપરનો ચૂનો તદ્દન ભુંસાઈ ગયો હતો. એ પરથી આ મકાન પ્રત્યે તેના માલિકની બિલકુલ કૃપા નહિ હોય એવું અનુમાન થઇ શકતું હતું. એક ખુણામાં ન્હાનું ટેબલ હતું તેના ઉપર પણ ધૂળ ચડી ગઈ હતી. તેની પાસે બે અર્ધભાંગેલી ખુરસીઓ પડી હતી. દિવાલપર ટાંગેલો ન્હાનો અરિસો એટલો મેલો હતો કે તે હાથમાં લેવાનું પણ મન ન થાય. એ સિવાય ત્યાં વિશેષ લક્ષ ખેંચે એવું કશું ન હતું. બાજો

પલંગપર પાથરેલાં ગાદલાંમાં એટલા ગાંઠા હતા તથા ઓશીકાં એટલાં સખ્ત હતાં કે એક રાત્રી તેનાપર સૂવાનો અનુભવ લેનાર માણસ પુનઃ કદી પણ આ વિશીમાં આવવાનું પસંદ કરે નહિ છતાં પણ ચાર્જ ઘણો સસ્તો હોવાથી વિશીના માલિકને કાયમ ગ્રાહકો મળી રહેતા હતા.

દેવદત્તને પોતાના પૈસાની ચિંતા હતી. તે નોટ રાખવાને માટે તેના કોટના ખીસ્સા સિવાય બીજું એક પણ સાધન ન હતું. આ ઓરડીમાં કોઇ ગુપ્ત સ્થાન છે કે કેમ તે તે તપાસવા લાગ્યો. પણ એવું સ્થળ મળ્યું નહિ. તે બડબડયો: "મારા બૂટમાં નોટ છૂપાવું !" પણ વિચાર થયો કે ચોર કદાચ બૂટ જ ઉપાડી જાય તો ? એટલે એ સ્થળ પણ સુરક્ષિત લાગ્યું નહિ એટલે છેવટે કોટ ઓશિકા નીચે મૂકીને સૂવાનો તેણે વિચાર કર્યો. તે વિચાર અમલમાં મૂકતાં પણ વાર લગાડી નહિ. આખો દિવસ ફરવાથી થાકેલો હોવાને લીધે બિછાનામાં પડતાંની સાથે જ તેને નિદ્રા આવી ગઇ.

રાત્રીના બે વાગી ગયા હતા. આ વિશીના દ્વાર પાસે ગાદી-પર બેઠેલો કારકુન ઝોકાં ખાતો હતો. તે વખતે એક સભ્ય પોષાક ધારણ કરેલો મનુષ્ય આ વિશીમાં આવ્યો અને ઉચ્ચ સ્વરે બોલ્યો: "મારે એક ઓરડી જોઇએ છે."

મોટા અવાજથી કારકુન આંખો ચોળતો ચોળતો જાગૃત બની ગયો. નવીન આવેલા ગૃહસ્થ સામે જોઈને તે બોલ્યો: "કાંઈ ટંટોબંટો થયેલો છે કે શું ? ખૂબ માર લાગ્યો છે, નહિ ? ડોકટરને બોલાવું ?"

"ના—ના, એવું કાંઈ નથી. એક ઓરડી જોઇએ છે. મારૂં ઘર છે, પણ આજની રાત્રી બહાર ગાળવાનો વિચાર છે."

"સીંગલ ઓરડી ખાલી નથી. ડબલ છે. આપું ?"

"ડબલ હોય તો ડબલ. આજની રાત્રી કાઢવી છે. જલ્દી બતાવ. પુષ્કળ થાક લાગ્યો છે."

કારકુનની આંખો ઘેરાતી હતી. તેણે આ માણસ તરફ વિશેષ લક્ષ આપ્યું નહિ. તે ઉઠયો અને વિશીનું દ્વાર બંધ કરીને બોલ્યો: "મારી સાથે ઉપર ચાલો."

બન્ને જણા ઉપર ગયા. દશમા નંબરની ઓરડીનાં દ્વાર ખુલ્લાં જ હતાં. કારકુને કહ્યું: "આ ઓરડીમાં એક બિછાનું ખાલી છે."

નવીન આવેલો મનુષ્ય ઓરડીમાં દાખલ થયો અને કારકુન તેનું દ્વાર ખાલી બંધ કરી નીચે ચાલ્યો ગયો. આ મનુષ્ય અંદર બિછાના ઉપર પડયાને થોડો સમય થયો નહિ હોય ત્યાં ઘોરવા લાગ્યો. તેનાં નસ્કોરાંમાંથી નિકળતા વિલક્ષણ અને ભયપ્રદ અવાજથી દેવદત્ત જાગી ગયો. તે પલંગપર બેઠો થઇને આસપાસ જોવા લાગ્યો. દીવો જેવી ને તેવી સ્થિતિમાં બળતો હતો. માત્ર પોતાની બાજુમાં પલંગપર એક મનુષ્ય ઘોરતો પડેલો દેખાયો. તેણે અપ-ટુ-ડેટ પોષાક ધારણ કર્યો હતો.

"ગધેડો નહિ તો! ખુબ પીધેલો લાગે છે. અરે ભલા માણુસ! જરીક મૂંગો મરી રહે તો સારૂં." એટલું બોલીને દેવદત્ત પુનઃ પોતાનું અર્ધું ધોતીયું મ્હોંપર ઓઢીને સૂઇ ગયો પરંતુ આ મનુષ્યનાં નસ્કોરાં બંધ થયાં નહિ, એટલું જ નહિ પણ તે ઘોરતા ઘોરતા સુસ્કારા નાખતો હતો અને વચ્ચે વચ્ચે 'અરર-ઉં-હું-હું-હું' પણ કરતો હતો. એથી દેવદત્ત પુનઃ જાગૃત થયો. જોરપૂર્વક બોલ્યોઃ "મહેરબાન! તમારૂં આ સંગીત બંધ કરો તો ઠીક! તમને થાય છે શું?"

તે મનુષ્યની છાતી ઉંચી નીચી થતી હતી. તેણે મોઢેથી એક સુસ્કારો નાંખ્યો.

"ઝખ મારવા એટલો બધો પીધો હતો? હું આઠ આના આપીને કાંઈ તારૂં આ સંગીત સાંભળવાને અહીં આવ્યો નથી, સમજ્યો? ઠીક કહું છું-ઘોરવું બંધ કરી દે."

છતાં પણ કશો જવાબ મળ્યો નહિ, જોકે સુસ્કારા અને નસ્કોરાં તો ચાલુ જ હતાં.

"હજી પણ નથી માનતો? તો લે!" એમ બોલીને દેવદત્ત પોતાનો બુટ ઉપાડીને તેના ખભાપર લાગે તેવી રીતે ફેંક્યો. પરંતુ બુટ ખભાપર લાગવાને બદલે તેની નાળવાળી બાજુ તે માણસના તાલકા ઉપર લાગી તે સાથે જ નવીન આવેલા મનુષ્યે બુમ પાડીઃ "અરે હું નહિ! હું નહિ!"

એ શબ્દો સાંભળતાં દેવદત્તની નિદ્રા ઉડી ગઈ. તે એકદમ ઊભો થઇ ગયો. તેને લાગ્યું કે આ મનુષ્ય દારૂ પીને છાકટો બનેલો નથી.

"નહિ...હું...તું તે કરી...શકવાનો...નહિ!" એ મનુષ્યના મુખમાંથી એવી જ નિશ્ચેષ્ટ અવસ્થામાં ઉદ્‌ગાર નીકળ્યો. તેનો શ્વાસો-

શ્વાસ જોરથી ચાલવા લાગ્યો. થોડી વારે ઘરેડો બોલવા લાગ્યો, બે-ત્રણ ડચકાં આવ્યાં અને તુરત જ તેના રામ રમી ગયા.

એ જોઈને દેવદત્ત તે બિછાના પાસે ગયો.

"અરે આ તો તદ્દન મડદું બની ગયો ! મારા બૂટના આઘાતથી તેનું મૃત્યુ થયું." દેવદત્ત બડબડ્યો અને તેનું શરીર પગથી તે મસ્તક પર્યંત ધ્રૂજવા લાગ્યું. તેને ભાવી પરિસ્થિતિનું ભયાનક ચિત્ર સામે દેખાવા લાગ્યું. થોડી વારે તે શાંત થયો. મૃત મનુષ્યનું શરીર તપાસતાં તેને ધીરજ આવી અને તે મનોગત બોલ્યો: "છટ્, આ કાંઈ મારી પાદુકાનો પ્રતાપ નથી, કારણકે તેના તાળવાપર મારો બૂટ લાગ્યો હોય એવું નિશાન સરખું પણ નથી. આ મ્હેરબાને કોઈ ઠેકાણે સજ્જડ ઠોક ખાધો લાગે છે. પરંતુ લોકો શું કહેશે ? પોલિસ તો મને જ ખૂની ગણશે. તેને જોઈએ તેટલા સાક્ષી પણ મળી રહેશે. સંયોગ પણ તેવાજ છે." તેણે આ મનુષ્યનું બરાબર નિરીક્ષણ કર્યું અને પુનઃ બોલવા લાગ્યો: "આ રાજમાન રાજેશ્રી છે કોણ ? તેના હાથ ઉપર મૂલ્યવાન સુવર્ણની રીસ્ટ વોચ છે. વળી આ હીરાની વીંટી પણ કેટલી તેજદાર છે ? આ વસ્તુઓ સેવકને મળી જાય તો કેટલી બહાર આવે ? તેના ખીસ્સામાં શું ભર્યું છે ? તપાસવામાં શી હરકત છે ? આપણે જ અત્યારે ડિટેક્ટિવ બની જવું." તે આ મનુષ્યનાં ખીસાં તપાસવા લાગ્યો. અંદરથી ચાવીઓનો ઝુમખો, નોટો, રૂપીઆ અને થોડુંક પરચુરણ મળી આવ્યાં. નોટો ગણી જોતાં તે ૩૦૦ રૂપીયાની થઈ. પછી તેણે પેલી વીંટી આંગળીમાંથી કાઢી લીધી. રીસ્ટ વોચ પણ કાંડામાંથી સરકાવી. પછી તેના કોટના અંદરના ખીસ્સામાં હાથ નાખ્યો તો એક પત્ર મળી આવ્યો.

"આ પત્ર ઉપરથી આ માણસનો પત્તો લાગશે ખરો." એ પ્રમાણે મનમાં ઉદ્દગાર કરીને તે દીવા પાસે ગયો. પત્ર ઉપર નીચે મુજબ શિરનામું હતું:—

**રાવ બહાદુર હરસુખરાય સત્યવાદી,**
**બેંકર, ઠે. હોર્નબી રોડ,**
**ફોર્ટ—મુંબાઈ.**

"અહો ! આ તો દૂરનું શિરનામું લાગે છે !" પરંતુ આ માણસ કાંઈ મુંબઈગરા જેવો લાગતો નથી. તેના પહેરવેશ ઉપરથી તે આ તરફનો વતની જણાય છે. વારૂ, આ પત્રની અંદર શું છે તે તો

વાંચીએ ત્યારે ખબર પડે.” એમ બોલીને તે પત્રનું કવર સાચવીને ખોલ્યું તથા અંદરનો કાગળ બહાર કાઢી, ઉઘાડીને વાંચવા લાગ્યો.

“પરમ પ્રિય મિત્ર મહોદય હરસુખરાય,

“આજસુધી મેં તારા કથન તરફ બિલકુલ લક્ષ આપ્યું નહિ તે માટે મને ખરેખર ખેદ થાય છે. મારૂં લગ્ન થયા પછી મારે મારા બાહુબળ ઉપર મારો ઉદરનિર્વાહ કરવો, કૂતરાની માફક બીજાએ આપેલા ટુકડાથી આનંદ માનીને રહેવામાં કશો અર્થ નથી, એમ લાગવાથી સર્વસંગપરિત્યાગ કરીને કેવળ પહેરેલાં વસ્ત્રોભેર હું ત્યાંથી નિકળ્યો હતો. પરંતુ એથી એકંદરે હું સુખી થયો છું એમ હું કહી શકતો નથી; અને મારા એકના એક પુત્રની મારા જેવી સ્થિતિ ન થાય એવી મારી ઇચ્છા છે. તે ઇચ્છાને યોગ્ય રીતે પરિતૃપ્ત કરવાની જવાબદારી, હરસુખ! હું તારા ઉપર—મારા વિશ્વાસુ અને પરમપ્રિય મિત્ર ઉપર મૂકું છું.

“અહીં હમણાં હમણાં વિનયનું વર્તન બરાબર લાગતું નથી. અહીં પ્રિયંવદા નામની એક નટી છે તેણે વિનયને તદ્દન મુગ્ધ બનાવી દીધો છે. એ નટી પ્રત્યેના મોહને તે પ્રેમ સમજે છે. પ્રારંભમાં તે કોઇને કહ્યા વગર સાયંકાળે બહાર ચાલ્યો જતો અને પરોઢમાં બે–ત્રણ વાગે ઘેર આવતો. ત્યારબાદ રાત્રે બિલકુલ ઘેર પણ આવતો નહિ. એ ઉપરથી મને સંશય આવવા લાગ્યો કે તેની મનોવૃત્તિ અત્યંત વિલક્ષણ બની ગઇ છે. તે આખી રાત્રી બહાર શું કરે છે એ જાણવાની ઇચ્છાથી એક સાંજે હું પણ તે ન જાણે તેવી રીતે તેની પાછળ ગયો તો ઉપર જણાવેલી હકીકત મારા જાણવામાં આવી.

“એ પછી મેં તેને અનેક વાર સીધી અને આડકતરી રીતે સમજાવવાનો પ્રયત્ન કર્યો. પરંતુ તેનો કશો ઉપયોગ થયો નહિ. ઉલટો તે મારા ઉપર ગુસ્સે થયો અને એક વાર તો ત્યાંસુધી બોલ્યો કે ‘તમે જેને નાચનારી કહો છો તે મારી પત્ની થવાની છે!’

“હરસુખ! કહે, આથી વિશેષ વિપરીત મારા નસીબમાં બીજું શું લખેલું હશે? મેં વિનયને મુંબઇમાં તારી પાસે આવવાનું સૂચન કર્યું છે. તેણે મારા તરફના માનને ખાતર એ સૂચનનો સ્વીકાર કર્યો છે ખરો, તથાપિ સાથે સાથે સ્પષ્ટ રીતે જણાવ્યું છે કે ત્યાં જવાથી એ તેના વિચારમાં કશો પણ ફરક પડવાનો નથી.

"પરંતુ મને લાગે છે કે તેને તારી પાસે મોકલવાથી મોટો ફરક પડશે. તું તેની બુદ્ધિને જુદું જ વલણ આપીશ અને તેનું મગજ રોકાયેલું રહે તે માટે તારા હાથ નીચે કાંઇક કામ પણ આપીશ. વળી ત્યાં આપણા વર્ગમાં તે જતો આવતો થશે એટલે તેના વિચારમાં ફેરફાર થયા વગર રહેશે નહિ.

"તે અહીંથી રવાના થાય તે પહેલાં હું તેની સાથે વાતચીત કરવા ઇચ્છું છું. પરંતુ અત્યારે તો તે ગુસ્સામાં છે. મને લાગે છે કે મેં પણ જરીક ઉતાવળ કરી છે ખરી પરંતુ અમારા કુટુંબમાં વંશપરંપરાથી તરંગીપણાનો વારસો ઉતરતો આવ્યો છે, તેમાં હું અપવાદરૂપ કેવી રીતે થાઉં?

"અસ્તુ; હરસુખ! મને નથી લાગતું કે હવે હું આ જગતમાં વિશેષ દિવસ રહું; એટલે જ મારી પાછળ વિનયનું શું થશે તેની મને ચિંતા રહ્યા કરે છે.

"જો વિનય ત્યાં રહીને સુધરે તથા સારી સ્થિતિને પ્રાપ્ત થાય તો તેણે મારા તરંગી સ્વભાવ અને મૂર્ખતાથી મેં ગૂમાવેલ ગણેશગ્રામની જાગીર પાછી મેળવવી. એ જાગીર મેં વેચી નાખી તેથી મહેન્દ્રકાકાને મારા ઉપર જે ક્રોધ ચડ્યો છે તે હજી જેવો ને તેવો છે, જોકે તેની હું કશી દરકાર કરતો નથી.

"મારી આશા અને મહત્ત્વાકાંક્ષા તું જાણે છે, એટલે તને વિશેષ લખવાની જરૂર નથી. પરંતુ વિનયને તેં હજી જોયો નથી અને તેના સ્વભાવની તને માહિતી નથી એટલે આ પત્ર લંબાણથી લખ્યો છે. તેના સંબંધમાં હું તદ્દન નિરાશ થયો નથી એટલું જ નહિ પણ તે અત્યારે છે તેના કરતાં ઓછો લાગણીવાળો હોત તો હું માનું છું કે તેણે પોતાનું નામ કાઢ્યું હોત. ગમે તેમ હોય પણ ઇશ્વરની સાક્ષીથી હું હવે મારા પુત્રને તારા હાથમાં મૂકું છું. તાર કે માર!

"તે વિષયમાં નિશ્ચિંત તારો મિત્ર

"**વીરેન્દ્રસેન દેસાઈ.**"

આ પત્ર વાંચી રહ્યા પછી દેવદત્તે આ પ્રેતનું એક વાર પુનઃ નિરીક્ષણ કરી લીધું અને પછી તે બોલ્યો: "એમ કરવામાં કશી હરકત નથી. તે પણ મારી જ ઉમરનો છે. વળી આ કાર્ય સહેલાઈથી

થઈ શકે તેમ છે. ગરીબ બિચારો પ્રાણી! પત્ર લઇને મુંબઈ જવાને માટે નિકળ્યો હશે. પણ વચ્ચે યમદેવે તેને બોલાવી લીધો. તેનું પ્રારબ્ધ જ એવું એમાં તે શું કરે! પણ હું પોતે જ આ મનુષ્ય બની જાઉં અને તેનો લાભ લઉં તો તેમાં ખોટું શું છે? દૈવે થાળી પીરસીને મૂકી છે તેને શામાટે પાછી ઠેલવી? આ પત્ર ઉપરથી વિનયને મુંબઈમાં કોઈ પણ ઓળખતું હોય એમ લાગતું નથી. જો હું તેનું નામ ધારણ કરૂં અને રાવબહાદુર હુરસુખરાયને આ પત્ર આપું તો મારા સંબંધમાં કોણ શંકા લે તેમ છે? પરંતુ એ રાવબહાદુરને લખું કે હું આવું છું. કદાચ તે અક્ષર વિનયના નથી એવી તેને શંકા આવે તો? લખવાની જરૂર પણ શી છે? બસ એમજ કરવું. કારણકે દૈવે આપેલી આ તકને લાત મારૂં છું તો અહીં આ પ્રાણીના કરેલા ખૂનનો આરોપ મારે શિરે આવી, ફાંસીને લટકવાનો સમય આવશે એટલે હવે બીજો–ત્રીજો વિચાર નહિ કરતાં આજથી મારે વિનય બની જવું."

તે એક ક્ષણભર આ વિચારથી દિગ્મૂઢ બનેલો દેખાયો પરંતુ તેનામાં એક ગુણ મોટો હતો કે એક વાર કોઇ પણ કાર્ય કરવાનો દૃઢ નિશ્ચય કર્યા પછી તેનો જીવ જાય તોપણ તે એ કાર્યથી પરાવૃત્ત થતો નહિ.

તેણે તુરત જ એ પ્રેત ઉપરથી કપડાં ઉતારવાની શરૂઆત કરી. તેનાં તમામ વસ્ત્રો પોતે ધારણ કર્યાં અને પોતાનાં વસ્ત્રો પ્રેતના શરીરપર ચડાવ્યાં. તેમ કરવામાં તેને ત્રાસ થયો ખરો પણ અંતે તેમાં તેને સફળતા મળી. નવીન પોષાકમાં દેવદત્ત આબેહૂબ આ પ્રેતના જેવો જ દેખાતો હતો કેમકે બન્નેની ઉંચાઇ, શરીરનું કાંઠું, મૂછો, આંખો વગેરેમાં સામ્ય હતું. એ પ્રમાણે કર્યા પછી તેણે પુનઃ પ્રેતને બિછાનાપર સૂવાડ્યું, અને પોતે નીચે ઉતરી વિશીના દ્વાર પાસે આવ્યો. કારકુન ગાદી ઉપર પડ્યો પડ્યો ઘોરતો હતો. દેવદત્તે વિશીનું દ્વાર ખોલ્યું અને બહાર નિકળ્યો તથા લેશ પણ વિલંબ કર્યા વગર લલિતપુર જેવા વિશાળ શહેરના બીજા છેડે એટલે વિશીથી લગભગ બે–ત્રણ માઇલ દૂર નિકળી ગયો.



## પ્રકરણ ૩ જું.

### પડદાની પિછાન.

બીજે દિવસે સ્હવારે હમેશના રીવાજ મુજબ વિશીના કામ કરનારા નોકરોએ ઓરડીઓ સાફ કરવાની શરૂઆત કરી. તેમાંનો એક નોકર સાફ કરતો કરતો દશમા નંબરની ઓરડી પાસે આવ્યો. ઓરડીનું દ્વાર ખોલતાં અંદરનું દશ્ય જોઇને તે ગભરાઇ ગયો.

"આ શું? તડકો ચડચો તોપણ ઉઠવું નથી કે શું?" તે મોટા સ્વરે બોલ્યો. તથાપિ અંદર પલંગપર સુતેલા મનુષ્ય તરફથી તેના પ્રસ્તુત પ્રશ્નનો કશો પણ ઉત્તર મળ્યો નહિ એટલે તે નોકરે અંદર જઈ એ મનુષ્યના મુખ ઉપરથી ધોતીયાનો છેડો દૂર કરી તેને જોરથી હલાવ્યો, પરંતુ મુખ ઉપરનું કપડું સરકાવતાં જ ખરૂં સ્વરૂપ તેના સમજવામાં આવી ગયું. એટલે તે ભયભીત બનીને એકદમ દોડચો અને નીચે જવા લાગ્યો. જતાં જતાં પોતે એકી સાથે દાદરનાં બબ્બે પગથીયાં ઉતરે છે કે ત્રણ ત્રણ એ તરફ પણ તેનું લક્ષ ન હતું. તે એકદમ નીચે જઇને દિવસે કામ કરનારા કારકુન પાસે જઇને ઉભો રહ્યો અને મોટેથી બૂમ પાડીને બોલવા લાગ્યો: "તમે અહીં બેઠા બેઠા શું કરો છો? ઉપર મડદું છે મડદું!"

"તું આ શો બડબડાટ કરી રહ્યો છે?" કારકુને આશ્ચર્યપૂર્ણ સ્વરે પ્રશ્ન કર્યો.

"અરે! ઉપર દશમા નંબરની ઓરડીમાં એક મડદું પડેલું છે."

કારકુન પણ એ સાંભળીને ગભરાયો. તે આ નોકરને કશો વિશેષ પ્રશ્ન નહિ કરતાં ઉતાવળો ઉતાવળો ઉપર ગયો. તેણે દશમા નંબરની ઓરડીનું દ્વાર ખોલ્યું તો તેની દૃષ્ટિ તુરત જ બિછાના તરફ ગઇ. નોકરે કહેલી વાત સાચી છે એવી તેની પણ ખાત્રી થઈ. તે પુનઃ નીચે આવ્યો. રજીસ્ટર લઇને તપાસ કરતાં રાત્રે આ ઓરડીમાં માત્ર એક જ મનુષ્યને જગ્યા આપ્યાની નોંધ કરવામાં આવી હતી અને તે માણસનું નામ દેવદત્ત હતું. કારકુને એક નોકરને આ વિશીના માલેકને ત્યાં મોકલી આ બનાવની માહિતી તેને પહોંચાડી.

વિશીના માલિકે આ ધંધામાં સારા પૈસા પેદા કર્યા હતા. પ્રથમ તો તે જાતે વિશી ઉપર લક્ષ આપતો. પરંતુ હવે માણસોથી કામ લેતો અને પોતે માત્ર દેખરેખ રાખતો હતો. તે હમણાં સ્નાન કરીને

ચહા પીતો હતો તથા 'લલિતપુર સમાચાર' નામના પત્રનો આજ સ્હવારનો હમણાં જ આવેલો અંક વાંચતો હતો, એ વખતે પેલો નોકર તેની પાસે આવ્યો. નોકર ગભરાયેલા જેવો લાગતો હતો. આવતાં વાંત ટેબલને તેનો ધક્કો લાગવાથી તેના ઉપર મૂકેલો ચાહનો કપ જમીનપર પડી ગયો એથી તેના શેઠની શાંતિનો ભંગ થયો. તે બોલ્યો: " આંધળો છે કે શું ? અત્યારે કેમ અહીં આવ્યો છે ? "

" શેઠ સાહેબ ! માફ કરો. પણ આપણી વિશીમાં દશમા નંબરની ઓરડીમાં એક મડદું પડેલું છે. "

તે સાંભળતાં જ શેઠે 'લલિતપુર સમાચાર' નો અંક બાજુએ ફેંકી દીધો અને તે નોકરની પાછળ જવા માટે નિકળ્યો. વિશીમાં આ ગરબડ સાંભળીને પુષ્કળ માણસો એકઠા થયા હતા. કોઇ કહે—રાત્રે મેં એક માણસને છૂપી રીતે જતો જોયો હતો. બીજાએ કહ્યું—તે માણસ આ વિશી માંહેનો જ હતો. ત્યાં ત્રીજાએ અનુમાન કર્યું—આ ઓરડીમાં જ્યારે એક જ માણસ હતો ત્યારે તેણે આત્મહત્યા કરેલી હોવી જોઈએ. તો ચોથો બોલ્યો કે—એમ હોય નહિ; કોઈએ તેનું ગળું દબાવીને પ્રાણ લીધો હશે, એ પ્રમાણે જેટલાં મગજ તેટલા તર્કો ચાલવા લાગ્યા. શેઠે એકદમ આ હકીકત પોલિસમાં જાહેર કરવાની આજ્ઞા કરી.

દશ મીનીટમાં જ બે પોલિસ કોન્સ્ટેબલ તથા બે સાદા પોષાક-વાળા ડિટેક્ટિવો ત્યાં આવી પહોંચ્યા. તેઓ આ દશમા નંબરની ઓરડીમાં દાખલ થયા.

" આ મનુષ્ય મૃત્યુ પામેલો લાગે છે. " એકે શબની તપાસ કરીને અભિપ્રાય આપ્યો.

" નહિ, આ માણસનું ચોક્કસ ખૂન થયેલું છે ! જૂઓ, તેના ગળા ઉપરનું આ નિશાન. " બીજાએ જણાવ્યું.

" હા, એમ છે ખરૂં. " ડિટેક્ટિવો માંહેના એકે કહ્યું.

" મને લાગે છે કે તમે ત્રણે ભૂલ કરો છો. આ માણસ પુષ્કળ મદ્યપાન કરીને બેહોશ બની ગયો હશે અને તેની અસર તેના હૃદય ઉપર થવાથી હૃદય ચાલતું અટકી ગયું હશે. જુઓ, હજી પણ બ્રાંડીની વાસ આવે છે. " ચોથાએ પૂરાવા સાથે જણાવ્યું.

બીજા ડિટેક્ટિવે એ શબના મુખ આગળ પોતાનું મુખ લઇ

જઇને ખાત્રીભર્યા સ્વરે જણાવ્યું: "એમાં કશી પણ શંકા નથી. આ ચિહ્ન મારામારીનું નથી."

"પરંતુ આ માણુસ ઘણો દારૂ પીવાથી મરી ગયો હોય તો તેનાં કપડાં અસ્તવ્યસ્ત કેમ નથી?" એક પોલીસ કોન્સ્ટેબલે કહ્યું: "બાજુના બિછાનાપર કોઈ સૂતો હોય એમ લાગે છે. કદાચ ખૂની માણુસ ત્યાં સૂતો હશે."

"છટ્! બિલકુલ શક્ય નથી." વિશીના માલિકે ખાત્રીપૂર્વક કહ્યું: "મેં તમામ રજીસ્ટર તપાસી જોયેલ છે. તેમાં આ ઓરડીમાં માત્ર એક જ મનુષ્યને જગ્યા આપવાની નોંધ કરવામાં આવી છે. અમે રજીસ્ટરમાં નોંધ કર્યા વગર કોઇ પણ માણુસને અહીં ઉતરવા દેતા નથી. દેવદત્ત નામના એક માણુસે એક રાત્રીને માટે જ આ ઓરડી રાખી હતી અને તેજ આ માણુસ."

"તેનાં ખીસ્સા તપાસો." મુખ્ય કોન્સ્ટેબલે હુકમ કર્યો. ડિટેક્ટિવોએ તપાસ કરવા માંડી. એક ખીસ્સામાંથી તેમને માત્ર ગીતાનું પુસ્તક મળ્યું.

"હા! મળ્યું ખરૂં!" એક જણે ઉદ્ગાર કર્યો.

"પણ શું મળ્યું?" બીજાએ પૂછ્યું.

"આ માણુસની ભાળ મળી; જૂઓ, આ પુસ્તક ઉપર 'શ્રી કૃષ્ણોપદેશ પ્રસારક મંડળ તરફથી શ્રીયુત દેવદત્ત સત્યપ્રસાદને અર્પણ' એવું કોઇએ લખેલ છે."

"એ ઉપરથી સૂર્યના પ્રકાશ જેટલું સ્પષ્ટ થાય છે કે આ મરણ પામેલો મનુષ્ય દેવદત્ત જ હોવો જોઇએ. પરંતુ તે કેવી રીતે મૃત્યુ પામ્યો તે સમજાતું નથી.

તે ચારે જણા એક બીજાની સામે સ્તબ્ધપણે જોઈ રહ્યા. તે વખતે એક તરૂણ દોડતો ત્યાં આવી પહોંચ્યો.

"અહો! આ તો ડોકટર સૂર્યકાન્ત!" એક ડિટેક્ટિવ નવીન આગંતુકને જોઇને બોલ્યો.

"શી હકીકત છે?" આગંતુકે પ્રશ્ન કર્યો.

"જે આપ જૂઓ છો તે જ; તેમાં કશું વિશેષ નથી કે ઓછું પણ નથી."

એક કોન્સ્ટેબલે ઉત્તર આપ્યો: "આ માણુસ આવી મૃત અવસ્થામાં અહીં જોવામાં આવ્યો હતો."

ડૉક્ટર સૂર્યકાન્તે શબનું હૃદય તપાસ્યું. પછી તે ગંભીર ચ્હેરો કરીને બોલ્યો: "આ મનુષ્ય મરણ પામેલો છે."

"ખરૂં છે, ડૉક્ટર સાહેબ!" એક ડિટેક્ટિવ માર્મિક સ્વરે બોલ્યો: "પણ એ તો આ વિશીના નોકરે એક કલાક થયાં નક્કી જાહેર કર્યું છે. માત્ર તે કેવી રીતે મરણ પામ્યો છે તે જ જાણવાની અમારી ઇચ્છા છે."

"એમાં વળી જાણવા જેવું શું છે? કોઇ માણસે તેને ઠાર કર્યો એટલે તે મરી ગયો." એક કૉન્સ્ટેબલે જણાવ્યું.

"નહિ, તેનું મૃત્યુ મદ્યપાનને લીધે થયું છે." બીજા ડિટેક્ટિવે જણાવ્યું.

"આ માણસ કોણ છે અને કયાંથી આવ્યો એ કોઇના જાણવામાં છે કે નહિ?" ડૉક્ટરે પૂછ્યું.

"'શ્રી કૃષ્ણોપદેશ પ્રચારક મંડળ' ના સેક્રેટરીને મળીને તપાસ કરો." મુખ્ય કૉન્સ્ટેબલે એક ડિટેક્ટિવને સૂચન કર્યું. ડિટેક્ટિવ તે તપાસ માટે ગયો. બીજા ત્યાં રોકાયા. ડૉક્ટરે શબની શારીરિક તપાસ કરવા માંડી.

લગભગ પોણા કલાકે પેલો ડિટેક્ટિવ 'શ્રી કૃષ્ણોપદેશ પ્રચારક મંડળ'ની ઓફિસમાંથી પાછો આવ્યો. તેનો ચ્હેરો મ્લાન બનેલો દેખાતો હતો.

"કેમ! શી હકીકત મળી?" મુખ્ય કૉન્સ્ટેબલે પ્રશ્ન કર્યો.

"આ માણસ ભામટા માંહેનો જ એક છે. ગયા ત્રણ મહિનાથી તે અહીંની તુરંગમાં હતો. તેણે આજીજી કરીને એક શ્રીમંત બાઈ પાસે આ ગીતાનું પુસ્તક માંગ્યું હતું અને આ બાઇએ આ મંડળના સેક્રેટરી પાસેથી અપાવ્યું હતું."

આ માહિતી ઉપરથી ડૉકટરને કાંઇ આધાર મળ્યો હોય એમ લાગ્યું. તે પુનઃ ગંભીર ચ્હેરો કરીને બોલ્યો: "મુખ ઉપર અને મસ્તક ઉપર ઉઝરડાનાં નિશાન છે. કોઇ સ્થળે ધક્કા મુક્કી થઇ હશે. જો આ દારૂડીયો હશે તો તુરંગમાંથી છૂટયા પછી ખૂબ દારૂ પીધો હશે. થોડી મુદતને માટે દારૂ બંધ હોવાથી તે પછી એકદમ એકી સાથે વધારે પીવામાં આવે તો તેની અસર હૃદય ઉપર થયા સિવાય રહે નહિ, પરંતુ એ બધા કરતાં મને જે વિચાર આવે છે તે આ માણસનાં આ નવાં કપડાંનો. એ તેને કોણે આપ્યાં હશે?"

"એમાં લાંબો વિચાર કરવા જેવું કશું નથી. એક દાતાએ ગીતા આપી તેમ બીજા દાતાએ કપડાં આપ્યાં હશે." એક ડિટેકિટવે જણાવ્યું.

"ના, ના, આવાં મૂલ્યવાન વસ્ત્રો તુરંગના કેદીને કોણ આપે!" બીજો ડિટેકિટવ બોલ્યો.

"પરંતુ જો આ ઓરડીમાં એકજ માણસ સૂતો હોય તો આ બીજા બિછાના ઉપર પણ કોઈ સૂતો હોય એમ લાગે છે તેનો ખુલાસો શો?" મુખ્ય કોન્સ્ટેબલે પ્રશ્ન કર્યો.

ડોક્ટર બોલ્યો: "આ માણસ દારૂ પીને ઝુલતો ઝુલતો આવતો હશે. રસ્તામાં અનેક સાથે બોલાચાલી થઈ હશે, મારામારી પણ થઈ હશે. અહીં આવ્યા બાદ તે કપડાં ઉતારીને પેલા બિછાનામાં પડ્યો હશે. કદાચ પરોઢમાં તેની પ્રકૃતિ વિશેષ બગડી હશે, એટલે તેણે ડાક્ટર પાસે જવાનો વિચાર કરીને કપડાં પહેર્યા હશે. જતાં જતાં તેને અંધારાં આવવાથી આ બિછાનું ઓરડીના દ્વારની નજીકમાં હોવાથી તે આરામ લેવાને માટે આના ઉપર પડ્યો હશે; અને તે મૂર્છિતાવસ્થામાં જ મરણને શરણ થયો હશે."

"તમારી તર્કપરંપરા તદ્દન સરલ અને સાચી લાગે છે." એક ડિટેકિટવે કહ્યું: "પણ આ વિષયમાં આપણે અહીં રાત્રે હાજર રહેનાર માણસને કેટલાક પ્રશ્નો કરવાની જરૂર છે." તે વિશીના માલેકને ઉદ્દેશીને બોલ્યો: "રાત્રે તમારી ગેરહાજરીમાં અહીં કોણ રહે છે?"

"મારી વિશીમાં બે કારકુનો રાખ્યા છે. તેમાં એક સ્હવારના ૭થી સ્હાંજના ૭ વાગ્યાસુધી અને બીજો સ્હાંજના ૭થી સ્હવારના ૭ વાગ્યાસુધી રહે છે."

"એ રાત્રીનો કારકુન ક્યાં હશે?"

"ઘેર ગયો હશે."

"તેનું ઘર ક્યાં આવ્યું?"

"મહારાજા રોડ, ૧૦ મી ગલી, નં. ૨૪૫."

"ઠીક હું હમણાં જ તેની મુલાકાત લઉં છું."

"ભલે, પણ હવે અહીંથી આ શબને ઉપાડી જાઓ તો સારૂં." માલિકે કહ્યું.

"હા, તેને હવે અહીં રાખવાની કશી જરૂર નથી. એક લારી

લાવ એટલે તેને ચોકી ઉપર લઈ જઇએ. ” મુખ્ય કૉન્સ્ટેબલે બીજાને હુકમ કર્યો.

ડિટેક્ટિવે રાત્રીના કારકુનને મળીને આ હકીકત જણાવી એટલે તે બિચારો તો બહુ જ ગભરાઇ ગયો. આ ખૂનનો આરોપ પોતાના ઉપર આવશે કે શું એ વિચારથી તેના આખા શરીરપર પરસેવો આવી ગયો.

“ હું એટલું જ જાણવા માગું છું કે તે કોટડીમાં રાત્રે પેલા દેવદત્ત સિવાય બીજો કોઈ માણસ ગયો હતો ખરો ? ” ડિટેક્ટિવે તેને પ્રશ્ન કર્યો.

રાત્રીનો કારકુન માથું ખજવાળવા લાગ્યો. સિંગલ કે ડબલ એ શબ્દ ઉપર પોતાને અને દેવદત્તને થયેલા વાદનું તેને સ્મરણ થયું તેમજ પોતે ઘોડાની શરત જોવાને ગયેલો હોવાથી દિવસે બિલકુલ સુતેલો ન હોવાને લીધે રાત્રે તેને ઝોકાં આવતાં હતાં એ પણ યાદ આવ્યું. રાત્રે બે વાગે એક વ્યક્તિ ડોલતી ડોલતી અંદર આવી અને તેનું નામ ગામ પૂછ્યા વગર પોતે તે વ્યક્તિને દશમા નંબરની ઓરડીમાં દાખલ કરી એનું પણ તેને સ્મરણ થયું. પરંતુ જો એ ખરી વાત કહીશ તો પોતાનો શેઠ એવી બાબતમાં બહુ જ કડક હોવાથી તુરત પોતાને પાણીચું મળશે એવી તેને ભીતિ લાગી. એટલે આ બધી બાબતનો વિચાર કરીને તે ઓરડીમાં બીજું કોઇ ગયું ન હતું એમ અડાવવાથી કશી પણ હરકત આવશે નહિ એમ તેને લાગ્યું અને તેવો ઉત્તર આપવાનો નિશ્ચય કર્યો.

તે જવાબ આપવા જતો હતો ત્યાં ડિટેક્ટિવ વચ્ચે બોલ્યો: “ આ દેવદત્ત એક ભામટો અને ઉઠાવગીર હતો પણ તે મૃત્યુ પામેલો હોવાથી તેની તપાસ કરવી જોઇએ. બાકી તેમાં તમારે ગભરાવાનું કારણ નથી, કારણકે આ મનુષ્ય દુનિયામાંથી જવાથી સમાજને એટલા પૂરતી શાંતિ મળી છે. ”

આ શબ્દોથી કારકુનને ઉત્તેજન મળ્યું અને તેણે જણાવ્યું: “આ દેવદત્ત રાત્રે વિશીમાં આવ્યો હતો. તે આવ્યો તે વખતે જ લથડીયાં ખાતો હતો. પછી તેણે દારૂ પીધો હતો કે કેમ તે હું કહી શકતો નથી. મેં તેને ડૉક્ટરની જરૂર છે કે કેમ એ વિષે પૂછ્યું હતું, પણ જરૂર નથી એવું તેણે જણાવ્યું. માત્ર મારે સૂવાને માટે એક ઓરડીની

જરૂર છે; કારણકે હું બહુ જ થાકી ગયો છું એમ તેણે કહ્યું હતું. પછી રાત્રે કશી પણ ગરબડ થઇ ન હતી. ”

આ જવાબ ઉપરથી ઓરડીમાં દેવદત્ત એકલો જ હતો એ નક્કી થયું. પરંતુ એથી તેનું ખૂન નથી થયું એમ પણ ચોક્કસપણે કહી શકાય તેમ ન હતું. આવી અચોક્કસ સ્થિતિમાં કોઇને પકડવાનું પોલિસને યોગ્ય લાગ્યું નહિ. તે શબને તપાસને માટે કોરોનરની સન્મુખ રજુ કરવામાં આવ્યું; પરંતુ ત્યાં પણ આ વ્યક્તિ ખરેખર કોણ છે તેનો પત્તો મળ્યો નહિ, એટલે તમામ વર્ત્તમાનપત્રોમાં આ બનાવને લગતો હેવાલ પોલિસ ખાતા તરફથી પ્રસિદ્ધ કરાવવામાં આવ્યો. બે દિવસસુધી શબને જેવી ને તેવી સ્થિતિમાં ચોકી ઉપર ઓળખાણને માટે રાખવામાં આવ્યું. પહેલે દિવસે દેવદત્તના શબને ઓળખવાને માટે આશરે સવાસો માણસો આવી ગયા. બીજે દિવસે પણ પચાશ—સાઠ માણસો આવ્યા હશે. ત્રીજે દિવસે તો શબના રંગમાં તથા ચ્હેરામાં પણ પુષ્કળ ફરક પડી ગયો. ત્રીજે દિવસે એક પાદરી ચોકી ઉપર આવ્યો અને પોલિસ અધિકારીને ઉદ્દેશીને બોલ્યો: “ મેં આજે વર્ત્તમાનપત્રમાં દેવદત્તના મૃત્યુની હકીકત વાંચી છે. તુરંગમાંથી છૂટયો ત્યારે તેને નવાં કપડાં મારા તરફથી જ મળ્યાં હતાં, એટલે તેના શબને જોવાને માટે હું આવ્યો છું. ”

“ આપે તેને આપેલાં તે કપડાં આજ ને ? ” અધિકારીએ શબ ઉપરથી આચ્છાદન દૂર કરીને પૂછ્યું.

“ હા હા, આજ કપડાં મેં દેવદત્તને આપ્યાં હતાં. ”

“ વારૂ, ત્યારે આ માણસ કોણ છે અને કયાંનો રહીશ છે એ તમે કહી શકો છો ? ”

“ના, મેં તેને માત્ર એક વખત જ જોયો હતો. વળી તેના આગલા જીવનની મને કશી પણ માહિતી નથી. ભાગ્યહીણ મનુષ્ય ! તેના ચ્હેરા ઉપરથી તે સારૂં નામ કાઢત એમ લાગતું હતું કારણકે તે કાંઈ ગુન્હેગાર જાતિનો કિંવા હલકા વર્ગનો મનુષ્ય ન હતો. માત્ર તેનું દુર્ભાગ્ય જ તેને તુરંગમાં ઘસડી ગયું હતું. ગમે તેમ હોય પણ તે બિચારો આ જગતમાંથી ચાલ્યો ગયો ! પ્રભુ ! તારી કળા અકળિત છે ! ! ”

એટલું બોલી, એક દુઃખપૂર્ણ નિઃશ્વાસ નાખીને પાદરી ત્યાંથી ચાલતો થયો. ત્યારબાદ થોડી વારે એક વૃદ્ધા ત્યાં આવી. આ સ્ત્રીએ

કહ્યું: "મારૂં નામ સ્નેહમયી છે. હું 'શ્રી કૃષ્ણોપદેશ પ્રસારક મંડળ' ની સભાસદ છું. હું ગરીબ બાપડા દેવદત્તને જોવાને માટે આવી છું."

"જૂઓ, બાઇ સાહેબ ! તેનું શબ આ રહ્યું." એમ કહીને અધિકારીએ શબ ઉપરથી ચાદર ખેંચી.

તેની તરફ લક્ષપૂર્વક જોયા પછી તે બાઇ બોલી: "હું તેને ઓળખી શકું એમ મને લાગતું નથી કારણકે તેના રંગ અને ચ્હેરામાં પુષ્કળ ફરક પડી ગયો છે, તેમજ મેં તો આને એક જ વાર જોયો છે. છતાં પણ મેં એક વસ્તુ તેને આપી હતી. તે વસ્તુ એટલે ભગવદ્ ગીતાનું ન્હાનું પુસ્તક. જો એ પુસ્તક તમારી પાસે હોય તો તેને હું ઓળખી શકીશ."

"જૂઓ, તે પુસ્તક આ તો નહિ ?"

"હા, તેજ. ત્યારે તો આ દેવદત્ત જ હોવો જોઇએ. ગરીબ છોકરો ! તેને મેં પહેલાં જોયો ત્યારે જ મારી ખાત્રી થઈ હતી કે આ માણસ કોઇ ઉચ્ચ કુળમાં જન્મેલો હોવો જોઇએ. તેની વાણી ઉપરથી તેને સારૂં શિક્ષણ મળેલું લાગતું હતું. પરંતુ તેની પાસે આ એક ગીતાનું જ પુસ્તક હતું કે બીજું કાંઈ હતું ?"

"માત્ર આ એક પુસ્તક જ હતું, બાઈ સાહેબ !"

"એ જરા વિલક્ષણ ખરૂં. મેં તેને ગીતાની સાથે મારા પદરની એક પચાસ રૂપીઆની નોટ પણ આપી હતી. અમારા મંડળને એ મેં જણાવ્યું ન હતું."

"શું કહો છો ? પચાસ રૂપીઆની નોટ !"

"હા, તેને આપવાને માટે મેં કારાધ્યક્ષને પચાસની નોટ આપી હતી, જેની પહોંચ પણ તેણે મને આપેલ છે."

આ માહિતીથી પોલિસના વિચારને એક નવીન દિશા મળી. જો દેવદત્ત સ્હવારે તુરંગમાંથી છૂટયો એ વખતે તેની પાસે પચાસ રૂપીઆ હોય તો તેણે પુષ્કળ દારૂ પીધો હશે અથવાતો કોઈએ તેની પાસેથી એ રકમ છીનવી લીધી હશે. પોલિસ અધિકારીએ કહ્યું: "બાઇ સાહેબ ! એ પહોંચ આપની પાસે સાચવી રાખજો. તેની કદાચ કોર્ટમાં જરૂર પડશે."

ત્યારપછી સ્નેહમયી ત્યાંથી ચાલી ગઈ. પરંતુ થોડી વારે એક બીજો માણસ ત્યાં આવ્યો. તે ભયંકર દેખાવનો અને ક્રૂર સ્વભાવનો હતો. આ વ્યક્તિનો વાચકોને પરિચય થયેલો છે. તે દેવદત્તનો તુરંગ સાથેનો

સહચારી ઝેરીમલ હતો. તેને ચોકી પાસે આંટા ફેરા મારતો જોઈને પોલિસ અધિકારીએ પ્રશ્ન કર્યો: "કેમ, મહેરબાન ! આપનું અહીં પધારવું શામાટે થયું છે ?"

"મારા મિત્રનાં છેવટનાં દર્શન કરવાને માટે."

"શું દેવદત્ત તમારો મિત્ર થાય છે ? ત્યારે તો તમારો ને તેનો લાંબા કાળનો પરિચય હશે."

"ના જી, અમારી ઓળખાણ હમણાં તુરંગમાં જ થઈ હતી."

"એમ તો તેને ઘણા માણસો ઓળખે છે પરંતુ તે તુરંગમાં ગયો તે પહેલાં કોણ હતો તે તમે જાણો છો ?"

"ના, તે વિષે મને કશું જ્ઞાન નથી. પણ એક વખત મને તેનાં દર્શન કરવા દેશો ?"

શબ ઉપરનું કપડું દૂર થયું અને ઝેરીમલ તેના તરફ લક્ષપૂર્વક જોવા લાગ્યો. તે આ શબને જોઇને ચમક્યો ! તેના શરીરપરના તમામ વાળ ખડા થઈ ગયા, અને તેના ચ્હેરાપર ગભરામણ પ્રસરી રહી. છેવટે તેણે અધિકારી સામે દૃષ્ટિ કરી.

"આ દેવદત્ત જ છે ને ?" અધિકારીએ પ્રશ્ન કર્યો.

ઝેરીમલે ઉત્તરમાં મસ્તક ધૂણાવ્યું અને કશું પણ બોલ્યા સિવાય ત્યાંથી ચાલી નીકળ્યો. બહાર નીકળ્યા પછી તે મનોગત બડબડ્યો:— "ભાઇ સાહેબ બીજાને પોતાના નામ ઉપર ભોગ આપીને પસાર થઇ ગયા લાગે છે !"

તે ત્યાંથી ચાલ્યો ગયો. હવે આપણે પણ આ શબને છોડીને દેવદત્તની દશાનું નિરીક્ષણ કરીએ.

---

## પ્રકરણ ૪ થું.

### મુંબઇ જવાની તૈયારી.

"આ હાથમાં આવેલો શિકાર જવા દઉં તો મારા જેવો મૂર્ખ બીજો કોણ ?" દેવદત્ત રસ્તામાં ચાલતાં ચાલતાં પોતાના મન સાથે બડબડ્યો. તે અત્યારે બંદર કિનારા તરફ જતો હતો. તેનો ઇરાદો અહીંથી મુંબઈ જવાનો હતો એ આપણે જાણીએ છીએ. પરંતુ લલિતપુરથી મુંબઇ પાંચસો માઇલ દૂર હતું અને રેલ્વે રસ્તે જવાથી

વચ્ચે બે–ત્રણ સ્થળે ટ્રેનની બદલી કરવી પડતી હતી, તેમજ એ રસ્તે જવામાં જોખમ પણ હતું; એટલે દેવદત્તે લલિતપુરથી સ્ટીમરમાં મુંબઈ જવાનો વિચાર કર્યો હતો. તે પેલી વિશીમાંથી બહાર પડ્યો તેને આજે ત્રણ દિવસ થયા હતા. બે દિવસસુધી તે એક ન્હાની વિશીમાં છૂપાઈ રહ્યો હતો. તુરત પસાર થવાથી પોતાના ઉપર શક આવે એવી તેને ભીતિ હોવાથી બે દિવસ અહીં રહીને પછી તેણે પલાયન થવાનો વિચાર રાખ્યો હતો અને તે માટે તે સ્ટીમરની તપાસ કરવાને બંદર કિનારા તરફ જતો હતો.

બંદરપર જઈને બી. બી. લાઈનની ઓફિસમાં ગયો. ત્યાં એક કારકુન બેઠેલો હતો તેને ઉદ્દેશીને દેવદત્ત બોલ્યોઃ " મારે સ્ટીમર રસ્તે મુંબઈ જવું છે. તેની ટીકીટ મને ક્યાં મળશે ? "

" અહીં જ મળશે. પણ કઈ સ્ટીમરમાં જવું છે ? "

" જે સહુથી પહેલી નીકળતી હોય તેમાં. "

" એ બની શકે તેમ લાગતું નથી. 'સરસ્વતી' નામની સ્ટીમર આવતી કાલે સ્હવારે અહીંથી મુંબઈ જવાને માટે રવાના થવાની છે પરંતુ તેના ઉપર પહેલા વર્ગની કેબિન ખાલી નથી. "

દેવદતે પોતાનો ચ્હેરો સ્હેજ ચિંતાતુર બનાવ્યો. જાણે કેમ તે પહેલા વર્ગની કેબિનમાં જ જવાનો હોય નહિ ! તેણે કહ્યુંઃ " મારે જેમ બને તેમ જલ્દીથી મુંબઈ જવું છે. એટલે જો પહેલા વર્ગની કેબિનમાં જગ્યા મળી શકે તેમ ન હોય તો પછી બીજા વર્ગમાં જઈશ. તેમાં ખાલી છે ? "

કારકુને રજીસ્ટર તપાસીને કહ્યુંઃ " હા, તેમાં જગ્યા મળી શકશે. વીશ રૂપીઆ પડશે. "

દેવદત્ત તુરત જ ગજવામાંથી દશ–દશ રૂપીયાની બે નોટો કાઢીને કારકુનની સામે ટેબલ ઉપર મુકી. કારકુને તેનું નામ રજીસ્ટરમાં નોંધ્યું અને તેમાં દેવદત્તે ' વિનયકુમાર વી. દેસાઈ ' એવી અંગ્રેજીમાં સહી કરી.

પછી કારકુને પૂછ્યુંઃ " વારૂ, સૂવાની વ્યવસ્થા —"

" હા–હા, એ તો ખરી જ તો. "

" હું એમ પૂછું છું કે આપ આજે રાત્રીએ આવીને સ્ટીમરપર સૂવાના છો કે નહિ ? કેટલાક ઉતારૂઓ સ્હવારે સ્ટીમર ન ચૂકાય એટલા માટે અગાઉથી આવીને સૂઈ રહે છે. "

"હું પણ ઘણું કરીને રાત્રે જ આવીશ."

એ પ્રમાણે નક્કી કરીને દેવદત્ત ત્યાંથી બહાર પડ્યો. રસ્તાપર ચાલતાં મનમાં વિચારવા લાગ્યોઃ "આજે મારે પુષ્કળ કામ કરવાનું છે. પ્રથમ તો આ વીરેન્દ્ર કોણ છે તે શોધી કાઢવું જોઈએ. નહિ-તો મુંબઈમાં રાવબહાદુર હરસુખરાયને ત્યાં રહેવાને જાઉં અને મારા આ કહેવાતા બાપ વિષે કશું જણાવી શકું નહિ ! એ થયા પછી બીજાં વસ્ત્રો ખરીદી લેવાં. આ વસ્ત્રોનો જલ્દીથી ત્યાગ કરી દેવો તે જ ઉત્તમ છે. ત્યારબાદ આ મીસ પ્રિયવંદા કે શું ! બની શકે તો એક વાર તેને પણ જોઇ લેવી, કારણકે તેના સંબંધમાં પ્રશ્ન થાય અને કશો જવાબ ન આપી શકું તો પૂરી ફજેતી થાય."

દેવદત્તને મૂળથી જ દરેક બાબતનો શાંતપણે વિચાર કરવાની ટેવ હતી. દરેક વાતના સંબંધમાં સાધકબાધક પ્રમાણથી વિચાર કરીને તે સાધ્ય થશે કે નહિ તેનો પણ તે વિચાર કરતો અને ત્યારપછી તે કાર્યને સિદ્ધ કરવાને ઉદ્યુક્ત થવાનું સાહસ કરતો પરંતુ તેણે આ વિનયકુમારનો નવીન સ્વાંગ લીધો તે વખતે વિચાર કરવાને માટે તેને બિલકુલ સમય જ મળ્યો નહિ. તે વખતે તેનો સાહસિક સ્વભાવ વિશેષ ઉચ્છૃંખલ બન્યો. સ્વાંગ લેતી વખતે તેને લાગ્યું કે 'ઉંહ ! એમાં શું છે ? આ ખેલ ખેલવાનું કામ તો ઘણું જ સહેલું છે, તેમાં મેળવવાનું છે, ગૂમાવવાનું નથી.' પરંતુ થોડો વિચાર કર્યા પછી તેના માર્ગમાં રહેલી મુશ્કેલીઓ તેની સામે ખડી થવા લાગી. છતાં પણ તે ડગમગી જાય તેવો મનુષ્ય ન હતો. કદાચ તેનો આ ગોટાળો પ્રકટ થાય તો એથી તેનું વિશેષ ખરાબ શું થવાનું હતું ? દેવદત્ત તરીકે જાહેરમાં ફરવાથી તેને કંગાળ સ્થિતિમાં જીવન ગુજારવું પડે તેમ હતું. એ તેને ગમતું નહિ એટલે આ સ્વાંગ લઈને તે નિભે તેટલા વખતસુધી આનંદ ગમત ઉડાવવામાં શો વાંધો છે ? એવો વિચાર કરીને તે આ માર્ગમાં આગળ વધવાને તત્પર થયો હતો.

પ્રથમ તે પોસ્ટ ઓફિસમાં ગયો. ત્યાં ડિલીવરી કારકુન આગળ એક રૂપીઓ ફેંકીને તે જરીક ભપકાથી જ અંગ્રેજીમાં બોલ્યોઃ "વીરેન્દ્રસેન દેસાઈ નામનો મનુષ્ય કોણ છે અને ક્યાં રહે છે તેનો પત્તો પોસ્ટમેન પાસેથી કૃપા કરીને મેળવી આપો તો સારૂં. મારે તેનું ખાસ જરૂરી કામ છે."

ડિલીવરી કારકુને તપાસ કરી. અંતે આ માણસ એક અંગ્રેજી પેઢીમાં એકાઉન્ટન્ટ છે અને તે મ્હેતા સ્ટ્રીટમાં ૧૫૩ નંબરવાળા મકાનમાં રહે છે તથા તેનો દીકરો વિનયકુમાર દેસાઈ પણ તેની સાથે જ રહે છે અને તે એ જ પેઢીમાં નોકર છે, એવી બાતમી મળી.

દેવદત્ત મનોગત બોલ્યો: "વારુ, આ વીરેન્દ્રસેન એકાઉન્ટન્ટ છે અને તેનો દીકરો તેના હાથ નીચે કારકુની કરે છે. ચાલો તેના મકાનપર જઇએ. ત્યાં વીરેન્દ્રસેનના ચીરંજીવી તો આપણને મળવાના નથી જ, પરંતુ તેના બાપને આ વાતની માહિતી મળી છે કે નહિ એ જાણવાનું બની શકશે."

દેવદત્ત સાહસિક હતો, પરંતુ કેટલીક વાર તેનું સાહસ વધારે પડતું થઇ જતું. વીરેન્દ્રસેનને ત્યાં જવાનું સાહસ કરવામાં ડહાપણ ન હતું. કદાચ મરનારનું શબ ઓળખાયું હોય અને વીરેન્દ્રસેનના મકાનપર પોલિસે દેખરેખ રાખી હોય તો ? એ વિચાર તેને નહોતો આવ્યો એવું નહતું. તથાપિ એક વખત મનમાં ધાર્યું એટલે તે પૂરૂં કર્યા વગર રહેવું નહિ એવા આગ્રહી સ્વભાવને વશ થઇને તે એક ગાડી ભાડે કરીને મ્હેતા સ્ટ્રીટ તરફ જવા લાગ્યો.

મકાન પાસે આવ્યા બાદ તેણે પૂછ્યું: "વીરેન્દ્રસેન અહીં રહે છે કે ?"

"હા, પણ ઘેર નથી." નોકરે જવાબ આપ્યો.

"તેમની મુલાકાત ક્યાં થશે ? મારે તેમનું જરૂરી કામ છે."

"હું તે કહી શકું તેમ નથી. પરંતુ કદાચ અમારા ભટ્ટજી કહી શકશે."

એમ કહીને નોકર અંદર ગયો અને એક મીનિટ બાદ તેની સાથે એક બ્રાહ્મણ બહાર આવ્યો. તે વીરેન્દ્રસેનને ત્યાં રસોઇ કરતો હતો.

તેણે પૂછ્યું: "આપને કોનું કામ છે ? વીરેન્દ્રસેનનું કે વિનય-કુમારનું ?"

"વિનયકુમાર ! એટલે એ તો વીરેન્દ્રસેનના ચીરંજીવીને ! બાપ-દીકરા બન્નેનું કામ છે." દેવદત્તે તત્કાળ જવાબ આપ્યો.

રસોઇયાએ જવાબ આપ્યો: "વીરેન્દ્રસેન ઓફીસમાં ગયા છે અને વિનયકુમાર ત્રણ દિવસથી બહારગામ ગયા છે. બાપ-દીકરા વચ્ચે બોલાચાલી થઇ હતી અને વીરેન્દ્રસેને ક્રોધાવેશમાં તેમનો

દીકરાને મુંબઈ ચાલ્યા જવાનું કહ્યું હતું, એટલે વિનયકુમાર કદાચિત મુંબઈ ગયા હશે, કારણકે તે અહીંથી ગયા પછી પાછા ઘેર આવ્યા નથી."

"વિનયકુમાર મુંબઇ જવાના છે એ હું જાણતો હતો, પરંતુ તે પહેલાં એક વાર તેમને મળવાની ઇચ્છા હતી."

"આપને વિશેષ કામ હોય તો મેસર્સ જેમ્સ એન્ડ બ્રાઉટવેની કંપનીમાં જાઓ ત્યાં વીરેન્દ્રસેન આપને મળશે."

"બહુ સારૂં, ત્યાં જાઉં છું. મળે તો ઠીક છે, નહિતો કહેજો કે વિનયકુમારનો એક મિત્ર તેમને મળવાને માટે આવ્યો હતો. મીસ પ્રિયંવદાના સંબંધમાં મારે તેમને કેટલીક વાત કરવાની હતી."

તે ત્યાંથી બહાર પડયો અને મનોગત બડબડવા લાગ્યો: "આ વીરેન્દ્રસેન કાંઇ શ્રીમંત હોય એમ લાગતું નથી. તે નોકરી કરીને પોતાનું પેટ ભરતો લાગે છે અને આ વિનય—ના હું—મારા બાપાના હાથ નીચે કારકુન—એમ જ ને? હા, એ જ. આટલી માહિતી એ એના સંબંધમાં પૂરતી છે."

તે બજારમાં ચાલ્યો. તેણે મોજાં, બૂટ, કોલર, ટાઇ, હાથરૂમાલ, સેન્ટ, બ્રશ વગેરેની ખરીદી કરી અને પછી એક દુકાનમાંથી એક ચામડાની મોટી પોર્ટમેન્ટો ખરીદીને તેમાં આ તમામ વસ્તુઓ ભરી.

---

## પ્રકરણ ૫ મું.

### નાટયશાળામાં પરિચય.

ત્યાંથી તે એક તૈયાર કપડાં વેચનારની દુકાને ગયો. એ દુકાનેથી તેણે બે સાદા સૂટ, એક રેશમી સૂટ અને અર્ધો ડઝન ખમીસની ખરીદી કરી. ઉપરાંત પોતાના સંગ્રહમાં એક ઓવરકોટની પણ જરૂર લાગી; અને જરૂર લાગી પછી વાર શી? સુંદર ઓવરકોટ પણ ખરીદ કર્યો. હવે બિછાનું જોઇએ તેનું શું? તેની પણ અહીંથી જ સગવડ કરી લીધી. આ પ્રમાણે વસ્ત્રોની ખરીદી કરીને ખાલી પોર્ટમેન્ટોમાં દેવદત્તને ભરતો જોવાથી દુકાનદારને સ્હેજ આશ્ચર્ય થયું. તેના ચ્હેરાપર પોતાના સંબંધમાં તેને શંકા આવી છે એવું દેવદત્ત કળી ગયો એટલે તેણે વગરપૂછે ખુલાસો

કહ્યો કે "અહીંથી બાર ગાઉપર તારાગઢ નામનું એક ન્હાનું ગામ છે ત્યાંથી હું આવું છું. મારો આફ્રિકા જવાનો વિચાર છે, એટલે અહીંથી આ વસ્ત્રો ખરીદ કરવાની જરૂર પડી છે. હું ધારું છું કે એમાં આપને કશું શંકા જેવું લાગશે નહિ."

"એમાં શંકા શાની? આપ ગમે તે સ્થળેથી ગમે તે વસ્તુ ખરીદી શકો છો." દુકાનદારે પોતાને કશી પણ શંકા ઉદ્ભવી નથી એવો ભાવ પ્રકટ કર્યો.

પછી દેવદત્ત એક વિકટોરિયામાં પોતાનો સામાન મૂકીને બંદર-પર ગયો. ત્યાં પેલા કારકુનને મળી તેની સાથે 'સરસ્વતી' આગબોટ ઉપર ગયો અને સેકન્ડ કલાસ કેબિનમાં પોતાનો સામાન મૂક્યો. પછી તે ગામમાં આવ્યો. એક ઉપાહારગૃહમાં જવાનો વિચાર કરીને તે એવું સારૂં સ્થાન શોધતો હતો. ત્યાં ભપકાબંધ ઉપાહારગૃહ મળી આવ્યું. તેના દ્વાર પાસે રસ્તાપર એક છોકરો વર્તમાનપત્ર વેચતો હતો. તેની પાસેથી એક નકલ ખરીદીને તે અંદર દાખલ થયો અને નોકરને પોતાને માટે પુરી, શીખંડ, શાક, ભજીયાં વગેરે લાવવાનું જણાવ્યું. તે આવી પહોંચે એ દરમિયાન તેણે પેલું વર્તમાનપત્ર વાંચવા માંડ્યું. પ્રથમ જાહેર ખબરના કોલમ તરફ તેની દૃષ્ટિ ગઈ તો તેમાં એક સ્થળે મીસ પ્રિયંવદાના સંગીતનો જલસો 'રતિકાન્ત વિજય નાટ્યશાળા'માં થવાનો છે એવી જાહેર ખબર તેના વાંચવામાં આવી. "ઓહો!" તે મનોગત બોલ્યો: "આ ઠીક થયું. જતાં જતાં આ લપ પણ એક વખત નજરે પડી જશે. આ દિકરો વિનય પણ આવી નાયકાને ખાતર પોતાના બાપ દાદાની આબરૂને લાત મારવાને તૈયાર થયો હશે! પણ આ પ્રિયંવદાનો વિનય ઉપર ખરો પ્રેમ હશે? અને જો પ્રેમ હોય તો તેના પ્રેમનું પાત્ર પેલી વિશીમાં મૃતાવસ્થામાં પડેલું છે એવું તેના જાણવામાં આવે તો તેને શું થાય? જો એ વાત તેના જાણવામાં આવે તો એ રંગીલી રમણીના સંગીતમાં પણ કાંઈ મજાહ રહે નહિ. પણ દેવદત્ત ઉર્ફે વિનય! જો સાચા વિનયને ઓળખનારો મનુષ્ય તે વિશીમાં આવી ચડ્યો હશે તો તારા તો બાર જ વાગી ગયા સમજવા!"

એ પ્રમાણે વિચારસરણી તેના મનમાં ચાલુ હતી. દરમિયાન છોકરાએ તેણે કહેલી તમામ વસ્તુ લાવીને ટેબલ પર મૂકી. તેણે પણ નિર્બંધ અને નિશ્ચિંતપણે શીખંડ, પુરી અને ભજીયાંપર હાથ

મારી ઉપરથી આઇસક્રીમની બે પ્લેટ અને જીંજર આઈસનો એક ગ્લાસ ઉદરમાં પધરાવી દીધા.

આ તરફ તેની ઉદરપૂજા ચાલતી હતી તે વખતે નજીકના ટેબલપર બે માણસો કાંઇ વાતચીત કરી રહ્યા હતા. તેમાંનો એક મોટેથી બોલતો હતો. તેના અમુક શબ્દો કર્ણપર પડવાથી દેવદત્તનું લક્ષ એ તરફ ગયું. પરંતુ પોતે ખાવામાં મશગુલ બની ગયો છે એવા ભાવપૂર્વક તેણે આ બન્ને જણાં વચ્ચે ચાલતું તમામ સંભાષણ શ્રવણ કર્યું.

"પોલિસન પણ આ એક ઠીક કામ મળી આવ્યું!" પહેલો બોલ્યો.

"શું! કાંઈ નવાજૂની છે? મેં તો બે–ત્રણ દિવસથી પેપર પણ જોયાં નથી." બીજાએ કુતૂહલપૂર્વક પ્રશ્ન કર્યો.

"પેલા કર્ઝન રોડ ઉપર ચોથી ગલીમાં વિશી છે ને? ત્યાં એક માણસનું મડદું મળી આવ્યું છે પણ તેમાં ખુબી એ છે કે એ મડદાને કોઈ ઓળખતું જ નથી."

"એ મડદા ઉપર ઓળખાણને માટે કાંઈ ચિહ્ન કે વસ્તુ નથી મળી આવ્યાં? પણ એવું તો લલિતપુર જેવા શહેરમાં અવારનવાર બન્યા કરે છે."

"હા, પણ કહે છે કે આ તો એક ભામટો હતો."

"ભામટો! એ કોણ?"

"તેનાં કપડાં અને ગીતા નામના પુસ્તક ઉપરથી પત્તો લાગ્યો છે. તેની હકીકત વિચિત્ર છે. આજથી ત્રણ માસ પહેલાં ન્યાયાધીશ સાહેબે તેને જેલમાં પત્થર ફોડવાને માટે મોકલી આપ્યો હતો. આ માણસનું ખરૂં નામ તો ગમે તે હોય પણ તેણે ન્યાયાધીશ પાસે પોતાનું નામ 'દેવદત્ત સત્યપ્રસાદ' જણાવ્યું હતું. ત્યારબાદ કોઇ પાદરીએ તેને નવાં વસ્ત્રો તથા કોઈ સ્ત્રીએ ગીતાનું પુસ્તક આપ્યું હતું. વળી પુસ્તકની સાથે પચાસ રૂપીઆ પણ આપ્યા હતા. એવી માનિનતા છે કે આ વ્યક્તિએ ખૂબ દારૂ પીધો હશે અથવાતો કોઇ રાહદારીની સાથે તેને ચકમક ઝરી હશે. ગમે તેમ હોય પણ તે એક ભામટો હતો એટલે તેના મૃત્યુથી લલિતપુર શહેરને ખળભળવાનું કિંવા તેમાં 'ઇન્ટરેસ્ટ' લેવાનું કશું કારણ નથી. એવા તો રોજ કેટલાય મરતા હશે. બાકી આવા ભામટાઓનો એકી સાથે નિકાલ

આવી જાય તો લલિતપુરની પાછળ લાગેલી ચોરીચપાટીની ભીતિ ઘણે અંશે ઓછી થઈ જાય."

આ તમામ શબ્દો દેવદત્તના કાનપર આવ્યા. તે મનોગત બોલ્યો: "આ ઠીક થયું. મારો માર્ગ નિષ્કંટક થયો."

તેજ રાત્રે દેવદત્ત નાટ્યશાળામાં ગયો. તેણે બીજા વર્ગની ટીકીટ કઢાવી અને ત્યાં જઇને એક ખુરસીપર બેઠો. નાટ્યશાળાની ખુરશી એટલે માંકડનો પાર નહિ. માંકડનો ત્રાસ અસહ્ય હતો. છતાં તે સહન કર્યા વગર છૂટકો ન હતો કારણકે પ્રિયંવદાને જોવાની તથા તેનું ગાણું સાંભળવાની ખાસ જરૂર હતી. આજે નાટ્યશાળા ચિકાર ભરેલી હતી. આ લોકો માંકડના ચટકાનો ત્રાસ શી રીતે સહન કરી શકતા હશે, એવો દેવદત્તને વિચાર આવ્યો પરંતુ તેને કયાં ખબર છે કે જેઓ નાટક, સીનેમા કે આવા જલસાના ચડસી હોય છે તેઓ માંકડનો ત્રાસ સહન કરીને, ઉંઘ વેચીને, આરોગ્યને નુકસાન પહોંચાડીને પણ પોતાના મનની ક્ષણિક તૃપ્તિ કરવામાં જ જીવનની સફળતા સમજે છે!

એવો જ એક વિલાસી મનુષ્ય તેની પડખેની ખુરસીપર બેઠો હતો. આ મનુષ્ય તરૂણ હતો. તેણે વસ્ત્રો ટાપટીપથી પહેર્યા હતાં. પરંતુ તેના ચ્હેરા ઉપર તેજ ન હતું. આંખો ઉંડી ગઈ હતી અને કામી પુરૂષની માફક તેનાં નેત્રો ચોતરફ ફરતાં હતાં તથા નાટ્યશાળામાં આવેલી લલિતાંગી લલનાઓનાં દર્શન માત્રથી પોતાના અંતરમાં પ્રદીપ્ત થયેલી કામવાસનાને વધારી, કોઇ અલૌકિક આનંદ સમજતો હતો. આ માણસ જરીક વાચાળ વધારે હતો. તેના હસ્તમાં આજે મીસ પ્રિયંવદા જે ગાયન ગાવાની હતી તેનું માહિતીપત્ર હતું. દેવદત્ત અંદર આવતાં એ લેવાનું વિસરી ગયો હતો, એટલે તેણે સભ્યતાપૂર્વક આ તરૂણને કહ્યું: "આપ આ પ્રોગ્રામ મને જોવા દેશો?"

"ઘણી જ ખુશીથી. આપ તે આપની પાસે જ રાખો. મને તો આ બધાં ગાયન મોઢે છે પણ પેલી કર્ઝનરોડ ઉપરની વિશીમાં થયેલા ગોટાળાની હકીકત આપના જાણવામાં આવી જ હશે!" કાંઈ પણ વાત આગળ ચલાવવાના હેતુથી આ તરૂણ બોલ્યો.

"શો ગોટાળો? હું તો આજે જ બહારગામથી આવું છું. મને કશી ખબર નથી." દેવદત્તે પોતાનાં નેત્રોને પહોળાં કરીને પ્રશ્ન કર્યો.

"એમાં કશું વિશેષ નથી. કોઈ દેવદત્ત નામનો બદમાશ આવ્યુ

મહિનાથી જેલમાં પત્થર ફોડતો હતો. તે છૂટ્યો એટલે કોઇએ તેને નવીન પોષાક આપ્યો તો બીજાએ ગીતાનું પુસ્તક અને રૂપીયા પચાસની નોટ આપી ! એ મૂર્ખાએ સઘળા રૂપીઆ મદ્યપાનમાં ઉડાવી દીધા અને એ વિશીમાં રાત્રે જઇને મરી ગયો. કેમ, તમને શું લાગે છે? કેવી ગમત ! એક દિવસમાં પચાસ રૂપીઆનો દારૂ. દારૂડીયો પણ જેવો તેવો નહિ. આપણી તો એટલી બધી હિમ્મત ન ચાલે. ”

“ પણ આ દેવદત્ત હતો કોણ ? ” દેવદત્તે પ્રશ્ન કર્યો.

“ ભામટો, ચોર, ખીસ્સાકાતરૂ. ”

એજ વખતે સંગીતની શરૂઆત થઈ અને આ બે જણા વચ્ચેની ચર્ચા અહીંથી જ બંધ રહી. દેવદત્ત પાસે જે પ્રોગ્રામ હતો, તેમાં નં. ૩ થી તે નં. ૭ મા ગાયન ઉપર મીસ પ્રિયંવદાનું નામ છાપેલું હતું. પહેલાં બે ગાયન કોરસ હતાં. કોરસ પૂરૂં થતાં આશરે વીશેક મીનિટ થઇ. ત્યાંસુધી લોકોની ગરબડ પણ ચાલુ જ હતી. કોરસમાં ગાનાર છોકરા તથા છોકરીઓ અંદર ગયા પછી ‘ મીસ પ્રિયંવદા, મીસ પ્રિયંવદા ’ એ પ્રમાણે ચોતરફથી બૂમો પડવા લાગી. પ્રથમ તો આ ધ્વનિ સૌમ્ય હતો. પરંતુ દશેક મીનિટ થવા છતાંયે તે બહાર આવી નહિ, એથી લોકો બૂમો પાડવા, સીટીઓ મારવા અને જમીનપર લાકડીઓ ઠોકવા લાગ્યા. એથી આખી નાટયશાળા ધમધમી ઉઠી.

“ મીસ પ્રિયંવદા ઉપર લોકો ગાંડા ઘેલા બની ગયા લાગે છે. ” દેવદત્તે પોતાની પાસે બેઠેલા વિલાસી તરૂણને કહ્યું.

“ તમને શું કહું ? તેની સુંદરતા ઓર છે. ” તરૂણે જવાબ આપ્યો: “ અને તેનું ગાયન સાંભળતાં જાણે આકાશમાંથી ઉર્વશી ઉતરી આવી હોય એમ લાગે છે. ”

એ વખતે રંગભૂમિ ઉપર એક મનુષ્ય આવ્યો અને ભાષણ કરવા લાગ્યો:—

“ સન્નારીઓ અને સજ્જનો ! આપને અત્યંત પ્રિય થઇ પડેલી મીસ પ્રિયંવદા અત્યારે અચાનક અસ્વસ્થ થવાથી તે આજે ગાયન માટે આપની સમક્ષ રજુ થઇ શકશે નહિ. તોપણ આપ અસંતોષ પ્રકટ ન કરતાં શાંત રહેશો તો આપને નિરાશ થવાનું કારણ ન મળે એવો જ આજનો પ્રોગ્રામ ગોઠવેલો છે. ”

આ શબ્દો સાંભળવાથી કેટલાક નિરાશ થયા; કેટલાક બોલ્યા: “ અમારી ટીકીટના પૈસા અમને પાછા આપો; ” કેટલાકે કહ્યું—

"જો અગાઉથી આવું જાણતા હોત તો આવત જ નહિ." કેટલાકે આ પણ પૈસા કમાવાની એક યુક્તિ જ છે એવી ટીકા કરી. એટલામાં છેલ્લા વર્ગમાંથી કોઇએ બૂમ મારી કે 'પ્રિયંવદા માંદી હોય કે મરી જતી હોય પણ અમારે તો તેને જોવી છે અને તેનું ગાયન સાંભળવું છે!'

પણ તે વખતે એક ગવૈયો રંગભૂમિ ઉપર આવ્યો અને તેનું સંગીત શરૂ થયું એટલે બધી ગરબડ ધીમે ધીમે શાન્ત થઇ ગઈ.

દેવદત્તને જે જોવાનું હતું તે નહિ મળવાથી તે ઉઠ્યો અને બહાર નીકળ્યો. તે દરવાજામાંથી બહાર પડે છે ત્યાં કોઇએ પોતાના ખભા ઉપર હાથ મૂક્યો હોય એવો તેને ભાસ થયો. તે પાછું વળીને જૂએ છે તો જે વ્યક્તિ પોતાની બાજુમાં બેઠી હતી એ તેની દૃષ્ટિએ પડી.

"કમ એલોંગ, મીસ્ટર! લેટ અસ હેવ સમ ડ્રિંક (ભાઈ, ચાલો આપણે કાંઇ પાન કરીએ.)" એ ગૃહસ્થે કહ્યું.

"ઓ, થેંક્યું, બટ, આઈ એમ નોટ એડિકટેડ ટુ ધેટ હેબિટ. (અહો, હું આપનો આભાર માનું છું. પરંતુ મને તેની ટેવ નથી.)" દેવદત્તે જવાબ આપ્યો.

"તો થોડો સોડાઆઇસ અને શરબત લ્યો, તેમાં શી હરકત છે?"

એટલું સંભાષણ થયા પછી બન્ને જણા નજીકની હોટેલમાં ગયા.

દેવદત્તના નવીન સ્નેહીએ ઓર્ડર આપ્યો અને ખુરશીપર બેસતાં બેસતાં તે બોલ્યોઃ "તમે આ મીસ પ્રિયંવદાનું સંગીત સાંભળ્યું હોય એમ લાગતું નથી. અહા, શું મજેદાર! જાણે બુલબુલ! અને મીસ્તર! તેનો વોઇસ તો એટલો પીઅર્સિંગ છે કે તમને શું કહું? હું તેનું એક ગાયન તમને સંભળાવું?" એમ કહી પોતાના કર્ણકઠોર અને ખોખરા અવાજથી તેણે એક પદ ગાવાની શરૂઆત કરી.

"તમે તમારા વિલક્ષણ અવાજથી આ ઉત્તમ પ્રકારના સંગીતને મારી નાખો છો." દેવદત્ત તેના બેતાલા અને બેસુરા સંગીતથી કંટાળીને બોલ્યો.

તેનો મિત્ર ગાતો બંધ થઈ ગયો. બન્ને જણાએ બરફમિશ્રિત સોડા અને શરબતનું પાન કર્યું. પછી "લ્યો, સાહેબજી! રજા લઉંછું. ભૂલશો નહિ." એટલું કહીને દેવદત્તે આ નવીન મિત્રની રજા લીધી.

"આવા પદ ઉપર હજારો લોકોના ઝુંડના ઝુંડને પોતાની તરફ આકર્ષવા જેવું મીસ પ્રિયંવદામાં શું હશે વારૂ? દુનિયા પણ ઝુકતી હૈ, ઝુકાને વાલા ચાહીએ!" એ પ્રમાણે વિચાર કરતો તે બંદર તરફ જવા લાગ્યો. થોડી વારે બંદરપર આવી લાગ્યો, સ્ટીમરપર ચડયો અને પોતાની કેબિનમાં જઇને સૂઈ ગયો. તેની મનોવૃત્તિ એવા પ્રકારની હતી કે તેને કોઈ પણ સ્થળે ગાઢ નિદ્રા આવી જતી હતી. તેની દુષ્ટતા માટે તેને કદી પશ્ચાત્તાપ થતો નહિ કિંવા કાયદાની તેને ભીતિ લાગતી નહિ. સ્હવારે સ્ટીમર ઉપડતાં પહેલાં એક તાજું વર્ત્તમાનપત્ર તેણે ખરીદી લીધું. તેમાં તેણે પોતાના શરીરને અગ્નિદાહ દીધાના સમાચાર વાંચ્યા!

"ઇશ્વર જે કરે છે તે સારૂં જ કરે છે. ખરો વિનય ભસ્મીભૂત થયો અને આ બનાવટી વિનયનો માર્ગ ખુલ્લો થયો!" તેણે ઉદ્દગાર કાઢ્યો!

## પ્રકરણ ૬ ઠું.

### હોસ્પિટલમાં.

જેલી વિશીની દશમા નંબરની ઓરડીમાં વિનયનું શબ જે સ્હવારે જોવામાં આવ્યું તે જ રાત્રીએ ગાર્ડનરોડ ઉપર એક પોલિસ અધિકારી પહેરો ભરતો હતો. રાત્રીના દશ વાગ્યાથી તે પહેરો ભરતો હતો. અત્યારે પરોઢના બે વાગી ગયા પરંતુ તેના મનની શાંતિમાં વિઘ્ન નાખે એવો કશો પણ બનાવ અત્યારસુધી બન્યો ન હતો. તે દરમિયાન પોલિસના જે માણસો રાઉન્ડપર હતા તેમની અને તેની ત્રણ વાર મુલાકાત થઈ હતી અને એક બીજાએ ખેરીયત જણાવી હતી.

આ અધિકારી ઉદાર મનનો મનુષ્ય હતો. એ ગુણથી તેના ઉપરી અધિકારીઓની તેના ઉપર મહેરનજર હતી. જે પ્રમાણે તે પોતાના ઉપરીઓને પ્રિય હતો તેવી જ રીતે તેણે પોતાના તાબાના માણસો ઉપર કદી પણ અધિકારનો મદ દર્શાવ્યો ન હતો, એટલે તાબાનાં માણસોનો પણ તેના ઉપર પ્રેમ હતો. તે આમથી તેમ પહેરો ભરતો હતો તે વખતે તેના મગજમાં પોતે જે ઇમાનપૂર્વક નોકરી કરે છે તેની કદરદાનીમાં પગારનો વધારો ક્યારે થશે એ

વિચાર તેના મનમાં ચાલતો હતો. આ ગાર્ડનરોડની પેલી મેર દશ–બાર વાર દૂર રેલ્વેની સડક અને સ્ટેશનની હદ હતી. ગામના લોકોને સામી બાજુએ જવા આવવાને માટે નીચે ખુલ્લી જગ્યા રાખીને પુલ ઉપર રેલના પાટા નાખ્યા હતા. એક વાર આ પોલિસ અધિકારી એ પુલ પાસે આવ્યો. પહેલાં તો કોઈ કણુસતું હોય એવો તેને ભાસ થયો. જરાક વિશેષ લક્ષ આપતાં "અરરર મરી ગયો" એવો અવાજ તેના કાન ઉપર આવ્યો. તુરત જ તે આગળ વધ્યો, તો જમીનપર બેશુદ્ધ અવસ્થામાં પડેલા એક માણુસની સાથે તેનો પગ અથડાયો. પુનઃ આ માણુસના મુખમાંથી જોરપૂર્વક સિત્કાર સરી પડચો.

"ઘણું કરીને પીધેલો હોવો જોઈએ." આ વ્યક્તિની પરીક્ષા કરીને પોલિસે સ્વતઃ અભિપ્રાય આપ્યો અને તેને ઉપાડીને વિજળીના દીપકના પ્રકાશમાં લાવ્યો. અત્યારે તેની કશી પણુ હીલચાલ જોવામાં આવતી ન હતી. પ્રકાશમાં આવ્યા બાદ દૃષ્ટિ કરી તો આ મનુષ્યનો પોશાક સામાન્ય છાકટા માણુસના જેવો લાગ્યો નહિ. પોલિસે કલ્પના કરી કે આ માણુસ મરી ગયો હશે. પરંતુ પુનઃ તેણે નાડી તપાસી તથા હૃદય ઉપર હાથ મૂક્યો. તે સ્હેજ ઉષ્ણુ હોય એમ તેને લાગ્યું. તેને ક્યાંય વાગ્યું છે કે કેમ એ તપાસતાં મસ્તકના પાછળના ભાગમાં એક મોટો જખમ પડેલો દેખાયો. તેમાંથી રક્ત વહે છે એવો તેને ભાસ થયો કારણકે તે વ્યક્તિના ગળા ઉપર અને કપડાના પાછળના ભાગપર લોહીના રેલા દેખાતા હતા. વળી તેના ગળા આગળનું કપડું ફાટેલું હતું અને કોઇએ તેનું ગળું દાબવાનો પ્રયત્ન કર્યો હોય એવું ગળા ઉપર પડી રહેલ આંગળીઓનાં ચિહ્ન ઉપરથી સ્પષ્ટ થતું હતું. એ તપાસ પૂરી થયા બાદ તેણે જોરપૂર્વક સીટી મારી. થોડી વારમાં જ રાઉંડ ઉપરની પોલિસ ત્યાં હાજર થઈ, તેમને આ અધિકારીએ સ્ટેટ હોસ્પિટલમાંથી 'એમ્બ્યુલન્સ કાર' લઇ આવવાની સૂચના કરી અને પોતે આ બેશુદ્ધ વ્યક્તિનું રક્ષણુ કરતો ત્યાં જ બેસી રહ્યો. આશરે વીશેક મીનિટમાં એક મોટરકાર ત્યાં આવી અને તેમાં આ બેશુદ્ધ વ્યક્તિને નાખીને તેને સ્ટેટ હોસ્પિટલમાં લઈ જવામાં આવી. તે વખતે જે આસિસ્ટંટ ડયુટી ઉપર હતો તેણે આ વ્યક્તિની થોડીક તપાસ કરી.

"સખ્ત માર લાગ્યો છે—લાકડીનો ફટકો જોરથી થયો હોવો

જોઇએ. મને લાગે છે કે કોઇએ આ મનુષ્યનું ખૂન કરવાનો પ્રયત્ન કર્યો હશે. " આસિસ્ટંટે અભિપ્રાય આપ્યો. તેનો આ અભિપ્રાય સાંભળીને પેલો પોલિસ અધિકારી ત્યાંથી નિકળીને પુનઃ પેલા રેલ્વેના પુલ પાસે આવ્યો. તે વખતે તે પોતાની સાથે એક મીણબત્તી પણ લેતો આવ્યો હતો એ મીણબત્તીને સળગાવી, તેના પ્રકાશની મદદથી તેણે તમામ જગ્યાની બરાબર તપાસ કરી. પરંતુ કોઇનાં પગલાં અથવા કશું પણ ચિહ્ન તેના જોવામાં આવ્યું નહિ. તેણે પુનઃ પુનઃ તપાસ કરી પરંતુ સફળતા મળી નહિ. છેવટે નિરાશ થઇને આ બાબતને લગતો સાદો રિપોર્ટ પોતાના ઉપરીને કરવાનો તેણે નિશ્ચય કર્યો.

સ્ટેટ હોસ્પિટલમાં અરવિન્દ નામનો એક યુવાન ડોકટર હતો. જેઓ તેને ઓળખતા હતા તેમના સિવાય બીજા કોઇને આ ડોકટર હોય એમ લાગતું નહિ કેમકે હજી તો પોતાને ઘણું શિખવાનું બાકી છે એમ જ તે કહેતોઃ પરંતુ જેમની નીચે તે કામ કરતો હતો તેઓને તેની વિદ્વત્તા અને જ્ઞાનનો પૂર્ણ પરિચય હતો. તેના ધંધાને લગતી તેની માહિતી, એકજ રોગ ઉપર જુદા જુદા આઠ–દશ ઉપચારો કરી જોવાનો તેનો પ્રયત્ન, ગંભીર પ્રસંગોમાં પણ શાંતિ નહિ ગુમાવતાં સ્થિર ચિત્તે ઓપરેશન પાર પાડવાની તેની શાંત પ્રકૃતિ, એ સર્વનો તેના ઉપરીઓને પરિચય હતો. આ ડોકટર જેવી રીતે વૈદ્યકશાસ્ત્રમાં કુશળ હતો તેવી જ રીતે તેનું શરીર પણ સુઘટ્ટ અને દેખાવડું હતું. તેનું વય ૨૪–૨૫ વર્ષનું હતું. ગમે તેવો રોગી આવ્યો હોય તો પણ તે કદી મુંઝાતો નહિ. તેને બદલે તેના ન સમજી શકાય તેવા રોગનું રહસ્ય ઉકેલવામાં તે કલાકોના કલાક વિચાર કરતો બેસી રહેતો. તેના એ શ્રમના બદલાની તે કદી પણ આશા કરતો નહિ. ટુંકામાં કહીએ તો તે વિઝિટ ફી ઉપર અને સર્ટિફિકેટ ઉપર જીવનારો ડોકટર ન હતો.

તેના આ સ્વભાવને માટે બે કારણે આપી શકાય તેમ છે. એક તો એ કે પોતે આ શાસ્ત્રમાં અધિકાધિક નિષ્ણાત બનવું અને ખઈ જ્ઞાન સંપાદન કરવું એવી તેની મનોભાવના અને બીજું કારણ એ કે તેને કૌટુમ્બિક ઉપાધિ ન હતી અને તે એક સુખી કુટુમ્બમાં રહેતો હોવાથી પૈસા સંબંધી તેને પરવા ન હતી. તેની આ સ્થિતિનું જેમને જ્ઞાન હતું તેમને એમ થતું કે અરવિંદે આવો ધંધો શામાટે પસંદ કર્યો હશે? તે પોતે શ્રીમંત હતો. પરંતુ તે ઉપરાંત તેના

મામાની મીલકત પણ તેને જ મળવાનો સંભવ હતો. તેના મામા શંકરપ્રસાદે પોતાના ભાણેજને ન્હાનપણથી જ પોતાની પાસે રાખ્યો હતો કારણકે અરવિંદનાં માતા પિતા બન્ને તેને ચાર વર્ષનો મૂકીને થોડા થોડા દિવસના અંતરે પ્લેગનો ભોગ થઇ પડ્યાં હતાં. શંકરપ્રસાદ મોટો વેપારી હતો. તેણે ભાણેજની તમામ મીલકતને વેપારમાં રોકી હતી અને અત્યારે તેમાં પણ પુષ્કળ વધારો કર્યો હતો. વળી પોતાને કશું સંતાન હતું નહિ એટલે તેણે અરવિંદના નામનું વિલ કરી રાખ્યું હતું.

અરવિંદે અત્યારે મગજના વિષયનો અભ્યાસ શરૂ કર્યો હતો અને એ વિષયમાં તે ઘણો આગળ વધ્યો હતો. તે ગરીબ મનુષ્યોને ખાસ સહાય કરતો અને તેમને માટે ઔષધ કરવામાં કેટલુંક ગાંઠનું પણ ખર્ચ કરતો.

સ્હવારે અરવિંદે ડૉ. શશિકાન્તને પૂછ્યું: “ આ રોગીના સંબંધમાં આપનો મત શો છે ? ”

“ મને લાગે છે કે કોઇએ આ ગૃહસ્થને ઠાર મારવાનો પ્રયત્ન કર્યો હશે. તેના મસ્તકના પાછલા ભાગમાં મોટો ઘા પડ્યો છે અને તેના આખા શરીર ઉપર માત્ર તે એક જ જખમ છે પણ તે શાથી થયો હશે એ સ્પષ્ટ થતું નથી. વળી કોઇએ તેનું ગળું દબાવ્યું હોય એવું પણ અહીં ચિહ્ન છે. આ માણસ જ્યારે મળી આવ્યો ત્યારે બેશુદ્ધ અવસ્થામાં હતો. એ વખતે તેનાં નેત્રો ખૂલાં હતાં જ્યારે અત્યારે બંધ છે એવું કમ્પાઉન્ડરનું કહેવું છે. ”

“ આ માણસ કોઇ સારા કુટુંબનો લાગે છે. કોઇએ તેને લૂટવાનો પ્રયત્ન કર્યો હશે. ” અરવિંદે જણાવ્યું.

“ મને એમ પણ લાગે છે કે આને કદાચ હિસ્ટીરીઆની તાણ આવી હોય અને તેના જોરમાં તેણે પોતે ન સમજી શકે તેવી રીતે આત્મહત્યા કરવાનો પ્રયત્ન કર્યો હોય. ”

“ પણ જો એમ હોય તો પાછળ જખમ થવાનું શું કારણ ? આત્મહત્યા કરનારો મનુષ્ય કાંઈ પોતાની ખાકડીનો પાછળ ઘા કરી શકે નહિ. ”

“ એ વાત સાચી છે, પરંતુ આ મનુષ્યે ગળામાં ફાંસો નાંખીને મરણ પામવાનો પ્રયત્ન કર્યો હોય તેથી તે બેશુદ્ધ બની ગયો હશે

અને બેશુદ્ધાવસ્થામાં જમીન ઉપર પડવાથી તેને પાછળની બાજુ આ જખમ થયો હશે. પરંતુ એ વિષયમાં પોલીસખાતા તરફથી રીપોર્ટ આવશે એટલે બધું સમજાશે. વારૂ, આ રોગીનો તમે ચાર્જ સંભાળો. હું ઘેર જઈ આવું." એમ કહીને શશિકાન્ત પોતાના ઘર તરફ જવાને નિકળ્યો.

## પ્રકરણ ૭ મું.

### પૂર્વ જ્ઞાનનો અંશ.

**શશિકાન્તના** ગયા પછી **અરવિંદે** પુનઃ એ રોગીની તપાસ શરૂ કરી. તેનો શ્વાસોચ્છ્વાસ ચાલતો હતો અને એથી તેનું પેટ ઉપર નીચે થતું હતું, એટલી જ તેના શરીરની હલનચલન ક્રિયા હતી. તેનો ચ્હેરો ફીક્કો પડી ગયો હતો. હાથ ઠંડાગાર હતા. માત્ર નાડી ધીમી પણ નિયમિત હતી. ડોકટર **અરવિંદે** આ વિભાગની નર્સને બોલાવીને પૂછ્યું: " ડો. **શશિકાન્તે** મને આ કેસ સમજાવ્યો છે ખરો; પણ રોગીને શુદ્ધિમાં લાવવાનો પ્રયત્ન કરેલો કે નહિ એ મને કહ્યું નથી."

" **શશિકાન્તભાઈએ** પોતાનાથી બની શક્યું તેટલું કરી જોયું; પરંતુ તેનું કશું ફળ આવ્યું નહિ. તેમને આ કેસ જરીક ચમત્કારિક લાગ્યો હતો."

" હા, એવું છે ખરૂં."

ત્યારપછી ત્રણ કલાકે **શશિકાન્ત**, **અરવિંદ**, પેલો પોલિસ અધિકારી અને એક હોસ્પિટલ આસિસ્ટંટ એટલા એક હોલમાં એકત્ર થયા અને તેમની વચ્ચે આ નવીન આવેલા રોગીના સંબંધમાં સંભાષણ શરૂ થયું.

" મારા ગયા પછી કશો વિશેષ ફરક ?" **શશિકાન્તે** આસિસ્ટંટને પ્રશ્ન કર્યો.

" ના કશો ફરક પડ્યો નથી. જેની તે સ્થિતિ છે."

" આપે તેની પૂરી તપાસ કરી ?" પોલિસ અધિકારીએ પૂછ્યું.

" તપાસ !" **શશિકાન્તે** ઉદ્ગાર કાઢ્યો.

" એટલે કે તેના રોગની તથા જખમની તપાસ નહિ, પણ તેના ઓળખવાની." પોલિસ અધિકારીએ સમજાવ્યું.

“ના, એ તપાસ કરવાનો વખત જ મળ્યો નથી.”

“ત્યારે જો આપને હરકત ન હોય તો હું તપાસ કરી જોઉં.” એમ કહીને તેણે રોગીનાં તમામ ગજવાં તપાસી જોયાં પણ તેમાંથી કશું મળ્યું નહિ.

“આ માણસનો પોષાક સારો છે અને તે નવીન વેચાતો લીધેલો લાગે છે. આવા માણસ પાસે ગજવામાં એકાદી ઘડિયાળ અને પૈસા હોવા જોઇએ. પરંતુ તે કશું નથી એ ઉપરથી કોઇએ તેને લૂંટેલો હોવાનું અનુમાન થઈ શકે છે. આ કપડાં કયા દરજીએ સીવ્યાં છે તેની તપાસ કરવાની જરૂર છે. પુલની પત્થરની દીવાલપર એક ઠેકાણે વાળ તથા લોહીના ડાઘ મારા જોવામાં આવ્યા હતા.” એમ કહીને પોલીસ અધિકારીએ પોતાના ગજવામાંથી ન્હાની ડબી કાઢી અને તેમાં રાખેલા વાળની રોગીના વાળ સાથે તુલના કરવા લાગ્યો.

“હા, બન્ને વાળ સરખા છે.” તે બોલ્યોઃ “વારૂ, હવે આ કોટ હું લઇ જાઉં છું અને કોઈ દરજી ઓળખે છે કે કેમ તે જોઉં છું.”

“તમે કોટ લઇ જાઓ કે બીજું કાંઇ લઇ જાઓ, પણ હવે આ રોગી અહીંથી પાછો જાય તેમ નથી.” શશિકાન્તે જણાવ્યું.

બપોરે ચાર વાગે પોલિસ અધિકારી એક જુવાન દરજીને લઇને આવ્યો. તેણે આ રોગીને ઓળખવાનું કહ્યું પણ વ્યર્થ. દરજી રોગી તરફ દૃષ્ટિપાત કર્યા પછી બોલ્યોઃ “એક ગૃહસ્થ મારી પાસે આવ્યો હતો અને તેણે બહારગામ જવાનું હોવાથી એક સારા સૂટની માગણી કરી હતી. મારી પાસે કોટ તથા પાટલૂન તૈયાર હતાં. તેણે મને રોકડા પૈસા આપ્યા અને મેં તેને એ બે વસ્ત્રો આપ્યાં. એટલે તેનું નામઠામ નોંધવાની મને જરૂર ન હતી. પરંતુ તેની વાતચીત ઉપરથી અગાઉ તેણે કદી પણ આવાં તૈયાર વસ્ત્રો ખરીદ્યાં હોય એમ લાગતું ન હતું.”

“ચાલો, એક વાતનો તો નિકાલ આવી ગયો. અત્યારસુધી એવી આશા હતી કે આ માણસ કોણ છે, ક્યાંનો છે, તે શોધી કાઢીશું પણ તે હવે રહી નથી. આ ઉપરથી એટલી કલ્પના થાય છે કે તેની પાસે પુષ્કળ પૈસા હોવા જોઈએ અને તેટલા માટે જ કોઈ ચોરે તેના ઉપર હલ્લો કરેલો હોવો જોઇએ. પણ તને જે

ગૃહસ્થ મળ્યો હતો તેની પાસે ઘડિયાળ હતું ? ” પોલિસ અધિકારીએ દરજીને પ્રશ્ન કર્યો.

“ હા, ઘડિયાળ કીમતી હતું અને એક લાંબી સોનાની ચેઇન પણ હતી. ”

“ એ દેખાતાં નથી એટલે તે પણ ચોરાયેલાં હોવાં જોઈએ પણ તેનો પત્તો કેવી રીતે લગાડવો ? આ કેસ ગુંચવણભર્યો છે ખરો. ”

“ હા, ગુંચવણભર્યો છે. ” શશિકાન્તે કહ્યું: “ પણ તેનું રહસ્ય ઉકેલવામાં અમારા ડોકટર અરવિંદ તમને સહાયક થઇ પડશે. ”

“ હા, અરવિંદભાઇની એ ખ્યાતિ મારા કાન ઉપર આવી છે. પરંતુ આ રોગી શુદ્ધિમાં આવશે એટલે તમામ હકીકત આપણા જાણવામાં આવશે. ”

“ જરી ધીરા પડો ! કદાચ તમારી આ તમામ કલ્પનાઓ ભૂલભરેલી પણ હોય. ” શશિકાન્તે જણાવ્યું: “ કદાચ આ માણસને વાઈ આવતી હોય. તેવા માણસો આ કરતાંયે વધુ વખતસુધી બેશુદ્ધ રહે છે. કદાચ તેને એ ફિટ જોરથી આવી હશે. તેણે પોતે જ શ્વાસોચ્છ્વાસ સારી રીતે લેતાં પોતાનું ગળું દબાવીને ખૂલ્લું મૂકયું નહિ હોય તેની ખાત્રી શી ? અને તે સ્થિતિમાં સમતોલપણું ગૂમાવવાથી તે પૂલની પત્થરની દિવાલ સાથે અફળાયો હોય તો ના કેમ કહેવાય ? અને તે બેશુદ્ધ અવસ્થામાં પડયો હોય ત્યારબાદ કોઈએ આવીને તેના ગજવામાંથી ચોરી કરી હોય એ અસંભવિત નથી. ”

“ પરંતુ એ મનાતું નથી. મારે બદલે બીજો કોઇ પહેરા ઉપર હોત તો જુદી વાત, પણ હું પોતે હાજર હોવા છતાં એમ બને ખરૂં ? ”

“ ગમે તેમ હોય, પણ કોનો તર્ક ખરો અને કોનો ભૂલભરેલો તે નક્કી કરવાને માટે અત્યારે એક પણ માર્ગ નથી. એટલે આ માણસ સારો થાય ત્યાંસુધી રાહ જોવી પડશે. ”

“ પણ આ શુદ્ધિમાં આવશે ખરો ? ”

“ આવશે એટલે ? તે કાંઈ આટલા જખમથી મરવાનો નથી. આ જખમનો ધક્કો જોરથી લાગ્યો હશે, પણ તેથી મૃત્યુ નિપજવાની લેશ પણ ભીતિ નથી. ” શશિકાન્તે જણાવ્યું.

અરવિંદ અત્યારસુધી મૌન હતો. તે હવે બોલ્યો: “ આ જખમથી તેના મગજને જે ધક્કો લાગ્યો છે તે કદાચ વિશેષ અપાયકારક ઠરવાનો સંભવ છે. મને એમ લાગે છે કે મેં આવા

જેટલા [illegible] તે કરતાં આ કેસ વિલક્ષણ છે અને આ દરદી સારો થતાં બહુ લાંબો વખત જોઇશે."

"મગજમાં ફાટ પડી હોય તો તે અનિશ્ચિત ગણાય છે." શશિકાન્તે કહ્યું: "કદાચ તેમાંથી કેટેલેપ્સી પણ થાય; અને તેમ આમ તો ઘણો લાંબો સમય લાગે."

"મારૂં પણ તે જ કહેવું છે." અરવિંદે જણાવ્યું.

અને ખરેખર તેમજ થયું. ત્રણ દિવસ થવા છતાં રોગી શુદ્ધિમાં આવવાનું ચિહ્ન દેખાયું નહિ. પોલિસ હમેશ બે વખત આવી જતો, પણ રોગી બેશુદ્ધનો બેશુદ્ધ. માત્ર શ્વાસનલિકા ચાલ્યા કરતી હતી.

"આ હકીકત વર્ત્તમાનપત્રમાં કેમ પ્રકટ કરતા નથી? તે પ્રકટ થાય તો રોગીનો કોઈ સ્નેહી તેને જોવાને માટે પણ આવે." શશિકાન્તે એક દિવસ કંટાળીને કહ્યું.

"એથી ચોર ચેતી જાય અને પલાયન કરી જાય એવી ભીતિ રહેતી હતી, પણ હવે તે પ્રસિદ્ધ કર્યા વગર છૂટકો નથી." પોલિસ અધિકારીએ જણાવ્યું.

બીજે દિવસે આ હકીકત તમામ વર્તમાનપત્રોમાં પ્રકટ થઈ. ઘણા માણસો હોસ્પિટલમાં આવ્યા અને ગયા પરંતુ કોઈએ આ મનુષ્યને ઓળખ્યો નહીં. જાણે કેમ આ મનુષ્ય મંગળના ગૃહમાંથી એકાએક ઉતર્યો હોય અને ઉતરતાં ઉતરતાં તેનું મસ્તક ભાંગી ગયું હોય ને!

પાંચમે દિવસે આ રોગી ઉપર દેખરેખ રાખનારી નર્સે શશિકાન્ત તથા અરવિંદને બોલાવ્યા.

આ રોગીનાં નેત્રોની પાપણ ધીમેથી ખુલી. તેની દૃષ્ટિ ઉપરની છત તરફ ગઈ.

અરવિંદે તેને પ્રશ્ન કર્યો: "તમે કયે સ્થળે છો, એનો તમને ખ્યાલ છે?"

આ પ્રશ્નનો રોગી તરફથી કશો પણ જવાબ મળ્યો નહિ; તથાપિ અરવિંદના શબ્દો તેણે સાંભળ્યા હોય એવું તેના ચ્હેરાપરથી જણાયું. અરવિંદે એક વાર પુનઃ આ રોગીનું નિરીક્ષણ કર્યું અને પછી તે બોલ્યો: "આ બિચારાને આજે નવીન જન્મ મળ્યા સરખું દેખાય છે. તેનું મન ક્યાં ગૂમ થઈ ગયું છે કે તેનો પત્તો જ નથી."

"એમ કે!" શશિકાન્તે આશ્ચર્યપૂર્વક પ્રશ્ન કર્યો.

"એટલે એમ કે આ મનુષ્ય પુનઃ શરીરે સુદૃઢ અને જેવો છે તેવો હૃષ્ટપુષ્ટ પણ રહેશે. પરંતુ તેનું મગજ માત્ર ગયું છે. આ બાબતમાં તે જાણે આજે જ જન્મ્યો હોય એવી સ્થિતિ રહેશે."

"ત્યારે શું તે નિર્બુદ્ધ પ્રાણી જેવો રહેશે?"

"એવો પણ નહિ. શરીર પૂર્ણ વૃદ્ધિને પામેલું જ્યારે મગજ તંતુ માંહેના જ્ઞાનગોલકની સ્થિતિ માત્ર ન્હાના બાળકના જેવી. અર્થાત્ અત્યાર પહેલાંના જ્ઞાનનો બિલકુલ ભ્રંશ થઇ ગયેલો લાગે છે."

## પ્રકરણ ૮ મું.

### બે તાર.

રાવબહાદુર હરસુખરાય સત્યવાદીની મુંબઇમાં અત્યારે જાહોજલાલી હતી. કોટમાં હોર્નબી રોડ ઉપર તેની બેંકર તરીકેની મોટી પેઢી હતી. વેપારી સૃષ્ટિમાં તેની પેઢીની પ્રતિષ્ઠા સારી હતી. વળી રાવબહાદુર હરસુખરાયની પ્રમાણિકતા પણ અપ્રતિમ હતી. એટલે કોઇ પણ નવીન કંપની નીકળતી તો તેના એજંટો કોઇ પણ રીતે રાવબહાદુરના નામને પોતાની નવી કંપનીના ડિરેકટર તરીકે દાખલ કરવાનો પ્રયત્ન કરતા.

રાવબહાદુરની એવી માનિનતા હતી કે લક્ષ્મીપુત્રની ખાનદાની જેવી ને તેવી રાખવી હોય તો લગ્ન વગેરે વ્યવસ્થા સમાન પંક્તિના કુળની સાથે જ કરવી જોઇએ. ગરીબની છોકરી ઘરમાં લાવવાથી અથવા ગરીબના છોકરાને કન્યા આપવાથી ખાનદાની અને સંપત્તિ બન્નેનો નાશ થાય છે એવી તેમની સમજ હતી.

તેમણે પોતે લગ્ન કર્યું હતું કે કેમ તેનું તેમના મિત્રોને પણ સ્મરણ ન હતું. એટલું જ નહિ પણ તેમણે કેમ લગ્ન કર્યું નથી અથવા કેમ કરતા નથી તેની પણ કોઇને માહિતી ન હતી. આપણને પણ તેમની યુવાનીની લીલા સાથે વિશેષ સંબંધ નહિ હોવાથી આ કથાનકનો પ્રારંભ થાય છે તે સમયની તેમની સ્થિતિ, રીતિ વગેરેનો વિચાર કરીશું.

અત્યારે તેમનો પ્રવેશ વનમાં થઇ ચૂક્યો હતો; તથાપિ શરીરયષ્ટિ મજબૂત હતી. માત્ર ચ્હેરાપર જરાવસ્થાની છાયા સ્હેજ ચમકવા

સાગી હતી. તેના પર લક્ષ્મીની ઉત્તરોત્તર કૃપા ચાલુ રહેલી હોવાથી શરીર સૌષ્ઠવની સાથે બીજાં સુખોનો પણ તેમને અનાયાસે લાભ મળ્યો હતો. તે પૈસા પેદા કરી જાણતો તેમ સાર્વજનિક કામમાં ખર્ચી પણ જાણતો. માત્ર નામ પ્રસિદ્ધિની તેણે કદી પણ ઇચ્છા કરી ન હતી. તે મુંબઇના ગરીબ મજુરોને આર્થિક સહાય કરતો અને અનેક ધાર્મિક સંસ્થાઓ તેની મદદ ઉપર જીવતી હતી. કોઇ ગરીબ વિદ્યાર્થી તેની પાસે જતો તો નિરાશ બનીને પાછો ફરતો નહિ.

તે પોતાના કામમાં અત્યંત નિયમિત હતો. તે રોજ સ્હવારે બજારમાં આંટો મારીને સ્હાડા દશ વાગે જમતો. અગીયાર વાગે તેની ઓફિસમાં જતો. ત્યાં બે વાગ્યાસુધી કામ કરતો અને પછી પુનઃ બજારમાં જતો. તે જ્યારે કામ કરવા બેસતો ત્યારે વચ્ચે કોઇ ગરબડ કરે એ તેને ગમતું નહિ. તે કામ ઉપર હોય ત્યારે તેનો ચ્હેરો કડક રહેતો. તે સિવાય હસમુખો જણાતો. કદાચ કોઇ વિરોધીની મુલાકાત થાય તોપણ તે વખતે હસતું મુખ રાખીને તે શાંતિથી તેની સાથે સંભાષણ કરી પોતાનો સ્વાર્થ સાધી લેતો.

એક દિવસે તે ઓફિસમાં કામ કરતો બેઠો હતો, તે વખતે એક સિપાઇ તાર લઈને આવ્યો તાર તો અનેક આવતા પરંતુ આ વખતે તારની પહોંચમાં સહી કરતાં તે જરીક ગભરાયેલો દેખાયો. એકી સાથે બે તાર આવ્યા હતા. પ્રથમ તેણે એક તાર ફોડીને વાંચ્યો. વાંચતાંની સાથે જ જાણે તેના હૃદય ઉપર મોટો આઘાત થયેલો લાગ્યો. થોડી વાર તે સ્તબ્ધ બેસી રહ્યો. તેનાં નેત્રોમાં અશ્રુ-બિન્દુ ચમકવા લાગ્યાં. તે મનોગત બોલ્યો: "બાપડો વીરેન્દ્ર આખરે ગયો! પણ તેના છોકરાને તેની માહિતી નથી."

આ તારમાં નીચે મુજબ હતું:—

**"Lalitpur. Rao Bahadur Harsukhrai Satyavadi, Banker, Hornby Road, Bombay. Virendrasen died to-day appoplexy. Inform Vinay his son arriving Bombay shortly. Affairs left your hands. Very little property here. Father and son parted after quarrel."**

"(લલિતપુર—રાવબહાદુર હરસુખરાય સત્યવાદી બેંકર, હોર્નબી રોડ—મુંબઇ. વીરેન્દ્રસેન આજે એપોપ્લેક્સીથી ગુજરી ગયા. તેમનો

દીકરો થોડા વખતમાં મુંબઇ આવે છે તેને ખબર આપો. બહુરૂપા તમને સુમત છે. અહીં ઘણી થોડી મીલકત છે. બાપ અને દીકરો લઢીને છૂટા પડયા છે )"

"વીરેન્દ્ર! તેં મોટી ભૂલ કરી. આ તારા અસમાન લગ્નનું જ પરિણામ. વીરેન્દ્રની સ્ત્રી ગુણશાળી હતી, તથાપિ ઉતરતા કુળની હતી. હં, પણ આ બીજો તાર કોનો છે?"

બીજા તાર તરફ તેનું લક્ષ ગયું. તે ફોડીને વાંચ્યો. એ તાર વિનય બનેલા દેવદત્તનો હતો. તેણે સ્ટીમર ઉપડતી વખતે રાવબહાદૂર ઉપર તાર કર્યો હતો, જેમાં પોતે 'સરસ્વતી' સ્ટીમરમાં નિકળીને મુંબઇ આવે છે એમ જણાવ્યું હતું. એ તાર વાંચીને તે બોલ્યો: "વારૂ, વિનય અહીં આવે છે, ઠીક છે."

એ પ્રમાણે તેના મનમાં વિચાર ચાલતો હતો તે વખતે એક કારકુન કેટલાક કાગળોપર તેની સહી લેવાને માટે આવ્યો. તેણે પોતાના શેઠને આવી ચિંતાક્રાંત અવસ્થામાં આજે પહેલી જ વાર જોયો. રાવબહાદૂરે તેને પૂછ્યું: "સ્ટીમર 'સરસ્વતી' ક્યારે આવવાની છે?"

"મને ખબર નથી, પણ હમણાં બંદરપર ટેલીફોન કરીને પૂછાવું છું." એમ કહી સહી કરેલા કાગળ લઇને તે બહાર ગયો.

તેણે ટેલીફોન કરીને 'સરસ્વતી' ના આગમનનો ટાઇમ જાણી લીધો તથા પુનઃ શેઠની ઓફિસમાં દાખલ થઇને પોતે મેળવેલી માહિતી તેને જણાવી.

અત્યારે રાવ બહાદૂરનો ચ્હેરો પ્રથમના જેવો ચિંતાતુર ન હતો. તેણે લોખંડનું કબાટ ખોલીને તેમાંથી કેટલાક કાગળો બહાર કાઢ્યા હતા. આજથી વીશ–પચીશ વર્ષ પહેલાં વીરેન્દ્રસેને તેને સોંપેલાં એ કાગળો તપાસ્યા પછી તેને પુનઃ કબાટમાં મૂકી દીધા. તેનું મન હજી સ્થિર થયું ન હતું. તે આમથી તેમ આંટા મારતો હતો.

"વીરેન્દ્રના છોકરાએ તેના ઇષ્ટ ક્ષેત્રમાં જ પ્રવેશ કરવો જોઇએ. વીરેન્દ્ર તેને માટે કશું મૂકી ગયો નથી. કેવળ પવિત્ર ચારિત્ર્યની જગતમાં એક કોડીની પણ કીંમત નથી. પૈસા હોય તો હીન ચારિત્ર્યનો મનુષ્ય પણ ચારિત્ર્યવાન ગણાય છે, અત્યંત કુરૂપ સુંદર મનાય છે, મૂર્ખ મનુષ્ય પૈસાવડે કરીને અનુભવી અને બુદ્ધિમાનની છાપ પામે છે. તેનું વર્તન તિરસ્કરણીય હોય તોપણ આદર્શવત્

ગણાય છે. જગતમાં પૈસા સિવાય બીજા કશાને માન મળતું નથી. એટલે વીરેન્દ્રના છોકરાના પૈસાની મારે જ વ્યવસ્થા કરવી પડશે. વળી તેના લગ્નની પણ ખટપટ કરવી જોઈએ. વીરેન્દ્રની એવી ઇચ્છા હતી કે તેના પુત્ર તથા પુત્રવધૂએ ગણેશગ્રામની જાગીર પુનઃ મેળવીને ત્યાં રહેવા જવું. હજી પણ મને તે સુંદર દિવસનું સ્મરણ છે પણ વીરેન્દ્રે ઉતાવળમાં કરેલા લગ્નથી તેનું સર્વસ્વ ગયું અને તેને પરગામ વેઠવું પડયું. હવે આ છોકરો શું કરે છે તે કેમ કહી શકાય ? જો તે પણ તેના બાપના જેવો થાય તો પછી થઇ રહ્યું. બાકી મારી જયાલક્ષ્મી અને આ વિનય એ બે વચ્ચે પ્રેમોદ્‌ભવ થાય—નહિ તેમનું લગ્ન જ થાય તો ખોટું નહિ. નહિ નહિ તોયે જયાલક્ષ્મીને તેના બાપના પચીશ—પચાશ હજાર તો ખાત્રીથી મળશે જ છતાં પણ અગાઉથી કશી વાત બહાર ફૂટવી જોઈએ નહિ. સર દેવેન્દ્રસેનની પ્રથમ પત્ની ગુજરી ગયા પછી તેણે બીજી વાર લગ્ન કર્યું નથી અને હવે તે કરે એમ લાગતું પણ નથી. અહા, જો આ વિનય મહારાજા મહેન્દ્રસેનનો વારસ ઠરે તો કેવી બહાર આવે ! ”

એ પ્રમાણેના વિચારો આ વૃદ્ધના મસ્તકમાં એકસરખા ચાલી રહ્યા હતા. તે આજે પોતાના એક મિત્રને ત્યાં જમવાને જવાનો હતો. તેનો મિત્ર યુરોપીય યુદ્ધમાં ગયો હતો. ત્યાં પોતાનું શૌર્ય પ્રકટ કરવાથી તેને સરકાર તરફથી કર્નલની પદવી મળી હતી. તેનું નામ કર્નલ ચંદ્રસેન હતું. ચંદ્રસેન તથા વીરેન્દ્રસેન પણ મિત્રો હતા. હરસુખરાય તેને ત્યાં નક્કી કરેલા સમયે ગયો.

તેણે કહ્યું: “ ચંદ્રસેન ! આજે લલિતપુરથી એક તાર આવ્યો છે એથી હું ઘણો જ મુંઝાઈ ગયો છું. ”

“ વળી શું છે ? કાંઇ ખોટ તો ગઈ નથી ને ? ”

“ ના—ના, એવું કશું નથી; પણ આપણો વીરેન્દ્રસેન સ્વર્ગવાસી થયો. ”

“ શું કહે છે ? વીરેન્દ્ર સ્વર્ગવાસી ! અરેરે, બહુ ખરાબ થયું. કર એ ભિખારડાની છોકરી સાથે લગ્ન ! ”

ચંદ્રસેનના આ ઉદ્‌ગારથી રાવબહાદૂર મનમાં ને મનમાં હસ્યો, પરંતુ પોતાનો ચ્હેરો શાંત કરીને બોલ્યો: “ મને નથી લાગતું કે વીરેન્દ્રનું મૃત્યુ એ કારણથી થયું હોય, એમ શામાટે ? ગયા દશ

વર્ષથી તો તે વિધુર હતો. તેના ઉપર એપોપ્લેક્સીનો હુમલો થયો અને એમાં તેના રામ રમી ગયા."

"વારૂ, એની પાછળ સંતતિ શું છે?"

"સંતતિમાં એક છોકરો, એ છોકરો પણ તમામ બાબતમાં તેના બાપની જ મૂર્તિ હશે. તેના છોકરાનો પણ તાર છે. તે જલ્દી આવવાનો છે. મને એવું થાય છે કે કયારે એ છોકરો અહીં આવે અને અહીં સ્થાયી થઇ સારા વૈભવથી રહે!"

"એટલે તેનો બાપ મરી જવાથી તેણે લલિતપુરનો ત્યાગ કર્યો?"

"ના, તે પહેલાં જ તે ત્યાંથી નિકળ્યો છે. જૂઓ આ બન્ને તાર. એ બે જણા વચ્ચે ઝઘડો થયો લાગે છે. કશું કારણ જણાવ્યું નથી, પણ મને લાગે છે કે આ ઝઘડાને પરિણામે બાપનું મૃત્યુ થયું હોવું જોઇએ પરંતુ એ ઝઘડા કરતાં યે તેનો છોકરો એકદમ તેને છોડીને અહીં આવવાને નિકળ્યો એથી મને આશ્ચર્ય થાય છે. કદાચિત્ પોતાનો ત્યાગ કરીને છોકરો એકાએક ચાલી નિકળ્યો, એથી પણ વીરેન્દ્રના મન ઉપર આઘાત થયો હોય."

"હા, એમ જ હશે." ચંદ્રસેને કહ્યું: "પણ આ ઝઘડો એકાદી છોકરીના સંબંધમાં તો નહિ હોય?"

રાવબહાદૂર આશ્ચર્યચકિત મુદ્રાથી તેની સામે જોઇ રહ્યો. પછી તે બોલ્યો: "મને આ કલ્પના આવી ન હતી, પણ જો એવું જ કાંઇ હોય તો મહારાજા મહેન્દ્રસેન આ છોકરાનો તિરસ્કાર કરશે એમ તને લાગે છે?"

"એ તો કેમ કહી શકાય? પરંતુ જો એવું હોય તો છોકરાને અહીં રાકી રાખવો. એટલે તે ત્યાંની છોકરીને ભૂલી જશે."

"હા, એ વાત સાચી. પણ પ્રથમ મહેન્દ્રસેનની મુલાકાત લેવાની જરૂર છે. આ છોકરો પણ પોતાના બાપની માફ હલકા કુળની છોકરી સાથે લગ્ન કરવાને તૈયાર થયો છે એવું જો તેમના જાણવામાં આવ્યું તો પરિસ્થિતિ વધારે વિકટ બનશે."

"પણ આ છોકરા અને મહેન્દ્રસેનની જાગીર વચ્ચે પેલા સર દેવેન્દ્રસેનનું લફરૂં છે તેનું કેમ?"

"એથી શું થયું? દેવેન્દ્ર અત્યારે પચાસને કાંઠે પહોંચી ગયો છે. એક તો તેનું શરીર નબળું અને વિષયી પૂરો એટલે બહાર-ચ્છેલો હોવાથી લગ્નની ભાંજગડમાં પડવાનો નહિ. કદાચ વિચાર કરે

તો તેને કન્યા આપે કોણ ? એટલે એ વિષયમાં વિનયનો માર્ગ ખૂલ્લો છે. માત્ર તેના ઉપર મહેન્દ્રસેનની ઇતરાજી ન થાય એટલે બસ.”

“પણ વીરેન્દ્ર પોતાના છોકરા માટે ખરેખર કશું મૂકી નથી ગયો ?”

“હા, એવું છે ખરૂં.”

“ત્યારે વિનયનું લગ્ન કોઇ શ્રીમંતની છોકરી સાથે કરી આપવું જોઇએ.”

“હા, પણ એ કાર્ય કાંઈ સ્હેલું નથી. છતાં પ્રયત્ન કરીશું.”

“જોજે ઉતાવળ ન કરતો. તેને થોડો સમય તેની મરજી પ્રમાણે ચાલવા દેજે. જો ત્યાં તેને કોઈની સાથે પ્રેમ થયો હશે તો તે અહીં એકાદ વર્ષ સ્વતંત્ર રહેશે એટલે ભૂલી જશે. માત્ર તેના ઉપર વધારે પડતો અંકુશ રાખવો નહિ. જો અંકુશ રાખ્યો તો બધું ફસકી જશે.”

“તારી સલાહ વાજબી છે. ગમે તેમ પણ તે મારા મિત્રનો પુત્ર છે એટલે તેનો ઉદ્ધાર કરવાને માટે મારાથી બનતું કરવું એ મારૂં કર્તવ્ય છે.”

“જો તેને અહીં એકાદી શ્રીમંતની છોકરી મળી જાય તો ?”

“એ બાબતમાં ચિંતા ન કરવી. હું તેને માટે દરેક રીતે યોગ્ય કન્યા શોધી કાઢીશ.”

“વાહરે વાહ ! મને લાગે છે કે તેં એંકર કરતાં લગ્ન નક્કી કરી આપનાર એજંટનો ધંધો સ્વીકાર્યો હોત તો સારૂં હતું.”

“હું સાથે સાથે એ ધંધો પણ કરૂં છું, પરંતુ તે બદલ કમિશન લેતો નથી. જો તે સારી રીતે વર્ત્તશે તો આ લગ્ન થવામાં મુશ્કેલી નડવાની નથી. નહિતો પછી તેને પાણીચું પરખાવવાની મને ફરજ પડશે.”

તે વખતે અંદરથી પાટલા નંખાયાની વરધી આવી. તેઓ જમવાને માટે ઉઠયા. જમીને થોડી વાર રોકાયા પછી રાવબહાદૂર પોતાના મકાનપર ગયો. ત્યાંથી તેણે મહારાજા મહેન્દ્રસેન ઉપર એક પત્ર લખી નાખ્યો.

“આ પત્ર વાંચવાથી એ બુઢ્ઢાને શું લાગશે ? ઘણું કરીને તો તેનો વીરેન્દ્ર ઉપરનો ગુસ્સો પીગળી ગયો હશે.”

એટલું કહેવું જોઇએ કે રાવબહાદૂરને પોતાના મિત્રના પુત્રને

માટે અત્યંત લાગણી ઉત્પન્ન થઈ હતી અને મિત્રકાર્ય તરીકે તેને સારે રસ્તે ચડાવી, તેનો ઉદ્ધાર કરવાનો તેણે નિશ્ચય કર્યો હતો. પરંતુ—

"ન જાણે જાનકીનાથ, પ્રભાતે શું થવાનું છે !"

---

## પ્રકરણ ૯ મું.

---

### બંદર ઉપર મુલાકાત.

જે દિવસે સ્ટીમર આવવાની હતી તે દિવસે પોતાના મિત્રના પુત્રનો આદર સત્કાર કરવાને માટે રાવબહાદૂર બંદર ઉપર હાજર રહ્યો હતો, એટલું જ નહિ પણ સ્ટીમર ઉપરના ઉતારૂઓ નીચે ઉતર્યા પહેલાં તેણે તે સ્ટીમરપર જઇને તેના કેપ્ટન સાથે પરિચય કરી લીધો હતો. કેપ્ટન અને તેની વચ્ચે અંગ્રેજીમાં નીચે મુજબ સંવાદ થયો હતો જે અમે તમામ વાચકો સમજી શકે તે માટે ગુજરાતીમાં જ આપીએ છીએ.

"એક તરૂણ મનુષ્ય—મારા મિત્રનો દીકરો આપની આ સ્ટીમરમાં આવવાનો હતો તે જો હોય તો મને તેની મુલાકાત કરાવશો ? કારણકે હું તેને ઓળખતો નથી. તેનું નામ વિનયકુમાર દેસાઇ છે."

"હા—હા, તેમને ઓળખ્યા. ચાલો મારી સાથે. જૂઓ, પેલી બાજુ ડેક ઉપર મીસ્તર દેસાઇ પોતે જ ઊભા છે."

"થેંક્યુ." એમ કહીને હરસુખરાય કેપ્ટને બતાવેલી દિશા તરફ વળ્યો અને તેણે દર્શાવેલા ગૃહસ્થ પાસે જઇને પૂછ્યું: "તમે જ વિનયકુમાર ?"

"હા તે મારૂં જ નામ છે." દેવદત્તે જવાબ આપ્યો.

"મને તમે ઓળખતા નહિ હો. હું હરસુખરાય સત્યવાદી."

"મારા પિતાશ્રીના સન્મિત્ર !" એટલું બોલીને દેવદત્ત નીચે બેસીને વિનયપૂર્વક પ્રણામ કરવા લાગ્યો.

"અરે ! એટલું બધું શામાટે ? ઉઠ વિનય ! તારો બાપ અને હું તો ન્હાનપણના ગોઠીયા. અમે શાળામાં પણ સાથેના સાથે જ હતા. પણ મને અહીં જોઇને તને આશ્ચર્ય થયું હશે ખરૂં ? હું અહીં આવીશ એવી તો તમે કલ્પના નહિ હોય."

"મેં આપને તાર કર્યો હતો ખરો, પણ આપ અહીં મને

મળવાને માટે આવશો એવી મેં આશા રાખી ન હતી. હું ધારું છું કે આપને અહીં બીજું કશું કામ હશે.”

“ ના—ના, હું તને લેવાને માટે જ આવ્યો હતો. ચાલ, આપણે જઇએ. સામાન વગેરે કાંઈ છે કે? પણ વિનય! તને એક દુઃખદાયક વર્તમાન જણાવવાનું મારા નસીબમાં આવ્યું છે. અત્યંત દુઃખદાયક વર્તમાન છે.”

“ શું! કશી ભાંજગડ ઊભી થઈ છે?” દેવદત્ત આ વખતે ખરેખર ગભરાઈ ગયો હતો.

રાવ બહાદૂરે પોતાનો હસ્ત પ્રેમાળપણે દેવદત્તના ખભાપર મૂકીને કહ્યું:

“ દીકરા! જ્યારે ત્યારે પણ એ સમાચાર તને કહ્યા સિવાય ચાલે તેમ તો નથી જ. દિલગીર ન થઈશ. તારા પિતા સ્વર્ગવાસી થયા!”

“ શું બાપુજી સ્વર્ગવાસ પામ્યા?” દેવદત્ત નૈસર્ગિક અવાજ કાઢી દુઃખી સ્વરે બોલ્યો. વાસ્તવિક રીતે આ સમાચારથી તેનું અંતઃકરણ આનંદપૂર્ણ બની ગયું હતું. આ વાત સાચી હશે? જો સાચી હોય તો તેના માર્ગમાં વિઘ્નરૂપ આ બાપરૂપી જે કાંટો હતો તે પણ દૂર થયો. એથી તેને એટલો બધો આનંદ થયો હતો કે તે રાવબહાદૂરથી કેવી રીતે છૂપાવવો એ બાબતનો તેને વિચાર થઈ પડ્યો હતો છતાં પણ નાટકી હાવભાવ કરવામાં તથા પોતે ધારણ કરેલી ભૂમિકાને બરોબર રીતે ભજવવામાં તે કુશળ હોવાથી તેનાં નેત્રોમાંથી અશ્રુ નિકળવા લાગ્યાં અને તેની છાતી જોરથી ચાલવા લાગી તથા વચ્ચે વચ્ચે તે ધ્રૂસકા મૂકવા લાગ્યો.

હરસુખરાય તેની પીઠપર હસ્ત ફેરવતો બોલ્યો: “ ગઇ કાલે જ મને તાર મળ્યો હતો. તેમાં તારા પિતાના અવસાનના સમાચાર હતા, તેની સાથે જ તારો પણ તાર હતો પણ ચાલો આપણે ઘેર જઇને વધુ વાત કરીશું.”

તેમણે વિનય એટલે કે દેવદત્તનો સામાન હમાલ પાસે કેબિનમાંથી બહાર કઢાવ્યો અને તે બન્ને જણા બંદરપર આવી એક ભાડુતી મોટરમાં દાખલ થયા.

રસ્તામાં તેણે કહ્યું: “તારમાં એવું હતું કે તારા નિકળ્યા પછી ત્રીજે દિવસે તેમનો સ્વર્ગવાસ થયો હતો. તું એકાએક તેમનાથી છૂટો

પડીને આ તરફ આવ્યો એથી તેના મનને ધક્કો લાગ્યો હશે. તેનું પરિણામ સુખરૂપ આવ્યું નહિ.”

દેવદત્તનો ચ્હેરો ચિંતાતુર થયો. તે નેત્રો લૂછતાં બોલ્યોઃ “અમારી વચ્ચે એવો કશો ઝઘડો થયો ન હતો. હમણાં હમણાં મારા બાપુજીનો સ્વભાવ ચીડીઓ બની ગયો હતો, તેમની ઈચ્છા વિરૂદ્ધ સ્હેજ પણ થતું કે તે એકદમ ચિડાઈ જતા.”

“હશે–હશે!” હરસુખરાયે કહ્યુંઃ “તેનો સ્વભાવ જ એવો હઠિલો હતો. પણ તમારી વચ્ચે વિશેષ ઝઘડો થયો નથી એ જાણીને મને આનંદ થયો છે. પણ—”

“પણ શા માટે? તેમણે આપને આપવાને માટે આ પત્ર મને આપ્યો છે તે આપ વાંચો. તેના ઉપરથી ખરી હકીકત શી છે એ આપના જાણવામાં આવશે.” એમ કહીને દેવદત્તે પેલા મડદાના ગજવામાંથી જે પત્ર કાઢી લીધો હતો અને અત્યારસુધી પોતાની પાસે સાચવી રાખ્યો હતો તે રાવબહાદૂરને આપ્યો.

રાવબહાદૂરે તે પત્ર લઈ, ગજવામાંથી ચશ્મા કાઢી, નાકપર ચડાવીને વાંચવા માંડ્યો. વિનય–સ્વાંગ ધારણ કરેલો વિનય–મોટરમાંથી બહાર રાજમાર્ગ તરફ જોવા લાગ્યો.

જ્યારે જ્યારે પત્રમાં વિનયને લગતી હકીકત આવતી ત્યારે ત્યારે હરસુખરાય પોતાના ચશ્માના ખૂણામાંથી દેવદત્તના મુખ તરફ બારિકાઈથી જોતો. એક વખત પત્ર વાંચવાથી તેને સંતોષ થયો નહિ. પુનઃ તે પત્ર વાંચવાની શરૂઆત કરી અને અંદરની હકીકતને સ્મરણમાં રાખવાનો પ્રયત્ન કર્યો. ત્યારપછી તે વિચારગ્રસ્ત બની ગયો અને મનોગત બોલવા લાગ્યોઃ—

“હું કલ્પના કરતો હતો તે કરતાં પણ આ વિશેષ ભયંકર છે. આ મૂર્ખ છોકરો પેલી નાયિકાના નાદે લાગ્યો જણાય છે! પણ તેનો ચ્હેરો તેના બાપના જેવો નથી. વીરેન્દ્રે ગરીબ માબાપની કન્યા સાથે લગ્ન કર્યું હતું ખરૂં, પરંતુ તે છોકરી સુંદર અને સત્વશીલ હતી, ત્યારે આ છોકરો આવો કેમ છે? એ કાંઈ સમજાતું નથી. પરંતુ ઉતાવળ કરવી કામની નહિ, કેમકે જે સ્થિતિ હું લાવવા ધારૂં છું તે ઉતાવળથી બની શકે તેમ નથી. તે અહીં રહેશે અને શ્રીમંત તથા કુળવાન મનુષ્યોના પ્રસંગમાં આવશે એટલે

એ મીસ પ્રિયંવદા જેવી હલકા કુળમાં ઉત્પન્ન થયેલી છોકરીને પોતાની મેળે જ ભૂલી જશે. ”

તેણે એક દીર્ઘ નિઃશ્વાસ નાખ્યો અને પત્રને કવરમાં પાછો નાખી તે કોટના અંદરના ગજવામાં મૂક્યો. પછી તે દેવદત્તને ઉદ્દેશીને બોલ્યોઃ “ વિનય ! આ પત્ર ઉપરથી ઘણો ખુલાસો થઈ જાય છે. તારા બાપે તારે માટે મનમાં કશું રાખ્યું હોય એમ લાગતું નથી અને તે માટે તેને કશું દુઃખ થયું હોય એમ પણ હું માનતો નથી. પરંતુ તું મારા મિત્રનો પુત્ર છું અને મારા આશ્રયે તેણે તને મૂક્યો છે એટલે દરેક રીતે તારી સંભાળ લેવી તથા તને આગળ વધારવો એ મારી ફરજ છે. ”

“ અમારી આર્થિક સ્થિતિ મૂળથી જ સારી ન હતી ” દેવદત્તે કહ્યુંઃ “ મારા પિતા અંગ્રેજી પેઢીમાં આસિસ્ટન્ટ હતા એ આપ જાણતા જ હશો; અને મને પણ તેમણે તેમાં દાખલ કરાવ્યો હતો. બન્ને જણા મળીને ચાલુ ખર્ચ જોગા પૈસા મેળવતા હતા. ત્યાં અમે ભાડાના મકાનમાં રહેતા હતા. એટલે તેમની પાછળ જાડું તો બે–ચાર કપડાં, બે–ચાર પેટીઓ અને દશ–બાર વાસણ એટલો જ સામાન હશે. ”

“ અહીં તારૂં શું થશે અને કેમ ચાલશે એ વિષે તેણે તને કશું કહ્યું નથી ? ”

“ અસ્પષ્ટ રીતે અને ટુંકાણમાં જણાવ્યું છે. તે અવાર નવાર મહારાજાના સંબંધમાં બોલતા હતા અને ગણેશગ્રામ અમારી જાગીર છે એમ કહેતા હતા. પરંતુ મેં કદી પણ લલિતપુર છોડયું જ નથી એટલે તેમની એ વાર્તામાં મને રસ ન પડે એ દેખીતું છે. ”

“ તારી ભૂલ થાય છે. કેવળ ઉચ્ચ કુળમાં જન્મ લેવાથી કાંઇ વળતું નથી. ખાનદાની સાચવવાને માટે બીજી પણ કેટલીક જવાબદારી સમજવી જોઇએ છે. આજે આપણા પ્રદેશમાં અનેક શ્રીમંત અને કુળવાન કુટુંબો જવાબદારી નહિ સમજવાથી નામશેષ બની ગયેલા છે. વિનય ! તું પણ એક એવા જ ઉચ્ચ કુળમાં જન્મ્યો છે એ ભૂલતો નહિ. તારા બાપે એક હલકા કુળની કન્યા સાથે લગ્ન કર્યું એથી જ તેની આ દશા થઇ, પરગામ વેઠવું પડયું અને ત્યાં જ તેનો અંત આવી ગયો. ”

“ શું ! એવું બન્યું હતું ? ”

આ પ્રશ્ન સાંભળીને હરસુખરાય ચમકયો. તે મનોગત બોલ્યો: " આને આ વાર્તાનું પણ જ્ઞાન નહિ હોય ? " પછી તે ઉચ્ચ સ્વરે બોલ્યો:—

" વિનય ! તારી માતા ગરીબ હતી, પરંતુ અત્યંત સુંદર અને સત્વગુણી સ્ત્રી હતી, પરંતુ તારા પિતાના કાકા મહારાજા મહેન્દ્રસેનને એ લગ્ન પસંદ પડયું નહિ. તેના મનમાં પોતાના જેવા જમીનદારની કન્યા સાથે વીરેન્દ્રનું લગ્ન થાય એવી ઇચ્છા હતી, પરન્તુ વીરેન્દ્રના આગ્રહી સ્વભાવનું સુપરિણામ ન આવ્યું, કેમકે અહીં મહેન્દ્રસેન પણ અત્યંત આગ્રહી હતા. તેમણે કહ્યું કે ' જે મારૂં માનતો નથી તેને હું મારા વારસ તરીકે સ્વીકારવાને તૈયાર નથી. વીરેન્દ્રની સ્ત્રી મારી પુત્રવધૂ નથી અને હું તેનો કાકોજી નથી.' છેવટે વીરેન્દ્રને પણ પોતાના ઉદરનિર્વાહની ચિંતા થવા લાગી. એટલે તેણે પોતાની ગણેશગ્રામની જાગીર વેચી નાખી. આજે તે એક વેપારીના કબજામાં છે. તે જાગીર છેલ્લાં બસો વર્ષથી તમારા વડિલોના કબજામાં હતી. મહારાજા મહેન્દ્રસેનની જાગીર તમારા કરતાં ઘણી મોટી છે અને તે વલસાડની પાસે છે પરંતુ આ ગણેશગ્રામની જાગીર જૂની અને ઐતિહાસિક હોવાથી તે વેચી નાખવા માટે મહેન્દ્રસેનને તારા પિતા ઉપર ઘણો ગુસ્સો ચઢયો હતો."

" તે જાગીર વેચાઈ ગઈ એ માટે મને ઘણું જ દુઃખ થાય છે, પરંતુ મને પૂછતા હો તો મારી પાસે અત્યારે માત્ર પચાસ રૂપીઆની મૂડી છે."

" પરંતુ એટલી મૂડીથી કાંઈ એ જાગીર પાછી આવવાની નથી." રાવબહાદૂરે સ્મિત કર્યું: " વારૂ, એ બાબત આપણે પછી વાત કરીશું. પણ તેં સર દેવેન્દ્રસેનનું નામ સાંભળ્યું છે ? "

" ના—ના, મારા બાપુજી કે મારી બા કોઇના મુખેથી તે નામ મારા સાંભળવામાં આવ્યું નથી."

" એ જરા ચમત્કારિક તો ખરૂં. તે તારા બાપના બીજા કાકાનો દીકરો થાય. તારા પહેલાં મહારાજા મહેન્દ્રસેનની જાગીરનો એ વારસ છે તેના પછી તારો વારો."

" પણ મહેન્દ્રસેનને તમે મહારાજા શા માટે કહો છો ? તે ખરેખર કોઇ મોટા રાજ્યના મહારાજા છે ? " દેવદત્તે પ્રશ્ન કર્યો.

પોતાના કૌટુમ્બિક વિષયમાં વિનયનું આટલું બધું અજાણપણું

જોઇને હરસુખરાય જરા વિસ્મય થયો. તે પોતાના સંશયની નિવૃત્તિ કરવાના ઇરાદાથી બોલ્યો: "તું જાણતો તો હોઇશ કે અંગ્રેજ સરકાર કોઇની સેવાની કદરમાં તેને લૂખી પદવી આપે છે. આ 'મહારાજા' ની પણ એવી પદવી છે, તે મહેન્દ્રસેનના પિતાને આપવામાં આવી છે અને વંશપરંપરા ચાલુ રહે એવું ઠરાવવામાં આવ્યું છે."

"એ લખી પદવીનો ઉપયોગ શો?"

"ઉપયોગ એટલે બહુ માન, બીજું શું? કેટલાક તો આવી પદવી પ્રાપ્ત કરવાને માટે અધિકારીઓનાં ઘર ભરવા સારૂ પોતાની મીલકત ગીરવી મૂકવામાં પણ પાછું વાળીને જોતા નથી. એ જવા દે, પણ તારૂં કુટુંબ આજ બસો વર્ષથી આ તરફના પ્રદેશમાં અત્યંત સુપ્રસિદ્ધ છે તેમાં અત્યારસુધીમાં જે પુરુષો થઇ ગયા છે તેમણે પોતાનું કૌટુમ્બિક અભિમાન જાળવી રાખ્યું છે. માત્ર તારા પિતાએ હલકા કુળની કન્યા સાથે લગ્ન કરવાનો દોષ કર્યો છે, એવો દોષ ભવિષ્યમાં ન થાય તે જોવાનું છે."

## પ્રકરણ ૧૦ મું.

### મહેન્દ્રસેનનો પત્ર.

એ પ્રમાણે બોલતાં બોલતાં તે પોતાના સ્નેહીના ચીરંજી તરફ વચ્ચે વચ્ચે દૃષ્ટિપાત કરતો હતો. પુનઃ તેના મગજમાં વિચારની લહર આવી: વૃદ્ધ મનુષ્યો બહુ જ ચોક્કસ હોય છે. તેને લાગ્યું કે પોતે જેવી આશા આ તરૂણ પાસેથી રાખે છે તે સફળ થવાનું કશું ચિહ્ન દેખાતું નથી કારણકે આ યુવકને આવું ઉચ્ચ કુળ પ્રાપ્ત થયું છે, તેની જાણે કશી પણ પરવા ન હોય એવું તેના વર્તન અને શબ્દો ઉપરથી જણાય છે. વળી તેના બાપના મૃત્યુના સમાચાર સાંભળવા છતાં તેણે આક્રંદ કર્યું નહિ કિંવા એ અશ્રુ પણ વધારે પાડ્યાં નહિ. આ છોકરો હજી ઉગીને ઊભો થાય છે, છતાં તેનો ચ્હેરો જગતના સર્વ સુખદુઃખનો અનુભવ પામેલા પ્રૌઢ મનુષ્યના જેવો છે. હું તો આ યુવકને બાવીશ–ચોવીશ વર્ષનો અક્ષડ સમજતો હતો પરંતુ તેને બદલે તો આણે દુનિયાદારીનો પુષ્કળ અનુભવ મેળવ્યો લાગે છે."

એ વિચારોએ રાવબહાદુરના મસ્તકમાં રમખાણ મચાવી મૂક્યું, એટલું જ નહિ પરંતુ આ છોકરાની સાથે જે પ્રકારનું વર્તન રાખવાનું તેણે ઠરાવ્યું હતું તેમાં પણ ફેરફાર કરવાની તેને જરૂર લાગી. તે ગાડીમાં નેત્રો અર્ધા બીડીને વિચારગ્રસ્ત સ્થિતિમાં બેસી રહ્યા. તેને એટલું તો લાગતું હતું કે ગમે તેમ હોવા છતાં પોતે મિત્રકાર્ય પૂર્ણ કરવાની જવાબદારીમાંથી મુક્ત થઇ શકતો નથી. તેનો ઈરાદો કોઇ પણ રીતે મહારાજા મહેન્દ્રસેનના ગુસ્સાનો દૂર કરી મિત્રપુત્રને તેના પ્રેમનો ભોક્તા બનાવવાનો હતો.

તે એ સ્થિતિમાં બેઠો હતો ત્યારે દેવદત્ત હવે ખૂલ્લા મનથી ચોતરફ જોવા લાગ્યો. રાવબહાદુરની સાથે વાત કરવામાં તેને ઘણો જ શ્રમ કરવો પડતો હતો કેમકે સ્હેજ પણ ભૂલથાપ થતાં પોતાનું પોગળ ફૂટી જવાની ભીતિ હતી. તેનો વિચાર ગમે તેમ કરીને રાવબહાદુરની પ્રીતિ સંપાદન કરવાનો હતો, કારણકે તેમ કર્યા સિવાય પોતાનો હેતુ સિદ્ધ થઇ શકે તેમ ન હતું, એટલે તે મનમાં ને મનમાં એ વિષેની ગોઠવણ કર્યા કરતો હતો.

ગાડી રાવબહાદુરને બંગલે આવી પહોંચી. બંગલાનો ઠાઠ જોઇને દેવદત્ત આનંદમગ્ન બન્યો. નોકરોએ તેને વિનયપૂર્વક નમન કર્યું. પોતે વિનયનો સ્વાંગ ધારણ કરવામાં અત્યારસુધી તો કશી પણ ભૂલ કરી નથી એમ તેને લાગ્યું.

બીજે દિવસે રાવબહાદુરે પોતાનો ઇરાદો દેવદત્ત ઉર્ફે વિનયને જણાવ્યો. દેવદત્તે તેને સંમતિ આપી. રાવબહાદુરનો એવો વિચાર હતો કે વિનયને નામ માત્ર કોઇ ધંધામાં લગાડીને સ્વતંત્રપણે વર્તવા દેવો. રાવબહાદુરે જાત મહેનતથી પૈસો પ્રાપ્ત કર્યો હતો, પરંતુ તેમની માનિનતા એવી હતી કે શ્રીમંતના છોકરાઓ જો પરિશ્રમ કરે તો પોતાની પ્રતિષ્ઠામાં ઉણપ આવે! એટલે વિનયને નામ માત્ર ધંધો અપાવવાનું તેમણે ઠરાવ્યું હતું. તેમનો એવો હેતુ હતો કે આ છોકરાને પુષ્કળ પૈસા ખર્ચવાને મળશે એટલે તેનો વિશેષ મોહ થશે અને એ મોહમાં પેલી મીસ પ્રિયંવદાનું તેને વિસ્મરણ થશે. એ હેતુથી રાવબહાદુરે તેને પોતાની બેંકમાં રાખવાનું ઠરાવ્યું. તેની પેઢીપર કામ શિખવાને માટે મોટા ગ્રેજ્યુએટો ઉમેદવારી કરતા હતા અને મહારાજા મહેન્દ્રસેનને તેની પેઢીને માટે સારૂં માન હતું. એટલે આ પેઢીમાં વિનયને રાખવાથી તેને માટે મહેન્દ્રસેનનો સારો મત બંધાશે એવી

રાવબહાદુરની ધારણા હતી. તેમણે વિનયને માટે માસિક પાંચસો રૂપીઆનો પગાર ઠરાવ્યો હતો.

આ વ્યવસ્થાથી દેવદત્ત તો ખુશ ખુશ બની ગયો. રાવબહાદુરે પોતાને આવો મોટો આશ્રય આપ્યો તે માટે અત્યંત મધુર વચનો વડે તેમનો આભાર માન્યો અને તે બાહ્યાત્કારી આભાર પ્રદર્શનને ખરૂં માની રાવબહાદુર પણ પોતે આ છોકરાના મનને કબજે કરી શક્યો છે એમ માનવા લાગ્યો. સ્વાંગધારી વિનય બોલ્યો કે "મુરબ્બી શ્રી! આપના જેટલા દયાળુ સજ્જન મેં ક્વચિત જ જોયા હશે. મારા બાપુજીએ મને મુંબઈ ચાલ્યા જવાની આજ્ઞા કરેલી તે વખતે અહીં મને આવું સુખ પ્રાપ્ત થશે એવી મારી કલ્પના પણ ન હતી."

"એમાં મેં કશું વિશેષ કર્યું નથી." રાવબહાદુરે પણ વિવેક વાપર્યો. "તું અહીં દશ–પંદર દિવસ રહીશ એટલે મારા કથનની સત્યતા તને ભાસશે. અત્યારે તારા ખંડમાં જા. અવકાશે મારે તને તારા પિતાશ્રી તથા માતુશ્રીના સંબંધમાં કેટલાક પ્રશ્નો કરવાના છે."

બનાવટી વિનયને આ સૂચક શબ્દો ઉપયોગી થઇ પડયા. જો હરસુખરાય આવી રીતે બોલવાનું રાખે તો તેના પ્રશ્નનો શો ઉત્તર આપવો તેનો વિચાર કરી રાખવાનો તેને સમય મળે પરંતુ તેવો ઉત્તર આપવાનો પ્રસંગ આવ્યો જ નહિ કારણકે હરસુખરાય પોતાના વ્યવસાયમાં ગરક થવાથી એ વાતને વિસરી ગયા.

એક અઠવાડિયા બાદ મહારાજા મહેન્દ્રસેન તરફથી હરસુખરાય ઉપર એક પત્ર આવ્યો. તેમાં આ પ્રમાણે હકીકત હતીઃ—

"છેવટે એ મૂર્ખાનું બચ્ચું—તમારે ત્યાં આવ્યું ખરૂં! તમારો પત્ર એકાએક આવવાથી મને આશ્ચર્ય થયું. વીરેન્દ્રનું અવસાન થયાના સમાચાર વાંચી મને ખેદ પણ થયો. તેના અપરાધને માટે મેં તેને ક્ષમા કરી છે, પરંતુ એ છોકરીના છોકરાને મારી પાસે લાવીને રાખવો કે કેમ એ વિષયમાં મારૂં મન સાશંક છે તથાપિ તેના તરફ દુર્લક્ષ કરી શકાય તેમ નથી, માટે હાલ તુરત તો તેને માટે તમે જે વિચાર રાખ્યો છે તે સારો છે. પરંતુ તેમાં તમારી પેઢીને નુકસાન પહોંચવું ન જોઈએ, માટે તેને તમે જે કાંઈ આપો તે મારી જે રકમ તમારે ત્યાં જમા છે તેમાંથી આપજો. માત્ર તે જે કામ કરે તેની યોગ્યતા મુજબ તેને આપજો. તમે ઠરાવ્યો છે તે દરમાયો વધારે ગણાય. છતાં પણ જો તમારી ઈચ્છા જ હોય તો તે

માટે મારો કશો વાંધો નથી. હમણાં તેને મળવાની મારી ઈચ્છા નથી. અમુક સમય પછી તે ઠેકાણે આવ્યો છે એવું મને લાગશે એટલે હું તેની મુલાકાત લઈશ. તે દરમિયાન તમે તેની સંભાળ રાખશો એવી આશા છે. અમારા કુળ તથા પ્રતિષ્ઠાને શોભે તેવું તેને શિક્ષણ આપો. તેમાં કશી ભૂલ ન થાય તે લક્ષમાં રાખજો.”

આ પત્ર વાંચીને રાવબહાદૂર મનમાં ને મનમાં હસ્યા અને બોલ્યાઃ “બુઢ્ઢો ઠેકાણે આવ્યો ખરો! થોડા વખતમાં તો તે આ છોકરાને પોતાને ત્યાં લાવવાનો આગ્રહ કરશે. એક વાર તે વિનયને આશ્રય આપશે એટલે તેની તમામ ચિંતા તેના શિરપર આવશે. માત્ર આ છોકરાના મનમાંથી પેલી પ્રિયંવદા નિકળી જાય એટલે થયું.”

પરંતુ ‘મન જાણે મેં કરૂં, કરનારો છે કોઈ;
આદર્યા અધવચ રહે ને હરિ કરે સો હોઇ.’

એ કહેવતને રાવબહાદૂર પોતાની વિચારતંદ્રામાં વિસરી ગયા.

## પ્રકરણ ૧૧ મું.

### પુનઃ લલિતપુરમાં.

“અરવિંદ! મને ખરૂં કહે, હું આજસુધી કદી પણ તારા વિચારની આડો આવ્યો છું?” એક હાથમાં ચહાનો કપ રાખી બીજા હાથે રકાબીમાંથી ચહા પીતાં શંકરપ્રસાદ બોલ્યોઃ “એટલું જ નહિ પણ આવા કાર્યમાં તો જ્યારે જ્યારે તેં કાંઈ વિચાર દર્શાવ્યો હશે ત્યારે ત્યારે મેં તેમાં સંમતિ જ આપી છે પરંતુ આજની તારી કલ્પના મને વિલક્ષણ લાગે છે.”

“મામા!” ડોકટર અરવિંદે કહ્યુંઃ “મારી આ યોજનામાં જે કશો ખર્ચ થશે તે મારે જ ભોગવવો એવો મેં નિશ્ચય કર્યો છે કારણકે મારા આ વૈદ્યકીય પ્રયોગને માટે બીજાને બોજારૂપ થવા નથી ઇચ્છતો.”

“છિઃ! છિઃ! ગાંડા અરવિંદ! શું હું તને ખર્ચથી ડરીને આ પ્રયોગ હાથમાં નહિ લેવાનું કહું છું? અરે, જોઇએ તો આ પ્રયોગમાં હજાર–બે હજાર ખર્ચ કર ને! એ માટે મારો કશો વિરોધ નથી. પરંતુ આપણા આ સોના જેવા શાંત ઘરને રોગીની–અરે ગાંડાની–હોસ્પિટલ બનાવવાનું તું ધારે એ મને કેવું લાગે?”

"આપની એ વાત સાચી છે. પણ એમ કર્યા સિવાય ચાલે તેમ નથી. મેં ટુંકામાં આપને સર્વ પરિસ્થિતિ સમજાવી છે. તે રોગી હવે શક્તિમાન બની ગયો છે એટલે તેને સ્ટેટ હોસ્પિટલના અધિકારી આજની રાત્રી કરતાં વધુ વખત રાખી શકે તેમ નથી. એ ગૃહસ્થ ખાનદાન કુટુંબમાં જન્મ્યો હોય તેમ લાગે છે. તેના ચ્હેરાની સૌમ્યતા ઉપરથી તેને સારૂં શિક્ષણ મળેલું હોય એવું અનુમાન થઈ શકે છે. પરંતુ અત્યારે તેનું મન બિલકુલ નકામું બની ગયું છે. તેને પોતાના આગલા જીવનની કશી પણ વાતની માહિતી નથી, એટલુંજ નહિ પણ તે પોતાની માતૃભાષાને પણ વિસરી ગયો છે, તથાપિ જો તેને વ્યવસ્થિત રીતે પુનઃ શિક્ષણ આપવામાં આવે તો તે અગાઉના જેવો સુશિક્ષિત બની જાય અને બનવાજોગ છે કે ભવિષ્યમાં કદાચિત્ તેની પૂર્વસ્મૃતિ જાગૃત પણ થાય! ડૉકટર શશિકાન્તનું નામ તેણે એક વાર સાંભળ્યું તે પછી ભૂલ્યો નથી. તેના અને બીજાના કેસ વચ્ચે એટલો ફરક છે કે આના મજ્જાતન્તુને જોરથી ધક્કો લાગવા છતાં તેના મગજની ગ્રાહકશક્તિ કિંવા ઇન્દ્રિયોની નૈસર્ગિક શક્તિ કાંઇ લુપ્ત થઇ નથી. જ્યાં મગજનું કામ નથી પડતું ત્યાં તેની બીજી ઈન્દ્રિયો બરાબર કામ કરે છે. તે પોતાના પગે ચાલે છે, હાથે કામ કરે છે અને આપણું બોલવું સાંભળવાને માટે આતુરતા દર્શાવે છે એટલે જો આની બીજી કોઈ વ્યવસ્થા ન થાય તો હોસ્પિટલના અધિકારીઓ તેને દિવાનાશાળામાં મોકલી આપવાના અને ત્યાં તેના ઉપર સારી દેખરેખ રહેવાની નહિ. શશિકાન્તની એવી સલાહ છે કે જો તેની સારી સંભાળ લેવામાં આવે તો તેનો સ્થંભિત બનેલા મગજનો ભાગ પુનઃ કામ કરવા લાગશે. આજસુધીમાં દવાખાનામાં આવેલા તમામ કેસોમાં આ રોગી તરફ મારૂં વિશેષ લક્ષ લાગ્યું છે અને મેં જે વિષયનો અભ્યાસ શરૂ કરેલ છે, તે વિષયમાં આગળ વધવાને માટે આ રોગીને પ્રયોગ દાખલ મારી સમીપ રાખવાથી મારા જ્ઞાનમાં વધારો થાય તેમ છે.

"તમે કેવળ આજ દૃષ્ટિએ વિચાર કરો એમ પણ હું કહેતો નથી. મારી ચોક્કસ ખાત્રી છે કે આ મનુષ્યનો જન્મ કોઇ પણ ઉચ્ચ કુળમાં થયેલો હોવો જોઇએ. તે દેખાય છે તેવો તથા તેની દિનચર્યા પણ તેવી જ છે એટલે આ રોગી ઉપર પ્રયોગ કરવાથી હું તેને લાભ કરી શકીશ એમ લાગ્યા પછી જો તેને છોડી દઉં

તો હું તો મારા કર્ત્તવ્યથી ચુકયો ગણાઉં. આ માણસને કોઇ પોતાના પુત્રવત્ શિક્ષણ આપે એવી પણ વ્યવસ્થા કરવાની જરૂર છે એથી તેની વિચાર કરવાની શક્તિ જાગૃત થશે. બીજો રસ્તો એ છે કે જે પ્રમાણે તેની સ્મરણ શક્તિને ધક્કો લાગવાથી તે નાબુદ થઇ છે, તેજ પ્રમાણે તેને ફરીથી ધક્કો આપીને જાગૃત કરવી જોઇએ. આ ધક્કો બૌદ્ધિક, શારીરિક કે નૈતિક આપવો તે પાછળથી ઠરાવીશું. મારી પક્કી ખાત્રી છે કે મજ્જાતંતુ માંહેનો એકાદો તંતુ બીજા તંતુ ઉપર ચઢી ગયો હશે અને તેથી આ પ્રકાર બન્યો હશે.

"હવે આપની દૃષ્ટિએ તેનો વિચાર કરીએ. આપ મને આપના પુત્ર સમાન માનો છો. એમ સમજો કે આવતી કાલે મને જ આવો અકસ્માત થયો, અને મને હોસ્પિટલમાં લઇ જવામાં આવ્યો. શરીર ઉપર મને ઓળખવા જેવી એકે વસ્તુ ન હોય અને સંયોગ એવો હોય કે ઘરમાં મારી ગેરહાજરી આપને ખાસ ચિંતા ઉપજાવે તેવી ન હોય. તેમજ મને ઓળખનારો કોઇ માણસ ત્યાં આવ્યો ન હોય. વારૂ, મને થયેલો જખમ રૂઝાઈ જાય, પરંતુ હું મારી સ્મૃતિ ગૂમાવું તો તમને કેવું લાગે? જે મનુષ્ય મારી સંભાળ લઇને મારી ગૂમ થયેલી સ્મૃતિ પાછી લાવવાની ખટપટ અંતઃકરણપૂર્વક કરે તેને માટે તમારા મનમાં કેવી ભાવના ઉત્પન્ન થાય? અને અગાઉના જેવો જ સશક્ત અને સ્મરણસંપન્ન અરવિંદ તમને તે મનુષ્ય પાસેથી પ્રાપ્ત થાય તો તમે તેને ધન્યવાદ આપો કે નહિ?

"એમ શા માટે? આપણી સુવર્ણકુમારી જ લ્યો ને! એમ સમજો કે ટ્રામનો જોરથી ધક્કો લાગવાને લીધે તે બેશુદ્ધ બની ગઇ. તેવી જ સ્થિતિમાં તેને દવાખાનામાં લઈ જવામાં આવે અને તે ઘેર આવી કે નહિ તેની દરકાર ન કરવા જેવી ઘરની પરિસ્થિતિ હોય. તેને પણ આજ પ્રકારની સર્વ સ્થિતિમાંથી પસાર થવું પડે અને અમુક સમય પછી તેની સુશ્રુષા કરીને પુનઃ તેને પૂર્વ સ્થિતિપર લાવનારો એકાદ પ્રમાણિક અને ઉદાત્ત મનુષ્ય આપને મળે તો તેને માટે આપ શો મત બાંધો?"

"આ સર્વ ઉપરથી એટલું તો આપના લક્ષમાં આવ્યું હશે કે આ કેસને માટે હું વિશેષ રસ લઉં છું. આ મનુષ્ય ખરેખર સજ્જન છે. આ લલિતપુરમાં જ એ બાપડાની સુસ્વરૂપ અને સત્વગુણી પત્ની હશે કિંવા તેનાપર પ્રેમ કરનારા માબાપ હશે તેઓ

તેની ગેરહાજરીથી અત્યંત દુઃખી થતાં હશે એવી સ્થિતિમાં જો હું આ માણસને પૂર્વના જેવો બનાવી તેના કુટુંબીઓને સુપ્રત કરું તો તેમને કેટલો આનંદ થાય ?"

શંકરપ્રસાદનાં નેત્રોએ અરવિંદના આ સહૃદય પાંડિત્યની પ્રશંસા કરી અને તેના મસ્તકે મૌન સંમતિ આપી. તે જ વખતે તેની પત્ની તથા સુવર્ણકુમારી ત્યાં આવ્યાં. સુવર્ણકુમારી શંકરપ્રસાદની પત્નીની બ્હેનની દીકરી છે. તેના માતાપિતા ગુજરી જવાથી તે અત્યારે પોતાની માશી પાસે રહે છે. શંકરપ્રસાદની પત્ની ઈન્દુમતીએ કહ્યું: "મામા ભાણેજ શી ચર્ચા કરી રહ્યા છો ? અમને જરાક સમજાવો તો ખરા !"

"હા માસાજી !" સુવર્ણકુમારી બોલી: "અમને પણ તે હકીકત જણાવવી જોઇએ."

સુવર્ણકુમારીએ હમણાં જ તારૂણ્યમાં પ્રવેશ કર્યો હતો. તે અઢાર વર્ષની હતી. તેનું સૌંદર્ય અપ્રતિમ હતું.

શંકરપ્રસાદે કહ્યું: "અરવિંદવાળા દવાખાનામાં પેલો રોગી બે અઠવાડીયાં થયા આવ્યો છે ને, તેના વિષે અમે વાત કરીએ છીએ."

"હા, એ વિષે તો અરવિંદરાયે અમને બધું જણાવ્યું છે" સુવર્ણકુમારીએ કહ્યું.

"હા, અને તે રોગીને માટે તું ઘણી જ ચિંતા કરતી હતી એ પણ મારા લક્ષમાં છે. જો તેની સુશ્રુષા કરવાનું હાથમાં લેવામાં આવે તો તું કરીશ ને ?"

"આજસુધી તેં કરેલી સેવાની તને બક્ષિસ નથી મળી; પણ આ કાર્યમાં તો મામા તરફથી સારી બક્ષિસ પણ મળશે. અને–અને–પણ હમણાં જ હું બધું કહેવા ઈચ્છતો નથી." અરવિંદ બોલ્યો.

સુવર્ણકુમારીના ચ્હેરાપર ગુલાબ ચમકવા લાગ્યો. સુવર્ણકુમારી અને અરવિંદનો એક બીજા ઉપર પ્રેમોદ્‌ભવ થયાનું ઈન્દુમતીના લક્ષમાં આવી ગયું હતું. પરંતુ તે હકીકત પોતાના પતિદેવને જણાવવાની તેને તક મળી ન હતી. તે તક આજે મળેલી જોઇને તે બોલી: "જૂઓ, લુચ્ચાં કેવાં ગાલમાં ને ગાલમાં હસે છે ! જો પ્રભુ–કૃપાથી મારી ધારણા બર આવે તો જોડું દીપી રહે તેવું છે."

"તો આપણી એ વિષયમાં ક્યાં ના છે ? તું કહેતી હોય તો

આજે ને આજે જ ગોરને બોલાવીને મુહૂર્ત જોવરાવું.” શંકરપ્રસાદે પણ સંમતિ આપી.

સુવર્ણકુમારી પોતાના લગ્ન વિષયમાં શરૂ થયેલા સંવાદથી શરમાઇને નીચું જોઈ રહી. થોડી વારે તે બોલી: “ માશીબા ! તમે તો વિષયાંતર કરી દીધો. અરવિંદરાય જે કહેવા માગતા હતા તે અપૂર્ણ જ રહ્યું.”

“એમાં મોટું કહેવાનું શું છે?” શંકરપ્રસાદે કહ્યું: “પેલા રોગીને અરવિંદ આપણે ઘેર લાવવા ઇચ્છે છે અને તેની નર્સ તરીકે તારે કામ કરવાનું છે. બોલ તું એ કામ કરીશ ને?”

“શામાટે નહિ કરૂં? એવું કાર્ય કરવું મને બહુ જ ગમે છે અને તેમાં પણ જે કાર્યનો અરવિંદરાય સ્વીકાર કરે તેના તરફ સહાનુભૂતિ દર્શાવવી તે હું મારૂં કર્ત્તવ્ય સમજું છું.”

શંકરપ્રસાદ તેની પત્નીને ઉદ્દેશીને બોલ્યો: “ સુવર્ણકુમારીએ કહ્યું તે સાંભળ્યું ને ? હવે ગોરને બોલાવી મુહૂર્ત જોવરાવવામાં ઢીલ કરવાની જરૂર નથી.” એ સાંભળીને સર્વ હસી પડયાં.

---

## પ્રકરણ ૧૨ મું.

### અજ્ઞાન રોગી.

તે જ વખતે અરવિંદ હોસ્પિટલમાં ગયો. તે સમયે શશિકાન્ત એક બીજા રોગીની તપાસ કરતો હતો. તેને ઉદ્દેશીને અરવિંદે કહ્યું: “હું પેલા રોગીને લેવાને માટે આવ્યો છું.”

“ તમે તેને લઈને શું કરશો?”

“ શું કરીશ એટલે? ઘેર લઈ જઈશ.”

“ ઘેર? અર્થાત્ તમારા મામાને ત્યાં?”

“એમાં તમને આશ્ચર્ય કેમ થાય છે? મારા મામાને તમામ હકીકત મેં ખુલાસાવાર સમજાવી છે અને આ રોગીની સ્મૃતિને જો પુનઃ જીવન્ત કરી શકાય તેમ હોય તો—”

“એ વાત બરાબર છે. પરંતુ એક ખાનગી માલિકીના બંગલાને હૉસ્પિટલ બનાવવાનો તમારો વિચાર છે?” એમ કહીને શશિકાન્તે સ્મિત કર્યું.

“હા, વિચાર તો એવો છે. પરંતુ શશિકાન્તભાઈ! મારા

જેવો વિચાર ધરાવનાર દરેકને આવા બંગલાવાળાં મામા-મામી મળતાં નથી. અરે, જો હું મારા મામાને એમ કહું કે તમે બીજા મકાનમાં રહો અને અહીં મને નવું દવાખાનું ખોલવા દ્યો, તો તેમ કરવામાં પણ તેઓ ના પાડે નહિ."

તેઓ આ પ્રમાણે સંભાષણ કરતા હતા તે વખતે પેલો અજ્ઞાન રોગી પોતાના બિછાનાપર ઉઠીને બેઠો હતો. તેનો ચ્હેરો શાંત અને નેત્રો તેજસ્વી હતાં. તે નેત્રો ચોતરફ ફેરવતો હતો, એથી સમજી શકાતું હતું કે તે કોઈ વસ્તુને ઓળખી શકતો ન હતો. બિલકુલ ઓળખતો ન હતો એમ પણ ન કહેવાય, કેમકે **શશિકાન્ત** અને **અરવિંદ**ને જોતાં, પોતાના બાપ કે માને જોવાથી ન્હાના બાળકના ચ્હેરાપર જેવી આનંદની સુરખી તરવરી રહે તેવો આનંદ તેના ચ્હેરાપર પ્રસરી રહેલો દેખાતો હતો. તેને કોઈ પણ બાબત શિખવવામાં આવતી તો તે તુરત શીખી જતો હતો. માત્ર જે દિવસે તે શુદ્ધિમાં આવ્યો તે દિવસથી તેના નવીન આયુષ્યની શરૂઆત થઈ હતી. તેની પૂર્વેનું તેનું સર્વ જીવન, સર્વ સ્મરણ, સર્વ સંબંધ તેના સ્મૃતિપટ ઉપરથી બિલકુલ અદૃશ્ય થઇ ગયાં હતાં.

**શશિકાન્તે** **અરવિંદ**ને કહ્યું: "તમે આ કેસ હાથમાં લ્યો છો ખરા, પણ મને તો એ કાર્ય અત્યંત વિકટ લાગે છે. તમે કાંઈ આ મનુષ્યને કાયમને માટે ઘરમાં રાખવાના નહિ. તેને બહાર પણ લઈ જવાના. તે વખતે ગાડીનાં પૈડાંનો ઘરઘરાટ, મોટરોનો સમસમાટ અને લોકોની ગીર્દી જોવાથી કદાચ તેની સ્મૃતિ ઠેકાણે આવવાની હોય તો આવે."

"તેની સ્મૃતિ જાગૃત થઇ છે." **અરવિંદે** કહ્યું: "તે મારા અને તમારા જેટલોજ કુશળ બુદ્ધિનો દેખાય છે. પરંતુ તેને ક-ખ-ગ-ઘ થી શિક્ષણ આપવું જોઇએ. બુદ્ધિ એ શિક્ષણ નહિ પણ શિખવાનું સાધન છે. તેની પાસે પણ બુદ્ધિ છે અને વળી તેનું મગજ તદ્દન જડ બની ગયું નથી એ આપના લક્ષમાં આવ્યું નથી લાગતું. જૂઓ આપણે ફોટોગ્રાફરના સામાનની થોડી કલ્પના કરીએ. તેની પાસે કેમેરા, પ્લેટસ વગેરે સર્વ સાધનો તૈયાર હોય; તેમજ તેની પાસે આગલી ફોટો લીધેલી પ્લેટો પણ હોય. જો ફરીથી તે ફોટોની નકલ લેવી હોય તો આ નેગેટિવ કામ લાગે છે. તેની ઉપર દશ-વીશ વર્ષ પહેલાં લીધેલો ફોટો પુનઃ નવા જેવો બનાવી શકાય છે. પરંતુ

એમ માનો કે કાંઇ અકસ્માત થવાથી એ તમામ નેગેટિવ—પ્લેટો તુટી જાય તો શું થાય ? તેની પાસે નવું કામ કરવાને માટે તમામ સાધન સારાં અને તૈયાર હોય તથાપિ આ નેગેટિવ ખરાબ થઈ તે પાછી આવવાની નહિ. હવે હું જે કહું છું તે તમારા લક્ષમાં આવ્યું ?"

"તમે જે કહેવા માગો છો તે હું સ્પષ્ટપણે સમજી શકું છું. પરંતુ તમારા વિચાર સાથે મારો વિચાર મળતો નથી. તમે જે દૃષ્ટાંત આપ્યું તેનો જ આધાર લઇને એમ પણ કહી શકાય કે અકસ્માતથી ફુટી ગયેલી પ્લેટો પછી કશા પણ કામમાં આવી શકવાની નહિ. એક વખત બગડી તે કાયમને માટે રદ થઇ સમજવી."

"એ વાત બરાબર છે, પણ જે મનુષ્યનો ફોટો આ જૂની પ્લેટપર લેવામાં આવ્યો હોય તે મનુષ્ય જો જીવન્ત હોય તો તેનો પુનઃ ફોટો લેવા માટેનાં સર્વ સાધનો તો તે ફોટોગ્રાફરની પાસે તૈયાર છે ને ! મને એમ લાગે છે કે તેની પૂર્વસ્મૃતિ અને અત્યારના જીવન વચ્ચેનો એક તન્તુ તુટેલા જેવો દેખાય છે તે હું કોઇ પણ ઉપાયે વ્યવસ્થિત કરી શકીશ."

આ વાદવિવાદ આટલેથી જ અનિશ્ચિત સ્વરૂપમાં બંધ થયો. આ અજ્ઞાન રોગીને ઓળખવાને માટે બીજું કશું સાધન ન હતું અને પોલિસને તેનાં સગાંવ્હાલાંનો પણ પત્તો લાગ્યો નહતો.

શશિકાન્તે વિષય બદલાવ્યો: "અરવિંદ ! આ મનુષ્ય ધીમે ધીમે હુશિયાર થતો જશે. તે વખતે તેને એકાદું નામ આપવું પડશે."

"હાસ્તો, તેને નામ પણ આપીશું અને તે મારા કાકાનો દીકરો છે એમ તેને તથા જગતને સમજાવીશું." અરવિંદે જણાવ્યું: "પણ મારે આપને એક બીજી વિનંતિ કરવાની છે. આ રોગી ઉપર દેખરેખ રાખવા માટે એક મદદનીશની જરૂર છે. તે મદદનીશ વૈદકીય વિષયનો અનુભવી હોવા સાથે સુશિક્ષિત અને માયાળુ સ્વભાવનો પણ હોવો જોઇએ. તે માટે મને આપણો ધીરજલાલ પસંદ પડ્યો છે તેને ૭ માસની ફરલો રજા અપાવો. હું અહીં કરતાં પગારમાં માસિક દશ રૂપીઆ તેને વધારે આપીશ. તેણે આ રોગી ઉપર દેખરેખ રાખવી પડશે અને તેને શિક્ષણ આપવું પડશે."

"વારુ, ઘણી ખુશીથી તેને લઇ જજો. હું તેને રજા અપાવીશ."

બન્ને જણા રોગી પાસે ગયા. "કાં ! ઓળખો છો ?" અરવિંદે તેને પ્રશ્ન કર્યો. રોગી તેની સામે આતુર નેત્રોથી જોઇ રહ્યો.

"જોયું! શબ્દો સાંભળવાને માટે તે કેટલો ઉત્સુક છે?! હું બોલું છું તે એ થોડું ઘણું સમજે છે ખરો. જૂઓ; ભાઈ! મારી સાથે ચાલો." આ છેવટનું વાક્ય તે રોગીને ઉદ્દેશીને, પુનઃ બોલ્યો. રોગી ન્હાના બાળકની માફક ઉઠયો અને **અ**રવિંદની પાછળ પાછળ ચાલવા લાગ્યો. બહાર મોટર ઊભી હતી ત્યાં તેઓ આવ્યા.

"અંદર બેસો." **અ**રવિંદે કહ્યું.

"અંદર બેસો!" રોગીએ પણ તેજ શબ્દો ઉચ્ચાર્યા. અત્યારસુધીમાં તેને જેટલું શિખવવામાં આવ્યું હતું તેટલું આવડતું હતું, પરંતુ હજીસુધી તેને મોટરમાં બેસવાનો પ્રસંગ કદી પણ મળ્યો ન હતો. **ધી**રજલાલ તેમની સાથે જ હતો. તે પહેલાં મોટરમાં દાખલ થયો અને પછી બોલ્યોઃ "અંદર આવો."

રોગીએ પણ તુરત જ **ધી**રજલાલની કૃતિ જોઇને અંદર પ્રવેશ કર્યો. **અ**રવિંદ પણ મોટરમાં બેઠો અને મોટર ચાલુ થઇ.

મકાન પાસે ગાડી આવી એટલે ત્રણે જણા ગાડીમાંથી નીચે ઉતર્યા. રોગીને માટે એક ઓરડો સ્વતંત્ર તૈયાર કરી રાખવામાં આવ્યો હતો. ઇન્દુમતી અને સુવર્ણકુમારી આ લોકોને વચલા હોલમાં મળ્યાં, પરંતુ તેમણે આ નવીન આવેલા પ્હેરોણા સાથે બોલવાનો પ્રયત્ન કર્યો નહિ.

**અ**રવિંદ તેને મેડી ઉપર લઈ ગયો. તે વખતે **સુ**વર્ણકુમારી પોતાની માશીને ઉદ્દેશીને બોલીઃ "બાપડાનું કેવું દુર્દૈવ! ખરેખર અરવિંદરાય કહે છે તે પ્રમાણે આ રોગી કોઈ સુશિક્ષિત ગૃહસ્થ હોય એમ લાગે છે."

"હા, મારી પણ એ જ કલ્પના છે. આવા મનુષ્યને મદદ કરવાનું **અ**રવિંદે પોતાના શિરપર લીધેલું જોઈ મારા મનમાં તેને માટે અત્યંત આદર ઉત્પન્ન થયો છે."

"થાય જ, કેમકે આ બિચારો રોગમુક્ત થાય અને તેની પૂર્વ સ્થિતિને પ્રાપ્ત થાય તો માત્ર તેને જ નહિ પરંતુ તેનાં આપ્તજનોને પણ અત્યંત આનંદ થયા સિવાય રહે નહિ. બીજા ભયંકર દરદીઓ કરતાંયે આવા પ્રકારના રોગીની સુશ્રુષા કરવી તે વિશેષ ઉપકારક છે."

# પ્રકરણ ૧૩ મું.

## રત્નપુરના ઉપવનમાં.

દેવદત્તની પરિસ્થિતિમાં અનપેક્ષિત રીતે એકાએક ફેરફાર થઇ ગયો હતો. અત્યંત દરિદ્રાવસ્થામાંથી તે એકદમ શ્રીમંતાઇને પારે પહોંચી ગયો હતો. ગમે તેટલો શારીરિક કે માનસિક શ્રમ કરવા છતાં જે વસ્તુ પ્રાપ્ત થઈ શકે નહિ તે અનાયાસે મળતી હતી. એથી કોઇ કોઇ વાર તેનો આનંદસાગર ઉછાળા મારતો હતો, તો કોઈ કોઇ વાર સત્યનો એલી શ્રી રામ પોતાનો ઢોંગ લાંબો સમય ચાલવા નહિ દે એવી ભીતિ પણ ઉત્પન્ન થતી. એક મનુષ્ય ઘોર અંધકારમાંથી એકાએક આંખોને આંજી નાખે તેવા પ્રકાશમાં આવવાથી તેના મનની તે વખતે જેવી સ્થિતિ થાય છે તેવી દેવદત્તના મનની થઈ હતી. છતાં પોતે ધારણ કરેલી ભૂમિકાને બરાબર રીતે ભજવવાની છે એ વાત્તા તે ભૂલી ગયો ન હતો, એટલે તે પોતાને હાથે એક પણ ભૂલ થવા ન પામે તેની સંપૂર્ણ કાળજી રાખતો હતો.

તે રાવબહાદૂર હરસુખરાયની પેઢીપર નોકર હતો પણ નામનો જ ! મહેન્દ્રસેનના નામથી તેને માસિક પાંચસો રૂપીઆ મળતા હતા તો પછી એક સાધારણ કારકુનની માફક ગુલામગીરી શામાટે કરવી ? વળી આજસુધીમાં પ્રામાણિકપણે પરિશ્રમ કરીને પૈસા પ્રાપ્ત કરવાનો પ્રસંગ તેને પ્રાપ્ત થયો જ ન હતો. તે કામ તરફ બરાબર લક્ષ નથી આપતો એવું જોવાથી હરસુખરાયે એક બે વાર તેને સ્હેજ સૂચના કરી હતી. પરંતુ પાછળથી રાવબહાદૂરને પણ લાગ્યું કે દેવદત્ત—ના તેની દૃષ્ટિએ 'વિનય' ઉચ્ચ કુળમાં જન્મેલો છે અને ભવિષ્યમાં મહેન્દ્રસેનનો વારસ થવાની તેને આશા છે, એટલે આવા મજુરીના કામ તરફ તેનું લક્ષ ન ચોંટે તે સ્વાભાવિક છે. વળી તેને એમ પણ લાગતું હતું કે અત્યારસુધી બાપડો પુષ્કળ મહેનત કરીને જેમ તેમ પેટ ભરતો હતો તેણે હવે તેવી મજુરી શા સારૂ કરવી ? તેના પ્રારબ્ધનો ઉદય થયો છે એ ચોક્કસ છે, એટલે તેને એશઆરામ કરતો આપણે અટકાવવો નહિ.

મુંબઈના શ્રીમંત કુટુમ્બોને 'વિનય'નો પરિચય થઇ ગયો. તેને માટે મોટા ભાગનો એવો અભિપ્રાય બંધાયો હતો કે તે શ્રીમંત

કુળમાં જન્મ પામ્યો છે પરંતુ જરાક ઉચ્છૃંખલ સ્વભાવનો છે. આ મોટા અને શ્રીમંત કુટુમ્બમાં તે જતો ત્યાં અનેક વાર તેની ભૂલો થતી; પરંતુ મહેન્દ્રસેનના વારસ થવાને સરજાયેલા 'વિનય' ની ભૂલોની મોટે ભાગે ક્ષમા જ મળતી; જો કે પછી તો ધીમે ધીમે શ્રીમંત મનુષ્યમાં આવશ્યક સભ્યતાનો તેણે અભ્યાસ કરી લીધો અને પોતાની રહેણી એવી રાખવા માંડી કે બીજા શ્રીમંત યુવકો પણ તેનું અનુકરણ કરવા લાગ્યા.

માત્ર રાવબહાદૂરને 'વિનય' ની આવી રીતભાત પસંદ પડતી નહિ. તે એમ સમજતો કે વિનય અત્યંત ઉડાઉ અને ઉચ્છૃંખલ છોકરો છે. એથી તેનું મન દુઃખ પામતું હતું. તથાપિ તેનો સરલ અને ભોળા હૃદયનો મિત્ર ચંદ્રસેન તેને કહેતો હતો કે "તું તે ગાંડો થયો છે કે શું? જુવાન છોકરાઓ તો એમ જ રહે. તારે તેની વચ્ચે આવવું જ નહિ. છોકરાનો જાતિસ્વભાવ શાંત છે, બાકી ઉચ્છૃંખલપણું કે ઉડાઉપણું જુવાનીમાં ન બતાવે તો પછી ક્યારે બતાવે? તે જ્યાં જાય છે ત્યાં તેનું પ્રેમથી સ્વાગત થાય છે અને જેમની કન્યાઓ લગ્નની ઉમર વટી ગઇ છે તેવી માતાઓ તો તેની પાછળ ગાંડીઘેલી બની જાય છે."

"એ વાત સાચી. પરંતુ તેના બાપે પત્રમાં જે લખ્યું હતું તેની સાથે આ છોકરાના વર્ત્તનનો મેળ ખાતો નથી. વીરેન્દ્રે તો પોતાના છોકરાની સતત કામ કરવાની વૃત્તિ તથા તેના સચ્ચારિત્ર્ય માટે ખાત્રી આપી છે. તેનો વિચાર કરતાં તેનો આ જ છોકરો હશે કે કેમ એ વિષે શંકા ઉદ્ભવે છે."

"એ શંકા નકામી છે. તેનો બાપ ગરીબ સ્થિતિમાં હતો. તેણે છોકરાની ઉમર તરફ લક્ષ નહિ આપતાં તેને કામમાં જોડ્યો. ત્યાં તે કામ કર્યા વગર તેનો છૂટકો પણ ન હતો કારણકે કામ કરે તો જ પેટનો ખાડો પૂરાય તેમ હતું. અહીં એવું કશું નથી. તેની સ્થિતિ બદલાઇ ગઇ છે છતાં પણ તેણે મજુરની દશામાં શા માટે રહેવું? તેને વધારે પડતું સ્વાતંત્ર્ય આપવું તે ઠીક નથી એ વાત હું કબૂલ રાખું છું, તથાપિ તેના ઉપર વધારે પડતું દબાણ કરવાથી તેનું મન વિફરે અને પેલી પ્રિયંવદા યાદ આવવાથી તે જો અહીંથી છટકે તો પૂરી ઉપાધિ થાય."

"હા, એ વાત પણ સાચી છે. એવું કશું બનવા પામે તે

પહેલાં તેને લગ્નની સાંકળથી બંધીવાન બનાવી દેવો જોઈએ ” રાવબહાદૂરે અભિપ્રાય આપ્યો.

“ એટલી બધી ઉતાવળ કરવાની જરૂર નથી. પણ તેં અગાઉ કહ્યું હતું કે તેને માટે યોગ્ય કન્યા તેં જોઈ રાખેલ છે. એ વખતે મેં તને કશો પ્રશ્ન કર્યો ન હતો, તથાપિ તર્ક કરતાં મને એમ લાગ્યું હતું કે ઘણું કરીને તે તારી ભત્રિજી જયાલક્ષ્મી જ હોવી જોઈએ. ”

“ હા, તે જ ! જયાને તેના બાપ તરફથી થોડી જાગીર મળવાની છે, અને મારા તરફથી–પણ તે વાત જવા દે. ”

“ હરસુખરાય ! જેમનું જીવન સટ્ટામાં ગયું છે તેમને દરેક બાબતમાં સટ્ટો કરવાનું જ સૂઝે છે. આમાં પણ તારો વિચાર એક સટ્ટાના જેવો છે. પરંતુ જો દેવેન્દ્રસેન—”

“ હા, એ વાત સાચી છે. પરંતુ દેવેન્દ્રસેન લગ્ન કરે એવું મને લાગતું નથી. એટલે મારા અનુમાન મુજબ મહેન્દ્રસેનની જાગીરનો માલિક જ્યારે ત્યારે આ વિનય જ થશે. એમ થાય તો મારી જયાને માટે મહારાણી થવાનો ચાન્સ છે તે ગૂમાવવાને કોણ તૈયાર હોય ? ”

“ વારૂ, પણ આ છોકરાએ જયાને જોઈ છે ? ” ચંદ્રસેને પૂછ્યું.

“ ના, મારો ભાઈ તો રત્નપુરમાં જ રહે છે અને મેં આ છોકરા પાસે તેનું નામ પણ લીધું નથી. ”

“ તો પછી એ બે જણાનો જલ્દીથી પરિચય કરાવવાની જરૂર છે. મને તો લાગે છે કે આ ઘાટ જામી જશે, કારણકે તારી જયા કાંઇ હવે એટલી અજ્ઞાન કે મૂર્ખ નહિ હોય. તે મહારાણી થઈ શકે તેમ છે એવું તેના લક્ષમાં લાવવાની જરૂર છે. મેં તો ખાસ જોયું છે કે દ્રવ્ય, એશઆરામ, સુખ અને તેની સાથે મળનાર માનમર્તબો કોને ન રૂચે ? ”

“ મને પણ એમ લાગે છે કે હું વિનયને ત્યાં લઇ જાઉં. હું પણ થોડા દિવસ ત્યાં રહીશ અને એ બે જણાં વચ્ચે કેવો સંબંધ જામે છે તે જોઇશ. ”

“ હા, એ વિચાર બરાબર છે અને તેમાં તને યશ પ્રાપ્ત થાય એવી મારી ઇચ્છા છે. ”

પોતાના મિત્રની સાથે થયેલી ઉપર પ્રમાણેની મસલતને પરિણામે

હરસુખરાયે વિનયને રત્નપુર લઈ જવાનો વિચાર કર્યો. એક વખત એ વાર્તા તેણે વિનય પાસે કાઢતાં કહ્યું: "વિનય! મારી ઇચ્છા થોડા દિવસ મારા વડિલ બંધુ પાસે જવાની છે. તે રત્નપુરમાં રહે છે. એ ગામ છે ન્હાનું, પણ તેની આસપાસનો રમણીય પ્રદેશ અત્યંત ચિત્તાકર્ષક છે. ત્યાંના લોકો પણ માયાળુ છે. જો તું પણ મારી સાથે આવશે તો તને આનંદ થશે. તારી મરજી હોય તો તેને અમે આવીએ છીએ એમ લખું."

"જરૂર લખો. એ માટે મને પૂછવાની જરૂર જ ન હતી. આપની ઇચ્છા એ જ મારી મરજી." દેવદત્તે જવાબ આપ્યો. તે રત્નપુર જવાને શામાટે તૈયાર ન હોય?

રાવબહાદૂરે પોતાના બંધુ ઉપર વિગતવાર પત્ર લખ્યો અને તેનો પોતાની ધારણા મુજબ જવાબ પણ આવી ગયો. તનસુખરાયે (હરસુખરાયનો ભાઈ) મોટા આગ્રહપૂર્વક વિનયને લઇને રત્નપુર આવવાનું લખ્યું હતું.

તનસુખરાય અને હરસુખરાય બન્ને જાગીરદાર ધનસુખરાયના ચિરંજીવી. તેમાંથી તનસુખરાય પોતાના ભાગમાં આવેલી જાગીર ઉપર આધાર રાખી શાંતિથી રત્નપુરમાં સમય પસાર કરતો હતો. હરસુખરાયની મહત્ત્વાકાંક્ષા અધિક હોવાથી તેણે મુંબઈમાં વ્યાજ વટાવનો ધંધો શરૂ કર્યો હતો. બન્નેની આર્થિક સ્થિતિ સંતોષકારક હતી અને બન્ને સુખચેનથી રહેતા હતા.

રત્નપુર નાનું ગામ હતું તથાપિ નિઃસર્ગદેવીએ પોતાના અમૂલ્ય અલંકાર તેના પર ચડાવેલા હોવાથી તેનું સૌંદર્ય કૃત્રિમ રીતે ઊભા કરેલા સૌંદર્યને પાછળ નાખતું હતું. ગામની આસપાસનો પ્રદેશ રસાળ હતો. એક બાજુએ ન્હાનું તળાવ હતું. તેની પાસેનું ઉપવન અત્યંત મનોહર હતું. ખેતરો સર્વદા લીલાં જ જણાતાં હતાં કારણકે લગભગ તમામ ખેતરોમાં કૂવાની સગવડ હતી. તનસુખરાયનો બંગલો, તેની આસપાસનો બગીચો, આસપાસ નાળીએરીનાં વૃક્ષોવાળું નાનું વન અને ગામથી થોડાક અંતરપર જતો રેલ્વેનો રસ્તો, એમ અનેક રીતે તે ગામની રમણીયતા નેત્રોને ટાઢક આપતી.

તનસુખરાયના બંગલામાં તે તેની પત્ની અને એકની એક દીકરી એટલાં જ રહેતાં. નોકરચાકરો તો હોય જ. તેની પત્ની શોખીન હતી અને તેને આવા એકાંત વાસમાં રહેવાનું ગમતું નહિ. પરંતુ

મુંબઈ શહેરમાં રહેવાની તેની ઇચ્છા પાર પડી શકતી નહિ; જોકે તેણે બંગલાને ખૂબ શણગારીને તે માર્ગે પોતાના મનની ઇચ્છાઓને તૃપ્ત કરી હતી અને તે વિષયમાં તનસુખરાયે કદી વાંધો પણ લીધો ન હતો.

જયાલક્ષ્મી પણ કાંઇ નાની ન હતી. તેનું વય સોળ અને સત્તર વર્ષની વચ્ચે હતું. જે દિવસે હરસુખરાય અને તેની સાથેનો નવીન પ્હેરોણો ત્યાં આવવાના હતા તે રોજ તે સ્હવારે ચહાનાસ્તો લઈને તે બહાર ઉપવનમાં ફરતી હતી. ઉપવનમાં એક નાનો ઝરો હતો તેના કિનારાપર તે કોઈ કોઈ વાર જઇને બેસતી. પરંતુ હમણાં તો રોજ ત્યાં જઇને વૃક્ષની શીતળ છાયા નીચે બેસવાનો તેનો નિત્યક્રમ બન્યો હતો. તેને વાંચતાં લખતાં આવડયું એટલે શ્રીમંતોની બાળાઓની માફક પ્રેમવાર્તાઓ વાંચવાનો તેને મોહ લાગ્યો હતો. તેમાં પ્રેમિક પ્રેમિકાના સંમિલનના અદ્‌ભુત પ્રસંગો ઉપરથી પોતાને પણ એવો પ્રસંગ પ્રાપ્ત થાય એવી તેના મનમાં કલ્પના આવતી અને આ ઝરાને કિનારે બેસીને તે એ કલ્પનામાં મગ્ન બની જતી હતી. તેનું પરિણામ શું આવ્યું તે ધીમે ધીમે વાચકોના જાણવામાં આવશે.

---

## પ્રકરણ ૧૪ મું.

### નવીન યુગ્મ.

જયા પેલા ઉપવનમાં પ્રવેશ કરીને ઝરા તરફ જવા લાગી. ઝરો થોડો દૂર રહેતાં તેના કિનારે પોતાની પહેલાં કોઇ બીજી વ્યક્તિ આવીને બેઠેલી હોવાનું તેના જોવામાં આવ્યું. તેની નજીક જતાં તે સ્પષ્ટપણે જોઇ શકી કે સનત્‌કુમાર ત્યાં બેઠેલો છે.

"અહો ? સનત્ ?" જયા પોતાના સ્વભાવસિદ્ધ મૃદુ સ્વરે બોલી. જાણે આ બે જણાં વચ્ચે લાંબા સમયનો પરિચય હોય એમ જયાના આવીર્ભાવપરથી લાગતું હતું: "આજે તમે અહીં આવશો એવી તો મને કલ્પના પણ ન હતી."

"છતાં પણ હું અહીં હાજર થયો છું, અને તે ખાસ તને મળવાને માટે જ." સનતકુમારે જવાબ આપ્યો.

"શું ? તમે ? અને મને મળવા માટે અહીંસુધી આવવાની તકલીફ લીધી ? પણ તેનું કારણ શું ?"

" કારણ ? માત્ર એટલું જ કે મારી પ્રેમમૂર્ત્તિ જયાની સાથે પ્રણયની બે વાતો કરવી."

સનત્ કુમાર આવો જ ઉત્તર આપશે એમ જયા સમજતી હતી, એ જ ઉત્તરની તે અપેક્ષા કરતી હતી, કેમકે એવો જવાબ તેને ગમતો હતો. તથાપિ બાહ્યાત્કારી તેણે પોતાની ભ્રુકુટી વક્ર કરીને સનતકુમાર તરફ એવી દૃષ્ટિ કરી કે પોતે વધારે છૂટ લેવામાં ઉતાવળ કરી છે એમ સનત્કુમારને લાગ્યું.

સનત્કુમારની શરીરયષ્ટિ સુયોગ્ય, મજબૂત અને કસાયેલી હતી. તે દેખાવડો તરૂણ હતો. તે સૈન્યમાં દાખલ થયો હતો અને ત્યાં પોતાની કાર્યપદ્ધતિથી ઉપરી અધિકારીઓને સંતોષ આપી દફેદારની પદવી સુધી વધ્યો હતો તથા થોડા સમયમાં સુબેદાર—મેજર થવાની પણ આશા હતી. સૈન્યમાં હિંદી સૈનિકો અને અધિકારીઓને કાંઈ મોટો પગાર મળતો નથી, એટલે તે કાંઈ મોટી રકમ બચાવી શક્યો ન હતો. અત્યારે તે રજા લઈને પોતાના ગામમાં બે ચાર માસ ગાળવાના ઇરાદાથી અહીં આવ્યો હતો. બની શકે તો એક સહચારિણી પસંદ કરી લગ્ન કરી નાખવું અને પછી તેને સૈન્યમાં સાથે લઈ જવી એવી પણ તેની ઇચ્છા હતી. રત્નપુરમાં જયા સિવાય બીજી કોઈ પણ સહચારિણી પસંદ કરવાનો યોગ તેને લગતો ન હતો તથાપિ જયાનું અંતઃકરણ કેવું છે તે પૂર્ણપણે જાણવાની તેને તક મળી ન હતી.

આ બાજુએ દોઢ બે માસથી જયા ગુપ્તપણે આ ઝરાને કિનારે અવારનવાર સનત્કુમારને મળતી. એથી સનત્ પ્રત્યે તેનું મન આકર્ષાયું હતું. પરંતુ તેની પાસે પૂરતી લક્ષ્મી ન હતી અને સાધારણ સ્થિતિના મનુષ્ય સાથે લગ્ન કરવાનું જયાને રૂચતું ન હતું. જો સનત્ પાસે પૈસા હોત તો જયાએ જરૂર તેને જ પતિ તરીકે પસંદ કર્યો હોત. પરંતુ સનત્ની સ્થિતિ ' **दारिद्र्य एको गुणसन्निपाते** ' ના જેવી હતી. એટલે તેની ગમે તેટલી ઇચ્છા હોવા છતાં જયાને પ્રાપ્ત કરવાનો સંભવ દેખાતો ન હતો. જયા જાણતી હતી કે તેનો પિતા તથા કાકા તેને માટે સારૂં અને લાયક સ્થળ શોધી કાઢશે એટલે સનત્ની જાળમાં નહિ સપડાવાનો વિચાર તેણે કરી રાખ્યો હતો. સનતકુમાર પણ આજે કોઇ પણ પ્રકારનો નિર્ણય કરવાના વિચારથી અહીં આવ્યો હતો. સનત્કુમાર હાડનો મજબૂત હતો તેમ દિલનો

પણ સાચો હતો. અંદર એક અને બહાર બીજું એ તેને બીલકુલ ગમતું નહિ. તેનો જયા ઉપર અત્યંત પ્રેમ હતો પરંતુ જયાનો પોતાના ઉપર પ્રેમ છે કે નહિ એવી શંકા તેના મનમાં રહેતી હતી કેમકે તે ઉચ્ચ અને શ્રીમંત કુળમાં જન્મ પામેલી હોવાથી તેની મનોદશા જુદા પ્રકારની હોય એ સ્વાભાવિક હતું. છતાં પણ પોતાના પ્રારબ્ધની પરીક્ષા કરી જોવાના ઇરાદાથી તે આજે અહીં આવ્યો હતો.

જયાલક્ષ્મી નિઃસર્ગ દેવતાએ જમીનપર બિછાવેલા લીલા ઘાસના ગાલીચાપર બેઠી અને પોતાની પાસેનું પુસ્તક ખોલીને વાંચવા લાગી.

"તું અહીં વાંચવા માટે આવી છે કે શું?" સનતે પૂછ્યું.

"ના, એવું કાંઇ નથી. પણ આ નવલકથા આજે જ મંગાવી છે તે કેવી છે એ જોતી હતી. વારૂ, પણ સનત્કુમાર! જો તમે મારી સાથે સારી રીતે–"

"જયા! વ્હાલી જયા! મને કહે–હું કયારે તારી સાથે ખરાબ રીતે વર્ત્યો છું?" જયાનું વાકય પૂરૂં થવા દીધા પહેલાં જ સનત્ બોલ્યો.

"મને વ્હાલી–બાલી ન કહેશો. આ જ તમારૂં સારૂં વર્તનને?"

"વારૂ, એ વાત જવા દે. હું ગઇ કાલે તને જે વાર્તા કહેતો હતો તે આજે આપણે પૂરી કરીએ. જો સાંભળ–એક અત્યંત સુસ્વરૂપ, સુંદર, શ્રીમંત, સંપત્તિમાન અને સર્વ પ્રકારે સુખી છોકરી હતી! અને એક જીવનથી કંટાળીને સૈન્યમાં નોકરી કરવાને ગયેલો ગરીબ ક્ષુદ્ર સીપાઇ હતો. એ બેનાં અંતરમાં પરસ્પર પ્રેમોદ્દ્ભવ થયો અને તેઓ એક બીજાને કેટલાં ચાહતાં હતાં એ મેં તને ગઇ કાલે જણાવ્યું છે. પેલા તરૂણને એમ લાગતું કે આ છોકરીનો પ્રેમ મારા ઉપર જ છે. પરંતુ છોકરી તેની દરકાર કરતી નહિ. છેવટે એક વખત એ તરૂણે નદીને–ના એક નાળાને કાંઠે તે છોકરીનો હસ્ત પકડીને તેને પૂછ્યું કે, "બોલ, મારા ઉપર તારો પ્રેમ છે કે નહિ?" એમ કહેતાં સનતે ખરેખર જયાનો હસ્ત પોતાના હાથમાં લીધો. જયાએ પણ તેને છોડાવવાનો પ્રયત્ન કર્યો નહિ. સનત્નાં નેત્રો જયાના વદન તરફ વેધાયાં. તે પુનઃ બોલ્યોઃ "બોલ–જવાબ આપ!"

"અહો! હું જ તે છોકરી અને તમે જ તે સિપાઈ! તમને પણ શું કહેવું?" જયાલક્ષ્મી હસવા લાગી.

"મને એ કહે કે તું મારૂં જીવન—"

જયા વચ્ચે બોલી: "મારા યોગે કરીને તમારૂં જીવન શી રીતે ઉપયોગી થઈ શકવાનું છે? હું કાંઇ સમજી શકતી નથી."

"જયા! જયા! આટલી નિર્દય ન થા. તું મારા જીવનને સાધારણ રમકડા સમું ન ગણ."

જયાએ પોતાનો હાથ સનતના હાથમાંથી છોડાવી લીધો અને તે ખડખડ હસતી સ્હેજ દૂર ઊભી રહી. "અહો! સિપાઇરાજ! તમે પણ કેટલા બધા નિર્બળ છો? જો હું પુરૂષ હોત તો સ્ત્રીની સામે આવું મોઢું કદી પણ ન કરૂં. આ વખતે કેવી રીતે પ્રેમ કરાય તે હું તમને બતાવું?"

"બતાવ જોઇએ!"

"ના—ના, તેમાં મારી સ્ત્રીજાતિની જ નિંદા છે. વળી મને એવા પ્રકારનો પ્રેમ પસંદ છે એમ સમજવાથી તમે પણ એ રીતિનું અનુકરણ કરવાના, માટે એ હું બતાવવાની નથી."

"તું ન બતાવે તોપણ હું સમજી ગયો. જો આ તારા પ્રેમનો પ્રકાર." એમ બોલીને સનત્ જયાની પાસે બેઠો અને તે કશો પણ અવરોધ કરે એ પહેલાં તેના કપોલપ્રદેશપર ચુંબન કર્યું.

"આ તું શું કરે છે?" તેના હસ્તમાંથી છૂટી થઈને જયા મોટા ગુસ્સાપૂર્વક બોલી: "ઉભો રહે, હમણાં—"

"તકલીફ લેવાની કશી પણ જરૂર નથી. હું જ પાસે આવું છું." સનત્ સ્મિતપૂર્વક બોલ્યો.

"સનત્! તું અહીંથી આ પળે જ ચાલ્યો જા. મારે તારૂં કશું પણ કામ નથી." એમ બોલીને જયા જવા લાગી. પરંતુ સનત્ તેની આડે આવીને બોલ્યો:—

"જયા! મારા જેવા બિનઅનુભવી સિપાઈના હાથે ભૂલો થવાની જ. હું તારી ક્ષમા માંગું છું. હવે તો થયું ને! જોઇએ તો મને કાયમને માટે જવાનું કહે, પણ મારા ઉપર ગુસ્સે ન થઇશ."

"નહિ સનત્! હવે એવી વ્યર્થ—" જયા પોતાના ક્રોધને શાંત કરતી બોલી.

"વ્હાલી! એમ શામાટે વારૂ?" એ પ્રમાણે બોલીને સનતે પુનઃ જયાને પોતાની તરફ ખેંચી. અત્યારે જયાનો ગુસ્સો એકદમ શમી ગયો હતો. તેણે છૂટવાને માટે કશી પણ ધમપછાડ કરી નહિ. તેનું હૃદય સનત્‌ના હૃદયપર હતું અને સનત્ પોતાનો એક હસ્ત તેના

કોમળ કેશપર ફેરવતો હતો. એમ કરતાં તે બોલ્યો: " વારૂ ત્યારે જયા ! તું મને ચાહે છે ને ? "

" હા. " એવો અસ્ફુટ ઉદ્‍ગાર એ ગુલાબકળીના મુખમાંથી નીકળ્યો પરંતુ તે જ પળે કોણ જાણે શાયે કારણથી તેણે પોતાની કમરની આસપાસ લપટાયેલા સનત્‌ના બન્ને હસ્તને દૂર કરી દીધા અને તે દૂર જઇને ઉભી રહી.

" કાં ! એટલામાં વળી શું થયું ? એવું મેં શું કર્યું ? "

" સનત્ ! જવા દે—જે બન્યું તે વિસરી જા. જો આ વાર્તા મારા પિતાજીના જાણવામાં આવે તો પરિણામ શું આવે તેની કલ્પના છે ? તે મને કદી પણ ક્ષમા કરે નહિ. વળી તને મારા જેવી દરિદ્રી સ્ત્રી મળવાથી લાભ પણ શો થવાનો છે ? અને તું પોતે પણ કાંઇ શ્રીમંત નથી. "

" હા, જયા હું જાણું છું કે હું ગરીબ છું. પરંતુ એ ગરીબાઇની સાથે આપણા પ્રેમને શો સંબંધ છે ? શ્રીમંતોના મહાલયોમાં પ્રેમવિહીન દાંપત્યજીવન ગાળવું તે કરતાં ગરીબની ઝુંપડીમાં જારબાજરીના ભાખરા ખાઇને પણ શુદ્ધ પ્રેમના પ્રવાહમાં રમણ કરવું તે વિશેષ સુખકર છે. તે જ ખરૂં જીવન છે. તેમાં જ ખરો આનંદ, ખરી શાંતિ છે. "

" સનત્ ! એ વિચાર જવા દે. હું તો અત્યારસુધી તારી માત્ર ચેષ્ટા જ કરતી હતી. "

" જયા ! આવી મસ્કરી ! જીવન્ત મનુષ્યને મૃત્યુની યમયાતના આપનારી તારી આ ચેષ્ટા ! "

જયાનાં નેત્રોમાં અત્યારે ખરેખર અશ્રુ ચમકવા લાગ્યાં. તેનો પ્રેમ સનત ઉપર જ છે એમ તેનું મન તેને કહેવા લાગ્યું. પરંતુ આજુબાજુની પરિસ્થિતિ તેને ભડકાવતી હતી. તે શ્રીમંતાઇનાં સુખ સાધનો અને એશઆરામનો ત્યાગ કરી કેવળ પ્રેમને ખાતર કોઇ સામાન્ય સ્થિતિના મનુષ્યની સાથે લગ્નગ્રંથીથી જોડાવાને તૈયાર ન હતી. તેને એમ લાગ્યું કે જો આ સનત્ કોઇ શ્રીમંત કુળમાં જન્મ્યો હોત તો કેવું સારૂં ! તે પુનઃ બોલી: " સનત્ મને તો તારો આ સર્વ પ્રયત્ન વ્યર્થ જ લાગે છે. "

" જયા ! જો એમ હતું તો નિરાશ મનને આશાનું દર્શન કરાવી અત્યારસુધી સજીવ કરવાનો પ્રયત્ન શામાટે કર્યો ? જો તારો

મારા ઉપર ખરેખાત પ્રેમ હોય તો તું કહે તો માત્ર બે–ચાર માસ કે બે–ચાર વર્ષ જ નહિ પણ તારે ખાતર તું કહે તેટલો સમય થોભવાને માટે તૈયાર છું. પરંતુ જો પ્રેમ ન જ હોય તો મારા સહવાસથી તારા મનમાં દુઃખ ઉત્પન્ન કરવાની મારી બિલકુલ ઇચ્છા નથી.” એમ કહીને તે ચાલવા લાગ્યો

“સનત્! સનત્! આમ કેમ? એકદમ જવા લાગ્યો!”

સનત્ તેની સામે એક પત્થરના પુતળાની માફક જોતો ઊભો રહ્યો. આ મૂર્તિને પરમેશ્વરે કેવી રીતે ઘડી હશે એનો તેને ખ્યાલ આવી શકતો નહિ. જયાએ પણ પોતાના પ્રેમ અને ભાવિકાલમાં પોતાને પ્રાપ્ત થનારા વૈભવની તુલના કરવા માંડી. તેનામાં પ્રેમનો વિજય થયો અને તે પોતેજ સનત્‌ના બાહુપાશમાં જઇ પડી. સનત્ સર્વ દુઃખને વિસરી ગયો, પોતાના જીવનને ધન્ય સમજવા લાગ્યો અને કદાચ અત્યારના પ્રસંગનું જયાને વિસ્મરણ થઇ જશે તો? એવી શંકાને લીધે તેણે આ પ્રસંગને જયાના અધરપર અનેક વાર અંકિત કર્યો.

“હવે તો તારી ખાત્રી થઈને સનત્?”

“પરંતુ આ પ્રેમનું રૂપાંતર સંસારની સહચારિણી બનવામાં થશે ને?”

“એ પ્રશ્ન અત્યારે ન કર.” તે જ વેળાએ કોઇનાં પગલાંનો અવાજ સંભળાયો. એટલે સનત્‌ના બાહુપાશમાંથી મુક્ત થઈને તે બોલી: “અત્યારે તું જા. કોઇ મને જ બોલાવવા આવતું હોય એમ લાગે છે. મારા કાકા વિનયકુમાર નામના એક સદ્‌ગૃહસ્થની સાથે આજે સ્હવારની ગાડીમાં આવવાના હતા. તે આવ્યા હશે અને તેથી મને બોલાવવાને માણુસ આવતો હશે.”

“એ વિનયકુમાર કોણ છે?”

“હું ઓળખતી નથી. પણ મારા કાકાનો મિત્ર છે એટલે તેમના જેવો બુઢ્ઢો હશે.”

“વિનય બુઢ્ઢો હોય એમ મને નથી લાગતું. તેં તેને કદી પણ જોયો નથી?

“ના, ગયા અઠવાડિયામાં કાકાનો પત્ર આવેલ તેમાં માત્ર તેનો ઉલ્લેખ હતો.”

“મેં એમ સાંભળ્યું છે કે તે મહારાજા મહેન્દ્રસેનનો ભત્રિજો થાય છે અને તરૂણાવસ્થાને પ્રાપ્ત થયેલો દેખાવડો જુવાન છે.”

"એમ ? હું તો ધારતી હતી કે કોઇ બુઢ્ઢો બણુચક હશે."

પગલાંનો અવાજ નજીક સંભળાયાથી સનત્ ત્યાંથી ચાલ્યો ગયો અને ઝાડીમાં થઈ બીજે રસ્તે પસાર થઇ ગયો. બે પળ પછી એક નોકર આવ્યો. તેણે કહ્યું: "જયા બ્હેન ! રાવબહાદુર સાહેબ આવી ગયા છે, એટલે બાપુજીએ આપને બોલાવવા માટે મને મોકલ્યો છે."

"ચાલ હું આવું છું."

એમ કહીને તે નોકરની પાછળ બંગલા તરફ જવા લાગી.

## પ્રકરણ ૧૫ મું.

### જાળ તૈયાર થાય છે.

સ્ત્રીજાતિનો સ્વભાવ અત્યંત ચંચળ હોવાનું જણાવવામાં આવ્યું છે. જયાનો સ્વભાવ પણ તેવો જ હતો અને તેથી વિનયની સાથે પરિચય થયાને માત્ર ત્રણ કલાક જ થયા તેટલી વારમાં તો તે સનતકુમાર નામનો કોઇ મનુષ્ય હતો અને તેને પોતે પોતાના પ્રેમની આશામાં ચકચૂર બનાવ્યો હતો એ વાર્તાનું તેને બિલકુલ વિસ્મરણ થઇ ગયું. એટલું જ માત્ર નહિ પણ સનતે પોતાના ઓષ્ટપર કરેલા ચુંબનનો વિચાર આવતાં તેને પોતાના ઉપર ક્રોધ ઉપજવા લાગ્યો કેમકે ભવિષ્યમાં પોતે મહારાણીપદને શોભાવશે તથા પુષ્કળ સંપત્તિનો ઉપભોગ કરવાને શક્તિમતી થશે એવી આશા ઉત્પન્ન થઈ હતી.

'વિનય' નામધારી દેવદત્ત પણ આ સર્વ ઘટના સ્તબ્ધપણે જોતો હતો. સુસ્વરૂપ અને પુષ્કળ દાયજો લાવનારી છોકરી સાથે લગ્ન થવાની કલ્પના તેને કાંઇ અસંભવિત લાગતી ન હતી. તથાપિ આવા ટુંક સમયમાં અહીંસુધી વાત પહોંચેલી જોઇને તેને આશ્ચર્ય ઉપજતું હતું. એ બન્નેનો જાણે એક બીજા ઉપર અત્યંત પ્રેમ હોય એવું તટસ્થ રહીને જોનારને લાગતું હતું.

બન્નેનું સંઘટન વધવા લાગ્યું. વિનયને જયા અને જયાને વિનય ગમતાં હતાં. રાવબહાદુર આ દૃશ્ય જોઇને મનમાં ને મનમાં આનંદ પામતા હતા; એટલું જ નહિ પણ તેમણે આ બન્નેને એક કરવા માટેનો પોતાનો પ્રયત્ન શરૂ કરી દીધો હતો.

તેજ દિવસે રાત્રે ભોજન કર્યા પછી દિવાનખાનામાં બન્ને ભાઇ તનસુખરાયની પત્ની, જયા અને વિનય બેઠાં હતાં. અત્યારે રાવ બહાદૂર પોતાના ભાઇની સાથે ધંધાને લગતું સંભાષણ કરતા હતા. તે બીજાંઓને નીરસ, કંટાળાભરેલું અને ત્રાસ ઉપજાવનારૂં લાગે એ સ્વાભાવિક હતું. વચ્ચે વચ્ચે રાવબહાદૂર તનસુખરાયને ખેતી સંબંધી પ્રશ્નો કરતા, નવીન સુધારણા શી કરી તે વિષે પૃચ્છા કરતા, જમીનનું વાર્ષિક ઉત્પન્ન વધ્યું કે નહિ, વર્ષાદ પૂરતો ન હોય તો પાણી માટે નહેર, તળાવ કે કૂવાઓની સગવડ છે કે નહિ, એવા પ્રકારની બિલકુલ રસ વગરની અને કંટાળો પેદા કરનારી વાતચીત ચાલતી હતી.

તનસુખરાયને પોતાને પણ કંટાળો આવ્યો હતો. વિનય પણ ત્રાસી ગયો હતો. પરંતુ વચ્ચે બોલી રાવબહાદૂરને ગુસ્સે કરવાનો તેનો ઇરાદો નહિ હોવાથી તે સ્તબ્ધ રહ્યો હતો.

તેને અંગ મરડતો જોઈને તનસુખરાય બોલ્યો: “ વિનય-કુમાર ! પાન બનાવીને ખાઓ એટલે આળસ ઉડી જાય. ”

“ અહો, વિનય ! તારા તરફ તો મારૂં લક્ષ જ ન હતું. હું ઘણાં વર્ષે તનસુખભાઇને આજે મળ્યો છું, એટલે આ બધી હકીકત પૂછી જોઉં છું. પણ તમે બધાં અહીં છો અને અમારો વાર્તાલાપ તમને નીરસ લાગશે એ કલ્પના મારા મનમાં આવી જ નહિ. વળી મારે તનસુખભાઈ સાથે ખાનગીમાં કેટલીક વાતચીત કરવાની છે અને તેમાં તને રસ પડે તેમ નથી માટે જયા તથા તું તેના અભ્યાસગૃહમાં જાઓ. જયા હારમોનિયમ સાથે કાંઇક ગાશે અને તું તે સાંભળજે. કેમ જયા ! મેં સાંભળ્યું છે કે તું સારૂં ગાય છે અને પેટી ઉપર તારો હાથ સારો ચાલે છે. જાઓ, અમે પણ અમારૂં સંભાષણ પૂરૂં કરીને તારા ગાયનવાદનનો લાભ મેળવવા ત્યાં આવીશું. ”

“ વારૂ, કાકાજી ! તમે પણ આવજો. ” એમ કહીને જયા ઉઠી. વિનય પણ તેની પાછળ ઉઠ્યો અને બન્ને જણાં દિવાન-ખાનામાંથી બહાર નિકળી જયાના અભ્યાસગૃહમાં ગયાં. તે બહાર નિકળ્યાં કે તુરત જ રાવબહાદૂરે પોતાનું નીરસ અને કંટાળો ઉપજાવનારૂં સંભાષણ બંધ કર્યું અને જયાને પણ આ યોગાયોગ મળવાથી આનંદ થયો. તેને ન્યાય આપવાને ખાતર એટલું કહેવું

જોઇએ કે પેટી ઉપર તેનો હાથ ઘણો જ સારો ચાલતો હતો અને તેનો કંઠ પણ સુમધુર હતો. એ વિષેનું તેને અભિમાન પણ હતું અને આવો પ્રસંગ મળવાથી વિનયકુમારના મનનું વિશેષ આકર્ષણ કરી શકાશે એમ તેને લાગતું હતું.

હવે દિવાનખાનામાં બન્ને ભાઇઓ વચ્ચે કયો વિષય શરૂ થયો તે આપણે જોઇએ.

"તનસુખભાઇ!" રાવબહાદૂર પોતાના ભાઇને ઉદ્દેશીને બોલ્યોઃ "મેં જેના વિષે લખ્યું હતું તે આજ મનુષ્ય."

"એ તો હું સમજ્યો જ હતો. ગરીબ કુળની સ્ત્રી સાથે લગ્ન કરીને લલિતપુર ચાલ્યા ગયેલા તારા મિત્રનો આ છોકરો."

"હા, તેજ! આપણી જયાને માટે મેં આ વરને પસંદ કર્યો છે."

"અહો! તેં તો નક્કી પણ કરી નાખ્યું લાગે છે! પણ હરસુખ! આ જરાક ઉતાવળ થાય છે એમ તને નથી લાગતું? આને મુંબઇમાં આવ્યાને હજી કાંઇ વિશેષ દિવસ થયા નથી. વળી તે ઉડાઉ સ્વભાવનો અને ઉચ્છૃંખલ મનુષ્ય છે એવી વાર્તા મારા સાંભળવામાં આવી છે."

"છટ્! લોકોને અતિશયોક્તિ કરવાની ટેવ જ છે. બાપડો લલિતપુરમાં ગરીબ સ્થિતિમાં રહેલો, એટલે અહીં ખર્ચવાને માટે મનમાની રકમ મળે એથી જરીક ઉડાઉ જેવો લાગે. બાકી જુવાનીમાં આપણે પણ એવાજ હતા ને!"

"વારૂ, એમ માનો કે જયાને માટે આ છોકરો લાયક છે, પણ તેનું ભવિતવ્ય કાંઇ મને સારૂં દેખાતું નથી. તેની પોતાની મીલકત કશી છે નહિ. અત્યારે મહારાજા મહેન્દ્રસેન તરફથી અમુક રકમ મળે છે તેના ઉપર તે તાગડધીન્ના કરે છે."

"અને તેટલા માટે જ અત્યારથી તેની સાથે સંધાન કરી દીધું હોય તો તે ભવિષ્યમાં લાભકારક થઇ પડવાનું."

"તેને અહીં લાવવામાં તારો આવો કાંઇક ઉદ્દેશ છે, એમ મને પ્રથમથી જ લાગતું હતું."

"તનસુખભાઇ! આવું કુળ આપણી સાથે સંબંધથી જોડાય છે તેનો વિચાર કરવાની જરૂર છે. વળી એકંદરે તેમાં બીજું કશું નુકસાન ન હોતાં લાભ જ છે."

"પરંતુ આ એકએકના જીવિત અને જન્મના સુખદુઃખનો

સવાલ છે. જેની જીવનપર્યંતને માટે ગાંઠ પડવાની છે તેનો પણ વિચાર કરવો જોઇએને."

"એ વિચાર પણ કર્યો છે. આજકાલ જગતમાં તમામ વસ્તુની મુખ્ય ચાવી ચમ ચમ ચમકનારા અને ખણુ ખણુ વાગનારા રૂપેરી પૈસામાં છે. એટલે જો રૂપેરી શૃંખલાથી જન્મની ગાંઠ બાંધી શકાય તો પછી કશી પણ અગવડ આવવાની નહિ. બાકી પ્રેમ અને પસંદગી તો નવરા મનુષ્યોની વાતો છે."

"વાહ વાહ!"

"હા, હું સત્ય જ કહું છું. આ મનુષ્યને મેં પ્રથમ જોયો ત્યારથી જ મારી ખાત્રી થઈ ચૂકી હતી કે આપણી જયાને માટે આ જોડીદાર સર્વથા લાયક છે. તેનું ભવિતવ્ય પણ આજે જ તને કહી દઉં છું. આ યુવાનની સાથે લગ્ન કરનારી કુમારિકા ભવિષ્યમાં મહારાણીપદને પ્રાપ્ત કરશે, કારણકે આ તરૂણ મહારાજા મહેન્દ્રસેનના ભત્રિજાનો દીકરો હોવાથી તેનો વારસ થાય એ સ્વાભાવિક છે."

"વારૂ તેથી શો લાભ?"

"હા, એ લાભની વાર્તા હું તમને સમજાવું." રાવબહાદૂર બોલ્યોઃ "આજે મહારાજા મહેન્દ્રસેનની જમીનની ઉપજ નહિ નહિ તોયે પાંચ ૭ લાખની છે. વળી ઝરીઆમાં તેમની માલિકીની કોલસાની ખાણો છે. મારી પેઢીમાં તેમના પચીસ લાખ રૂપીઆ જમા પડેલા છે એટલે જે મનુષ્ય ભવિષ્યમાં એ સર્વ સંપત્તિનો માલિક થવાનો છે તે જો આપણને અનાયાસે મળી જતો હોય તો ના શામાટે કહેવી?"

"પરન્તુ વચ્ચે પેલા દેવેન્દ્રસેનની નડતર છે તેનું શું?" તનસુખરાયે મુશ્કેલી રજુ કરી.

"હા, એ પણ હું જાણું છું અને તેનો પણ મેં વિચાર કરી રાખ્યો છે. દેવેન્દ્રસેન અને વિનયકુમાર એ બેમાંથી છેવટ કોણ વારસ થશે તેનો તર્ક મેં કરી રાખેલો છે. મહારાજા મહેન્દ્રસેન અત્યારે લગભગ પોણોસો વર્ષના છે છતાં પણ તેમની શરીરસંપત્તિ સારી છે. તેમના એક ભાઇનો છોકરો આ દેવેન્દ્રસેન અત્યારે પચાશ વર્ષનો હશે તે અનેક પ્રકારના દુર્વ્યસન અને દુરાચારથી યુક્ત હોઈ તેનું શરીર તદ્દન અશક્ત બની ગયું છે. તેણે અત્યારસુધી લગ્ન કર્યું નથી અને હવે કરે તેમ લાગતું પણ નથી. મને તો એમ લાગે છે કે બહુ

બહુ તો તે દશ–બાર મહિના આ જગતનો મહેમાન છે, જ્યારે તેના કાકા તરફ જોઇએ તો તે પાંચ–સાત વર્ષ કાઢે તેમ લાગે છે એટલે દેવેન્દ્રસેનના અંત પછી વિનયકુમાર મહેન્દ્રસેનનો વારસ થવાનો."

તનસુખરાય વિચારમાં પડી ગયો. થોડી વારે તે બોલ્યો: "એમ થાય તો જયાનું ભાગ્ય ખીલી જાય ખરૂં, પરંતુ એમ માનો કે જયાનું આ તરૂણ સાથે લગ્ન થયા પછી બુઢ્ઢો મહેન્દ્રસેન ધણી જાય અને તેની મીલ્કતનો માલિક દેવેન્દ્રસેન થાય તો આ છોકરાનું શું થાય?"

હરસુખરાયને તેના ભાઇની પ્રસ્તુત કલ્પનાથી સ્હેજ ગુસ્સો ચડ્યો અને તે આવેશપૂર્વક બોલ્યો: "શું થાય એટલે? કોર્ટમાં અર્ધી મીલકતને માટે દાવો દાખલ થાય અને કદાચ તેમ કરવાનો વિચાર ન હોય, તોપણ ત્યારપછી દેવેન્દ્રસેન કેટલાં વર્ષ જીવવાનો? અને તેના પછી તો એ મીલકત વિનયને જ મળવાની ને!"

"કદાચિત્ દેવેન્દ્ર લગ્ન કરે તો?"

"લગ્ન કરે તો ભલે કરે. લગ્નમાં તેને સ્ત્રી પ્રાપ્ત થાય તે સિવાય કશો લાભ થાય તેમ નથી. તેની શરીરસંપત્તિ તરફ જોતાં તેને તેની પત્નીથી ઔરસ પુત્ર પ્રાપ્ત થવાનો બિલકુલ સંભવ નથી."

"વારૂ, ત્યારે વિનય મહારાજા મહેન્દ્રસેનનો વારસ થશે અને તેને તેમની તમામ મીલકત મળશે એવી તારી ખાત્રી જ છે તો આ લગ્નને સ્હેજ લંબાવવામાં શી હરકત છે? આપણી જયાને હજી એકાદ વર્ષ પર્યંત વાંધો આવે તેમ નથી."

"જો આપણે એમ કરીએ તો તે મોટી ભૂલ કરી લેખાય. જો તમે સ્હેજ ઊંડો વિચાર કરશો તો હું કહું છું તે સાચું છે એમ તમને લાગશે. તમારા વિચાર પ્રમાણે આપણે મુલ્તવી રાખ્યું અને પછી વચ્ચે દેવેન્દ્રનું મૃત્યુ થાય તો પરિણામ શું આવે? પછી મહેન્દ્ર વિનયને પોતાની પાસે રાખે અને પોતાના કુળ તથા પ્રતિષ્ઠાને યોગ્ય કોઈ કન્યા શોધી કાઢીને તેની સાથે વિનયનું લગ્ન કરી નાંખે. તેમની દૃષ્ટિ આપણી જયા ઉપર ઠરે એવું મને તો બીલકુલ લાગતું નથી. માટે જ્યાંસુધી વિનય મહેન્દ્રથી દૂર છે ત્યાંસુધીમાં આપણે આપણું કાર્ય સિદ્ધ કરી લેવું જોઇએ. હવે તો સમજાયું ને?"

"હા, હું સમજ્યો કે દેવેન્દ્રની હયાતીમાં જ વિનયનું લગ્ન કરી નાંખવું જોઇએ પણ જો મહેન્દ્રસેન તેમાં વાંધો ઉઠાવે તો?"

"તે શી રીતે વાંધો ઉઠાવશે? આપણે આ લગ્ન થાય ત્યાં-

સુધી એ વાત બહાર જવા જ દેવી નહિ. એક વાર લગ્ન થઈ ગયા પછી કશી હરકત નથી કેમકે જયાની સાથે લગ્ન કરવામાં વિનયે અજુગતું કર્યું છે એમ તો મહેન્દ્રસેન કહી શકવાનો નહિ જ. "

" તારો તર્કવાદ યોગ્ય છે અને હું પણ તેનો સ્વીકાર કરૂં છું. જો, જયા પોતાના ખંડમાં વાજીંત્રની સાથે ગાય છે. કેટલો સુમધુર સ્વર છે ! કેટલા ખુલ્લા દિલથી ગાય છે ! મને લાગે છે કે તેના મનને આ તરૂણે આકર્ષી લીધું છે એટલે આ લગ્ન જલ્દી કરવામાં આપણને કશી પણ અડચણ આવે તેમ નથી. તારી ભાભી પણ આ યોજનાને પસંદ કરશે. ચાલો, તેની પાસે જઇને તેને વાત કરીએ. "

## પ્રકરણ ૧૬ મું.

### વિનયની વિલાસિતા.

રત્નપુરમાં રાવબહાદૂર તથા વિનય આવ્યાને માત્ર પાંચ જ દિવસ થયા છે. પરંતુ એટલી ટુંકી મુદતમાં વાત ઘણી આગળ વધી ગઈ. વિનયને જયાલક્ષ્મી પસંદ પડી ગઇ હતી, કારણકે જયાલક્ષ્મીની સાથે સાથે પોતાના પગે ચાલીને આવનારી વરદક્ષણા તરફ તેની ખાસ દૃષ્ટિ હતી. જયાનો પિતા શ્રીમંત છે, જમીનદાર છે, તેનો કાકો હરસુખરાય લક્ષાધિપતિ છે, અને તે બે ભાઈઓને સંતતિમાં જયા સિવાય બીજું કશું પણ નથી એ વિનય જાણતો હતો. એટલે આ લગ્નથી મળનારા મોટા આર્થિક લાભથી તેનું મન આકર્ષાયું હતું. બીજી તરફથી મહેન્દ્રસેનનો વારસો પોતાને મળશે એવી તેને આશા ન હતી. એક તો દેવેન્દ્રસેન જીવતો હતો. બીજું વિશેષ મહત્ત્વવાળું કારણ એ હતું કે મહેન્દ્રસેન મૃત્યુ પામે તે પૂર્વે પોતાનું પોગળ પ્રકટ થઈ જશે તો, એવી ભીતિ અહર્નિશ તેના મનમાં રહ્યા કરતી હતી.

જયાલક્ષ્મીને વિનય સનત્કુમાર જેટલો મોહક અને આકર્ષક લાગતો ન હતો અને પોતાનો સનત્કુમાર કરતાં સોમા ભાગ જેટલો પણ પ્રેમ આના ઉપર નથી એમ તે સમજતી હતી. તથાપિ કોઈ કોઇ વાર પ્રેમને પણ ખરીદી લેનારી કોઈ બળવાન્ શક્તિ જગતમાં અવતરે છે. જયાલક્ષ્મીની માતા, પિતા તથા કાકાએ વિનયના

ભવિષ્યના સંબંધમાં એવી એવી વાતો કરી હતી કે જે સાંભળીને જયા આશ્ચર્યમુગ્ધ બની ગઈ હતી અને ભવિષ્યમાં મહારાણીપદ પ્રાપ્ત કરવાને માટે તેણે અત્યારે બીજી વ્યક્તિ ઉપર પોતાનો પ્રેમ હોવા છતાં પણ વિનય સાથે લગ્ન કરવાનો નિશ્ચય કર્યો હતો. જયાનાં માતપિતા પણ જયા તથા વિનયને લાંબો સમય એકાંતમાં ગાળવાની અનુકૂળતા કરી આપતાં હતાં. એથી અગાઉની માફક સનત્કુમારની જયા સાથે મુલાકાત થઈ શકતી ન હતી. તે તનસુખરાયના બંગલાની આસપાસ ચક્કર લગાવતો પરંતુ જયાની મુલાકાત તો શું પણ તેનું દર્શન થઇ શકતું નહિ; જોકે જે જયાએ પોતાને થોડા જ સમય પ્હેલાં આલિંગન–ચુંબનનો લાભ આપ્યો હતો તે તદ્દન વિસરી જશે એમ તે માનતો ન હતો. કદાચ જયા તેનાં માતાપિતાની આજ્ઞાથી આવું વર્ત્તન રાખતી હશે અને વિનય અહીંથી ચાલ્યો જશે એટલે બધું પૂર્વવત્ સરળ બની જશે એવી આશા સનત્‌ના મનમાં ઉદ્દભવતી અને તેની સાથે સાથે વિનય ઉપર ઈર્ષ્યાપૂર્ણ ક્રોધ પણ પ્રકટતો.

પાંચમે દિવસે રાવબહાદૂર અને વિનય એકલા ફરવા માટે નિકળ્યા. ચાલતાં ચાલતાં હરસુખરાય બોલ્યોઃ "કેમ, વિનય! જયાલક્ષ્મીને માટે તારો શો મત છે? તે મારી ભત્રિજી થતી હોવાથી તેને માટે કશું પણ મારે કહેવું તે યોગ્ય નથી; તથાપિ હું કહ્યા સિવાય રહી શકતો નથી કે તેના જેવી ગુણવતી, વિદુષી અને સ્વરૂપવતી છોકરી આપણી જ્ઞાતિમાં ક્વચિત્ જ મળશે. માત્ર તેની સાથે લગ્ન કરનારને વરદક્ષણા બિલકુલ મળવાની નથી."

"એ વરદક્ષણા ન મળે તેમાં જ હું આનંદ પામું છું."

"અત્યંત વિલક્ષણ! આ જગતમાં પૈસાથી કંટાળેલો તું એકજ પ્રાણી મને દેખાય છે."

"એમ નથી! મારા કથનનો અર્થ આપના ધ્યાનમાં નથી આવ્યો. જયા જેવી ગુણવતી, વિદુષી અને સ્વરૂપવતી સ્ત્રી પ્રાપ્ત કરવામાં વરદક્ષણાની લાલચ શામાટે જોઇએ? વરદક્ષણાની લાલચથી માગણી કરવાને માટે આવનાર મનુષ્ય તેને ખાતર નહિ પણ પૈસાની આશાથી જ આવવાનો, એથી તેના ગુણ, વિદ્વત્તા અને સુરૂપતા પૈસા આગળ ઢંકાઇ જવાનાં. બાકી હું તો પૈસાથી પ્રેમનો સોદો કરનારો મનુષ્ય નથી. હું ખરેખર કહું છું કે જ્યારથી હું અહીં આવ્યો છું ત્યારથી,

મારા મનમાં નિવાસ કરી રહેલી પ્રેમપ્રતિમા ઉપર સરી જતી હોય એમ લાગે છે, અત્યારે તો તે લગભગ અદૃશ્ય જ બની છે.”

“એથી તારે દિલગીર થવાનું કશું કારણ નથી. એવી નાટકના સ્ટેજપર નાચનારી છોકરી સાથે પ્રેમમાં પડવાથી તું શો લાભ કાઢવાનો હતો? તારો બાપ એવા મૂર્ખતાભરેલા પ્રેમને પરિણામે જ દેશત્યાગી બન્યો અને તેણે પોતાનું જીવન કેવળ દુઃખમાં જ વિતાવ્યું. તારી પણ તે દશા ન થાય તેટલા માટે જ તેણે સાવચેતી વાપરીને તને મારી પાસે મોકલ્યો છે. અત્યારે અહીં આવવાથી તને લાભ થયો છે. મહારાજા મહેન્દ્રસેન તરફથી માસિક મોટી રકમ વાપરવાને માટે મળે છે. ઉપરાંત તેમના મૃત્યુ પશ્ચાત્ પણ તેમની જાગીરમાં સારો હીસ્સો તને મળશે. હું તેમની મુલાકાત લેવાનો ઇરાદો રાખું છું, કારણકે તેમણે તારા સંબંધમાં શી વ્યવસ્થા કરવી ધારી છે તે જાણવાની જરૂર છે.”

“હા, એ બરાબર છે. આપ તેમને મળશો તો તેઓ પોતાનો વિચાર આપની પાસે પ્રકટ કરશે.”

“ભવિષ્યમાં તેમની તમામ જાગીર તારા કબજામાં આવવાનો સંભવ છે, પણ તે થોડો છે. એટલે જો કોઈ શ્રીમંત પિતાની પુત્રી સાથે તારૂં લગ્ન કરી દઉં તો હું તારા પિતા એટલે મારા મિત્ર તરફના ઋણમાંથી મુક્ત થાઉં. હું તો એમ માનું છું કે બીજી કોઈ કરતાં મારી જયા તારૂં સર્વ રીતે વિશેષ આકર્ષણ કરી શકે એવી છે.”

“કદાચ હશે, પરંતુ તેના પિતાનો શો વિચાર છે તે જાણવું જોઇએ ના.”

“એ પણ જણાશે. તારા સંબંધમાં તેમનો મત સારો છે અને વળી તે સરલ સ્વભાવના હોવાથી તથા મારા ઉપર તેમનો વિશ્વાસ હોવાથી, હું તેમને કહું એટલે પછી તે મારા મતને જ અનુકૂળ થવાના.”

બીજે દિવસે તનસુખરાયે પોતાને ત્યાં આવેલા આ નવીન મ્હેમાનના માનમાં તથા રત્નપુરના પોતાના સ્નેહીઓની સાથે તેનો પરિચય કરાવવાના ઉદ્દેશથી ગાર્ડન પાર્ટીની ગોઠવણ કરી. તેમાં સનત્કુમારને પણ આમંત્રણ મળ્યું હતું. પાર્ટીમાં જયાલક્ષ્મી તથા આ નવીન ગૃહસ્થ એક બીજા સાથે ગાઢ સંબંધ હોય એવી રીતે વર્ત્તતાં હતાં. એ જોઇને જયા પોતાના હાથમાંથી જશે કે શું એમ

ક્ષણભર સનત્કુમારને થયું. તથાપિ તેણે પોતાના ચ્હેરાપર કશોયે વિકાર દેખાવા દીધો નહિ.

રીફ્રેશમેન્ટનો પ્રારંભ થયા પહેલાં જયા તથા વિનય ફરતાં ફરતાં એકલાં પેલા નાળા પાસે આવ્યા. ત્યાં એકાંત જોઇને વિનયે પ્રશ્ન કર્યો: " જયા ! મને અહીં આવ્યાને માત્ર થોડા જ દિવસ થયા છે. છતાં મારા મનની સ્થિતિ અત્યંત ચમત્કારિક બની ગઈ છે. આ સ્થળ છોડીને મુંબઈ જવાની ઇચ્છા થતી નથી."

" એમ ! તમને આ સ્થળ એટલું બધું પસંદ પડી ગયું ?"

" હા, સ્થળ અત્યંત પસંદ પડી ગયું છે તે ઉપરાંત એક બીજી વસ્તુ પણ ગમી ગઈ છે પરંતુ તેમ છતાં એક દુઃખ છે !"

" શું દુઃખ છે ? "

" મને એક પ્રકારનો હૃદયરોગ લાગુ પડ્યો છે."

જયા વિનયના શબ્દોનો ભાવાર્થ સમજી ગઇ હતી. તેણે વિનય તરફ સ્મિતપૂર્ણ દૃષ્ટિ ફેંકીને જવાબ આપ્યો: " તમને કયા હૃદયરોગે ઘેરી લીધા છે તે હું સમજી ગઈ. પણ તેને દૂર કરવાનું તમારા જ હાથમાં છે."

" મારા હાથમાં છે ?"

" તમારા નહિ તો બીજા કોના ? જો તમે ધારો તો. "

"શું હું એટલો ભાગ્યવાન છું ? "

" તમે નહિ, પણ હું એટલી ભાગ્યવાન છું કે નહિ તેનો નિર્ણય કરી શકતી નથી."

" જયા ! જયા ! વ્હાલી જયા !" તે વિશેષ બોલી શક્યો નહિ. પરંતુ શબ્દોદ્વારા પોતાના વિચાર પ્રદર્શિત કરવાને બદલે તેણે જયાને ગાઢ આલિંગન આપ્યું—હૃદય સરસી ચાંપી અને તેના કપોલને ચુંબનથી અંકિત કરી તે રીતે પોતાને જે કહેવાનું હતું તે જણાવ્યું.

તેઓ હવે વધુ વખત અહીં થોભ્યાં નહિ. તે જ રાત્રે જયાએ પોતાની માતા પાસે આ વાત પ્રકટ કરી અને તેમાં વિનયની પણ સંમતિ હોવાનું જણાવ્યું. આપણા રાવબહાદૂરને એટલું જ જોઇતું હતું. તે એટલા સારૂ જ રત્નપુર આવ્યો હતો. તેનું મુખ્ય કાર્ય પતી ગયું, એટલે હવે અહીં વિશેષ રહેવાની જરૂર નહિ લાગવાથી બીજે જ દિવસે તે વિનયને લઇને મુંબઇ ઉપડી ગયો.

તેઓ મુંબઈ આવ્યા. રાવબહાદૂરના ટેબલપર ટપાલનો મોટો ઢગલો તેની માર્ગપ્રતીક્ષા કરતો પડ્યો હતો: તે પોતાના આખા

જીવનમાં મુંબઈ છોડીને આટલા દિવસ બીજા કોઈ પણ સ્થળે રોકાયો ન હતો. તેણે ચડી ગયેલા કામને હાથમાં લીધું, પરંતુ એ કામ કરતી વેળાએ મહારાજા મહેન્દ્રસેન તેમની જાગીર અને તે જાગીર ઉપર અધિષ્ઠિત થનાર વિનય, એજ સર્વ તેની દૃષ્ટિ સમક્ષ હતાં.

વિનયે મુંબઈ આવીને પોતાનો દૈનિક ક્રમ ચાલુ કર્યો. પોતે જયાની સાથે વચનથી બંધાયેલો છે એ કલ્પના પણ તેના મનમાં આવી નહિ. રાવબહાદૂરે એક બે દિવસ તેની દિનચર્યાનું બારિક નિરીક્ષણ કર્યું, પરંતુ તેણે પણ તેને કશું કહ્યું નહિ. તેણે પોતાના મનને એવા વિચારથી સમજાવ્યું કે ' કાંઈ હરકત નહિ. તરૂણ છે એટલે બે દિવસ આવું વર્તન રહે એ સ્વાભાવિક છે. આવતી કાલે જયા સાથે લગ્ન થઇ જશે એટલે તે બરાબર ઠેકાણે આવી જશે ! '

## પ્રકરણ ૧૭ મું.

### " આવે છે ! આવે છે !! "

વિનયકુમારની સાથે રાવબહાદૂરની ભત્રીજી જયાનું સગપણ નક્કી થયાની હકીકત થોડા દિવસમાં જ મુંબઇના શ્રીમંત કુટુમ્બોમાં પ્રસરી ગઇ. એકાદ મહિનો થયો હશે. તે વખતે ચંદ્રસેન રાવબહાદૂરને મળવાને માટે આવ્યો. આવતાની સાથે જ તેણે દેવેન્દ્રસેનના સ્વર્ગવાસના સમાચાર રાવબહાદૂરને આપ્યા.

" એ બહુ જ ખોટું થયું. " રાવબહાદૂર બોલ્યો: " પરંતુ હવે મહારાજા મહેન્દ્રસેન વિનયને મળવાને પોતાની પાસે બોલાવશે ખરા. એમ થાય તે પહેલાં વિનયની સાથે મારી ભત્રીજી જયાનું લગ્ન થઇ જાય તો ઠીક. નહિતો મહેન્દ્રસેનના મગજમાં વિનયનું લગ્ન પોતાના કુળને યોગ્ય કોઇ જાગીરદારની કન્યા સાથે કરવાની ધુન આવે એ બનવાજોગ છે. જો એમ થાય તો મારા ભાઈ તનસુખરામનું નિષ્કારણ અપમાન થવાનો પ્રસંગ આવશે ! "

" ના ના, મને એવી ભીતિ લાગતી નથી. વિનયનું ગમે તેની સાથે લગ્ન થાય એમાં મહેન્દ્રસેનને શો વાંધો છે ? તોપણ તમારે સાવધાની રાખવી તે ઠીક છે. "

" વારૂ, પણ મહેન્દ્રસેન ઉપર એક દિલસોજીનો પત્ર લખવાની જરૂર ખરી."

"અને વિનયને પણ તેમના ઉપર એક પત્ર લખવાનું કહેજો. એથી મહેન્દ્રસેનનો તેના ઉપર વધારે સારો ભાવ થશે."

"એ વાત ઠીક છે પરંતુ મહેન્દ્રનો તેના ઉપર સારો ભાવ થાય કે નહિ એ સાથે વિનયને શો સંબંધ છે? તેને હવે એ જાગીર મળવાના સંબંધમાં કશી શંકા છે જ નહિ. મને માત્ર એક જ શંકા છે કે જો મહેન્દ્રસેનના મનમાં વિનયના બાપની વાર્તા ખુંચતી હશે તો તે વિનયનું લગ્ન પોતાની ધારણા મુજબ કર્યા સિવાય રહેશે નહિ."

ચંડસેન બીજી પ્રાસ્તાવિક વાતો કરીને વિદાય થયો. ત્યારબાદ રાવબહાદૂરે મહેન્દ્રસેનને એક દિલસોજીનો તાર કર્યો. તે તારના ઉત્તરમાં તે જ દિવસે બપોરના ત્રણ વાગે મહેન્દ્રસેન તરફથી એક તાર મળ્યો. તેમાં તેમણે રાવબહાદૂરને એક ક્ષણનો પણ વિલંબ કર્યા સિવાય પોતાની પાસે આવવાનું સૂચવ્યું હતું.

તેણે એકદમ તૈયારી કરી લીધી અને તે મહેન્દ્રસેન પાસે જવાને માટે નિકળ્યો.

સ્ટેશનપરથી ઉતરીને એક ગાડી કરીને તે મહેન્દ્રસેનને બંગલે આવી પહોંચ્યો. બંગલાના મુખ્ય દ્વાર પાસે એક સુંદર વસ્ત્રથી સજ્જ થયેલો નોકર ઊભો હતો. તેણે હરસુખરાયને કહ્યું: "મહારાજા સાહેબ આપની રાહ જોઈ રહ્યા છે."

તે સમયે મહેન્દ્રસેન પોતાના પુસ્તકાલયમાં કાંઇ લખતો બેઠો હતો. હરસુખરાયને જોતાં તેના ચ્હેરાપર સંતોષનું ચિહ્ન પ્રદીપ્ત થયું.

રાવબહાદૂરે એક કોચ ઉપર સ્થાન લેતાં કહ્યું: "દેવેન્દ્રસેનનું આ પ્રમાણે અકાળે મૃત્યુ થયું એ ઘણું જ ખોટું થયું."

મહેન્દ્રના ચ્હેરાપર સ્હેજ તુચ્છકારનું ચિન્હ જણાયું. તે બોલ્યો: "ભગવાને મારા કુટુમ્બીઓનું આયુષ્ય મને જ આપ્યું હોય એમ લાગે છે. સંકટોની સામે થવાની મારામાં શક્તિ નથી; છતાં પ્રભુ મને કેમ ઉપાડી લેતો નથી એ સમજાતું નથી. રાવબહાદૂર! શું કહું? મને આ જીવનનો એટલો બધો કંટાળો આવ્યો છે કે કોઇ વાર આત્મહત્યા કરવાની ઇચ્છા પણ થઈ આવે છે.!"

"મહારાજ! આપણા ઘરડા કહી ગયા છે કે 'યે ભી દિન ગુજર જાયગા!' માટે શોક કરવાની કશી જરૂર નથી. ભગવાને

આપને માટે સારા દિવસો પણ રાખી મૂકયા છે. પ્રભુકૃપાથી વિનય આપનું નામ રાખશે અને આપને શાંતિ આપશે. હું ધારૂં છું કે આપે તેના સંબંધમાં જ મને અહીં બોલાવેલો હોવો જોઇએ. ”

“ તમારૂં અનુમાન સાચું છે. મારા સાંભળવામાં આવ્યું છે કે તેને કેટલીક કુટેવો લાગુ પાડી છે, પરંતુ તમને તો તેના વર્તનની સર્વ માહિતી હશે જ ! ”

“ હાજી, ખરૂં કહું તો તેનો સ્વભાવ સ્હેજ મોજીલો છે, પરંતુ શ્રીમંતોના છોકરાઓ એવા મોજીલા હોય તેમાં કશો ખાસ દોષ ગણાય નહિ. તે લલિતપુરમાં મહેનત મજુરી કરીને પેટ ભરતો હતો. અહીં આવ્યા બાદ તેને તમામ પ્રકારની સગવડ અને ખર્ચ કરવાને માટે પૈસા મળવા લાગ્યા. એટલે તે મનમોજીપણે છૂટે હાથે ખર્ચ કરે તેમાં નવાઈ નહિ. તેના બાપે લખેલા પત્રમાં તો આ છોકરાના ઘણાં વખાણ કર્યા હતાં. પણ મને એમાં કાંઇ વિશેષ તથ્ય લાગતું નથી. તોપણ—”

“ હા—એ હું જાણું છું. પણ જો એ સારો છોકરો હોત તો એના બાપે તમારી પાસે શા સારૂ મોકલ્યો હતો ? તમે મને એવું લખ્યું હતું કે તેના બાપના અવસાન પહેલાં જ તે તમારી પાસે આવ્યો હતો. ”

“ હાજી, પણ તેને અહીં મોકલવાનું કારણ જુદું જ હતું. આ છોકરાને ત્યાં કોઇ એકટ્રેસનો મોહ લાગ્યો હતો. તેના બાપને એ પસંદ પડયું નહિ, કારણકે તેને પોતાના સ્વભાવનું જ્ઞાન હતું; અને વળી પોતાના જેવા જ કુળની કન્યા સાથે આ છોકરાનાં લગ્ન ન થાય તો કેવું પરિણામ આવશે, એ સ્વાનુભવથી તે સમજી શકયો હતો.”

“ દિલગીરી માત્ર એટલી જ કે એ સમજણ તેને મોડી આવી.”

“ એ વાત સાચી છે, પરંતુ પોતાના જેવી છોકરાની પણ દશા ન થાય એ હેતુથી તેણે આ છોકરાને અહીં મોકલ્યો. પરંતુ વીરેન્દ્રને તેનો છોકરો જેટલો બગડેલો લાગતો હતો એટલો તે બગડ્યો નથી. તેને મુંબઈ આવ્યાને ઘણા દિવસ થયા, પરંતુ એ છોકરામાં કશું ખાસ કહેવાપણું અત્યારસુધી તો મારા જોવામાં આવ્યું નથી. તેણે એ એકટ્રેસ પ્રિયંવદાનું નામ એક વખત પણ મારી પાસે લીધું નથી. મને તો એમ જ લાગે છે કે એકટ્રેસના સંબંધમાં વીરેન્દ્રે લખેલી હકીકત કેવળ કલ્પિત જ હોવી જોઇએ. ”

"એ પ્રિયંવદા તો ગાવાનું અને નૃત્યનું કાર્ય કરતી લાગે છે. કોઇ છાપામાં મારા વાંચવામાં આવ્યું હતું કે તે એક્ટ્રેસ અહીં મુંબઇમાં તુરતમાં જ આવનાર છે."

"શું કહો છો? મુંબઇ તુરતમાં જ આવનાર છે? એ પ્રિયંવદાને આપ પિછાનો છો?"

"તમે ગઈ કાલનું 'સાંજસમાચાર' જોયું નથી લાગતું!" એમ કહીને નજીકના એક ટેબલપર પાંચ–સાત વર્ત્તમાન પત્રો પડયાં હતાં તેમાંથી એક વર્ત્તમાન પત્ર મહેન્દ્રસેન લાવ્યો અને તે ખોલીને તે માંહેની એક જાહેર ખબર બતાવી.

"આવે છે! આવે છે!! આવે છે!!!
"લલિતપુરનું બુલબુલ પ્રિયંવદા."
"આજે આખા હિંદુસ્તાનના રસિકો તેની
પ્રશંસા કરી રહ્યા છે."

રાવબહાદૂર હરસુખરાયે આ જાહેરાત વાંચી. એક હાથમાં વર્ત્તમાનપત્ર પકડીને તે ધ્રૂજતે અવાજે બોલ્યો: "આ જાહેરાતમાં તો તરૂણ અને અત્યંત સુંદર હોવાનું લખેલું છે: પણ મને લાગે છે કે આ તે નહિ હોય."

"એ છોકરાને તમે પ્રિયંવદાના સંબંધમાં કદી પ્રશ્ન કર્યો છે?"

"એવો પ્રશ્ન તેને કરવાથી મારી મર્યાદાનો ભંગ થવાની મને બીતિ રહેતી, એટલે મેં કશું પૂછ્યું નથી."

"એ નહિ હોય તો સારૂં પરંતુ આ નટી: લલિતપુરથી આવે છે એટલે મને લાગે છે કે અમારા કુળ ઉપરની આફત હજી દૂર થઈ નથી. મારા પ્રારબ્ધમાં હજી પણ શાં શાં વિતક માંડયાં હશે તે કહી શકાતું નથી."

"એ વિષયમાં આપે કશી ચિંતા કરવાની જરૂર નથી. આપની ખાનદાનીને બટ્ટો ન લાગે એવી હું દરેક વ્યવસ્થા કરીશ. હું પોતે જ એ નટીને મળીશ અને તેને સર્વ હકીકત પૂછી જોઇશ."

"પણ મને લાગે છે કે એમ કરવા પહેલાં આ છોકરાનું લગ્ન કરી નાખવું જોઈએ. જો અમારા કુળને યોગ્ય કોઈ ગૃહસ્થની કન્યા હોય તો તેની તજવીજ કરો. વીરેન્દ્રે મૂર્ખતા કરી, એટલેથી જ પતે એટલે બસ. આ વિનયના સંબંધમાં એવું કશું દુર્વર્તન ન થવા પામે એવી મારી ખાસ ઇચ્છા છે."

"આપનું કથન હું સમજી ગયો. કોઈ સારા કુળની કન્યા શોધી કાઢવી અને તેનું લગ્ન વગર વિલંબે વિનયની સાથે કરી દેવું, એવો જ આપનો મત છે ના ?"

"કાંઈ નહિ. તમે એ વિષે તજવીજ ન કરશો. હું જ તેની તપાસ કરી લઇશ. વારૂ, વિનયના માસિક ખર્ચમાં વધારો કરી આપવાના સંબંધમાં તમારો શો મત છે ?"

"મને પૂછતા હો તો અત્યારે જે છે તે જ બસ છે, કારણકે આ બધું તેનું જ છે ના ? પણ તેની મુલાકાત લેવાના સંબંધમાં આપનો શો ઇરાદો છે ?"

"હમણાં તેની મુલાકાત લેવાનો મારો વિચાર નથી."

એ વખતે નોકરે આવીને ભોજન તૈયાર હોવાની વરદી આપવાથી તેમનો સંવાદ અહીંથી અટકી ગયો.



## પ્રકરણ ૧૮ મું.

### પ્રિયંવદાનું આગમન.

આ તરફ વિનયનો દૈનિક કાર્યક્રમ ચાલુ જ હતો. તેનો તમામ સમય ખાણીપીણીમાં, કલબમાં અને કોઇ સુંદરી મળી જાય તો તેની સાથે ગપ્પાંસપ્પાં મારવામાં જતો હતો. તેને પુસ્તકોનો એક પ્રકારનો તિરસ્કાર હતો. જુગારમાં તેના સમાન વયસ્ક મિત્રોમાં તેનો નંબર સહુથી આગળ આવતો, તે એટલેસુધી કે રોજ પંદર–વીશ કે એથી પણ વધારે રૂપીઆ જુગારમાં ખલાસ કરી દેતો. ગરીબ લોકો પત્તાં વગેરેથી જુગાર રમે તો તેમને પોલિસ પરહેજ કરી શકે, માજીસ્ટ્રેટ તેમને સજા ઠોકી દે, પરંતુ આવા શ્રીમંતો કલબોની અંદર પત્તાં કે બીલયર્ડથી છડેચોક જુગાર ખેલી શકે, શરતના મેદાનમાં તો સરકારના વાઇસરોય, ગવર્નર અને તેના જેવા મોટા અધિકારીઓ જ જુગારને ઉત્તેજન આપે, સટ્ટા બજારમાં સુધરેલા સ્વરૂપમાં સટ્ટાનો જુગાર ધૂમ ખેલાય; એ સંબંધમાં સરકાર તરફથી કોઈ પણ પ્રકારનો પ્રત્યવાય નહિ. અસ્તુ.

આજે વિનય ચિંતાગ્રસ્ત બની ગયો હતો. મહિનો પૂરો થયા પહેલાં જ તેની પાસેના તમામ પૈસા જુગારમાં ખલાસ થઈ ગયા હતા. હવે બાકીના દિવસો કેવી રીતે નભાવવા તેની ચિંતા તેને થતી હતી. એ વખતે નોકરે આવીને સ્હવારનું આવેલું છાપું તેના ટેબલ

પર મૂક્યું. તેણે છાપું ઉઘાડીને વાંચવા માંડતાં તેની નજર "પ્રિયંવદા—લલિતપુરની સુપ્રસિદ્ધ ગાયિકા શનિવારે સ્હાંજે 'મનોરંજન થીએટર' માં પોતાનાં નૃત્ય અને ગાનનો જલસો કરશે" એ જાહેરાત તરફ ગઇ. તેણે ઉદ્‌ગાર કાઢયો:—

"અહો ! આ તો પેલી લલિતપુરવાળી મારી દેવી ! વીરેન્દ્રસેનના પત્રમાં પણ આ જ બાઇનું નામ હતું. મારે કાંઈક દેખાવ તો કરવો જ જોઇએ. આપણે આ જલસામાં જવું જ જોઇએ. જે સ્ત્રીને માટે ખરો વિનય પોતાના સર્વસ્વનો ભોગ આપવાને તૈયાર થયો હતો તે સ્ત્રી કેવી છે એ એકવાર જોવું તો જોઇએ જ."

તે જ દિવસે ચંદ્રસેન હરસુખરાયને સહજ મળવા માટે તેની ઓફિસમાં આવ્યો.

"આવો, ચંદ્રસેન ! બેસો. હું આ પત્રો પહેલાં પૂરા કરી નાખું, કેમકે જો તે અધૂરા રહ્યા તો આવતી કાલ ઉપર જશે."

"હું કાંઇ અહીં વધુ વખત રોકાવાનો નથી." ચંદ્રસેને તેને કહ્યું: "હું તો એટલું જ પૂછવાને આવ્યો છું કે આવતી કાલે શનિવારે તમે 'મનોરંજન થીએટર'માં જવાના છો કે નહિ ?"

"હું ! અને 'મનોરંજન થીએટર'માં ? શામાટે ? તમે જાણો છો કે નાટક—સીનેમાનો મને બિલકુલ શોખ નથી."

"એ તો હું પણ જાણું છું. પરંતુ આતો કાંઈ જુદું જ છે. આજે જ હું એકસ્ટ્રાની બે ટીકીટ લઈ આવ્યો છું. આવતી કાલે કદાચ ન યે મળે. આવવા જેવું છે. પેલી અહીં આવી છે, માટે જ કહું છું."

"પેલી કોણ ?"

"હરસુખરાય ! તમે પણ આટલા બધા ભૂલકણા છો ? તમારા વિનયકુમારને જાળમાં સપડાવનારી પ્રિયંવદા !"

"હા—હા, એ તો હું ભૂલી જ ગયો હતો ! તમે મને યાદ આપ્યું તે ઠીક કર્યું. હું પણ કાલે આવીશ. જોકે તેને જોવાની અથવા તેની હીલચાલપર નજર રાખવાની ખાસ જરૂર નથી લાગતી, કારણકે વિનયનું મારી જયા સાથે સગપણ થયાની હકીકત લગભગ સર્વત્ર બહાર આવી ચૂકી છે. હજી મહારાજા મહેન્દ્રસેનને તો તેની કલ્પના પણ નથી; અને એ બુઢ્ઢાને હમણાં એ હકીકતની જાણ થાય તે ઠીક પણ નહિ."

"એ બધું સમજ્યા. પણ તમે જલસામાં આવશો તો ખરા ને ? હું જતી વખતે તમને બુમ મારીશ."

"વાર, હું તૈયાર જ રહીશ. આપણે એક વાર જવું તો ખરૂં. તે કેવી છે એ જોવું તો જોઇએ જ. વળી વિનય કદાચ ફરીથી તેના મોહમાં સપડાય નહિ તે સંબંધમાં પણ કાળજી રાખવાની જરૂર ખરી."

"તમે આવવાનું કહો છો તો ખરા, પરંતુ જરાક સાવધાની રાખજો. આપણા વિનયને બદલે તમેજ એ નટીના મોહપાશમાં સપડાઇ ન જાઓ !" ચંદ્રસેને હાસ્ય કર્યું.

હરસુખરાય પણ ખડખડ હસવા લાગ્યો અને બોલ્યો: "ચંદ્રસેન ! તું પણ આ કેવી વાત કરે છે ? એ તરૂણ અને સુંદર નટી મારા આ રૂપેરી વાળપર મુગ્ધ બનશે ? અને કદાચ એમ બને તો જોઇ લેવાશે ! આપણે કાંઇ પાછા પગ લઇએ તેવા નથી."

શનિવારે રાત્રીના નવ વાગે હરસુખરાય તથા ચંદ્રસેન બન્ને જણા 'મનોરંજન થીએટર' માં ગયા તે જ વખતે વિનયે પણ થીએટરમાં પ્રવેશ કર્યો. આજે તે એકલો જ હતો. સામાન્ય રીતે તે પોતાના બે–ચાર દોસ્તોની સાથે જ નાટક કે સીનેમા જોવા જતો. પરંતુ આજે ગમે તે કારણથી તે એકલો જ અહીં આવ્યો હતો.

તેને જોતાં રાવબહાદૂરના તળીયાની આગ મસ્તકે પહોંચી. તેને એમ લાગતું હતું કે વિનય આગલી સર્વ વાર્તા ભૂલી ગયો હશે. તે સંતપ્ત હૃદયે ચંદ્રસેનને ઉદ્દેશીને બોલ્યો: "જોયો કે પેલો બદમાશ ? આપણા પહેલાં જ અહીં હાજર થઈ ગયો છે ! તેણે આજસુધીમાં આ નટી વિષે એક શબ્દ પણ કાઢ્યો ન હતો. પણ આજે જૂઓ, કેવો ચોરની માફક ગુપચુપ સહુની પહેલાં અહીં આવ્યો છે !"

"હરસુખરાય ! તમે નકામા શંકાશીલ બનો છો ! શું આજ-સુધીમાં તે કદી નાટકમાં, સીનેમામાં કિંવા ગાનતાનના જલસામાં ગયો જ નથી ? રોજની માફક આજે પણ તે આવ્યો હશે."

મીસ પ્રિયંવદાના જલસાની જાહેરાત મુંબઇમાં આજ કેટલાક દિવસો થયા સર્વત્ર પુષ્કળ થઇ ગઈ હતી. વળી તેણે ભારતવર્ષનાં જુદાં જુદાં શહેરોમાં પોતાની કળા બતાવીને અનેક પારિતોષિક, સુવર્ણપદક આદિ પ્રાપ્ત કર્યાં હતાં. એટલે આવી વિજયસંપન્ન ગાયિકાનું સંગીત શ્રવણ કરવાને માટે મુંબઈની શોખીલી પ્રજા

ઉત્સુક હોય તેમાં નવાઈ નહિ. આખું થીએટર ચિકાર ભરાઈ ગયું હતું. જલસાનો પ્રારંભ થયો. શરૂઆતમાં મીસ પ્રિયંવદાએ તૈયાર કરેલ શિષ્યો અને શિષ્યાઓએ કેટલાંક ગાયનો ગાયાં. પછી પ્રિયંવદાનું સ્ટેજપર આગમન થયું. ત્યાંસુધી આપણી ત્રિમૂર્તિ પોતપોતાના સ્થાને તટસ્થપણે બેઠી હતી. આખી નાટયશાળામાં શ્મશાનશાંતિ પ્રસરી રહી હતી. પણ જ્યારે મીસ પ્રિયંવદા રંગભૂમિપર આવી તે વખતે માત્ર સર્વત્ર તાળીઓ પડવા લાગી. દરેક વ્યક્તિ મસ્તક ઉંચું કરીને આ સુંદરીનો ચ્હેરો પૂર્ણપણે નિહાળવા ઉત્સુકતાથી જોવા લાગી.

મીસ પ્રિયંવદા જાહેરાતમાં જણાવ્યા મુજબ ખરેખર સુંદરી હતી. તેનું વય આશરે ત્રેવીશ કે ચોવીશ વર્ષનું હશે. સર્વ અવયવ સુઘટિત અને સુંદર દેખાતાં હતાં ખરાં, તથાપિ તેમાં એક પ્રકારની શિથિલતા આવેલી જણાતી હતી. તેનો ચ્હેરો માત્ર અત્યંત મોહક હતો. તેનાં નેત્રોમાં એક પ્રકારની કામુકતાની છટા હતી અને તેમાં પુષ્કળ આકર્ષકતા હતી. તેનાં વસ્ત્રો અત્યંત મૂલ્યવાન્ હતાં અને પાશ્ચાત્ય ફેશન પ્રમાણે ગળાથી છાતીસુધીનો ભાગ ખૂલ્લો હતો. તેના ઉપર ખેલતી મોતીની માળા તેના સૌંદર્યને અધિક દીપાવતી હતી. તેની ચાલ મદોન્મત્ત બનેલી હરિણીના જેવી હતી. તેના એકંદર દેખાવપરથી આ યુવતી કોઇને અલ્પ સહવાસથી પણ મોહ પમાડે તેવી લાગતી હતી."

"ચંદ્રસેન! વીરેન્દ્રે તેના છોકરાને અહીં શામાટે મોકલી આપ્યો તે હવે હું બરોબર સમજી શકું છું." રાવબહાદૂરે કહ્યું.

"તેણે અહીં મોકલી આપ્યો તે સારૂં કર્યું. જો આ સ્ત્રીના વધુ સહવાસમાં રહ્યો હોત તો ખલાસ થઈ ગયો હોત."

વિનય મનોગત બોલ્યો: "જયા કાંઇ આટલી સુંદર નથી. આ યુવતીની સાથે પરિચય પાડવાની જરૂર છે ખરી."

એટલામાં પ્રિયંવદાનું સંગીત શરૂ થયું. તેના અવાજમાં પણ અત્યંત માધુર્ય હતું. આખા થીએટરમાં શાંતિ વિલસી રહી. તેણે પ્રથમ એક સાદું પ્રેમગીત ગાયું પરંતુ એ પ્રેમગીત એવું હતું કે સર્વની ચિત્તવૃત્તિ તલ્લીન બની ગઇ. આ જ ગાયનપર ફીદા થઈને લોકોએ અનેક સ્થળે તેને સુવર્ણપદકો આપ્યાં હતાં. આ ગાયન સાંભળતાં તે પોતે કોઇ સ્થળે સાંભળ્યું છે એવો વિનયને ભાસ થયો, પરંતુ આજસુધીમાં તેણે પ્રિયંવદાને કદી જોઈ પણ ન હતી.

તેર, પછી તેનું ગાયન તો ક્યાંથી સાંભળ્યું જ હોય ? થોડી વાર વિચાર કરતાં તેને સ્મરણ થયું કે લલિતપુરમાં તે આ પ્રિયંવદાના જલસામાં ગયો હતો; પરંતુ તે ગાઇ શકે એમ નથી એવું જાણવામાં આવતાં તે ત્યાંથી નિકળીને એક વિશ્રાંતિગૃહમાં ગયો. ત્યાં એક દારૂડીઆએ પોતાના કર્કશ અવાજે આ ગાયન ગાયું હતું. આ વાર્તાનું તેને સ્મરણ થયું. વાચકો પણ પ્રસ્તુત હકીકતથી માહિતગાર છે.

"હરસુખરાય ! વિનયને આ છોકરીનો મોહ લાગ્યો હોય તેમાં આશ્ચર્ય જેવું બિલકુલ નથી. મને લાગે છે કે તે થોડા વખતમાં તમામ મુંબઇગરાને ગાંડાતુર બનાવી મેલશે !" ચંદ્રસેન બોલ્યો.

"પણ મારે સાવચેત રહેવાની જરૂર છે. નહિતો આ છોકરો પુનઃ તેના ફંદમાં ફસાયો તો સર્વનાશ સમજવો ! નહિ, હું તેને કદી પણ આ છોકરીના સપાટામાં આવવા દઇશ નહિ."

"એ વાત છે, જો તમે પ્રિયંવદાને તમારા પંજામાં લ્યો તો જ વિનયની તેના પંજામાંથી મુક્તિ થઇ શકે." ચંદ્રસેને યુક્તિ બતાવી.

જલસો ખલાસ થયો. શ્રોતાઓ સર્વ પોતપોતાના મકાન તરફ જવા લાગ્યા.

પ્રિયંવદાની પાછળ મુંબઇમાં કેટલા માણસો દિવાના બન્યા હતા તે જાણવાનું તો સાધન નથી, પરંતુ એટલું ખરૂં કે ત્રણ માણસો પૂર્ણપણે દિવાના બની ગયા હતા. બીજે દિવસે રાવબહાદુર હરસુખરાયનું મન કામપર ચોટતું ન હતું, ચંદ્રસેનને ખાવાનું ભાવતું ન હતું અને વિનયના ચિત્તનું તો ઠેકાણું જ ન હતું ! પોતાને આ પ્રિયંવદાના સહવાસનો લાભ ક્યારે અને કેવી રીતે પ્રાપ્ત થાય એ જ વિચાર તેના મનમાં એકસરખો આવ્યા કરતો હતો.

વિનય જેવા શ્રીમંત જાગીરદારના વારસને માટે નાટ્યશાળામાં જલસા ઉપર પેટ ભરનારી સ્ત્રીની સાથે પરિચય કરવાનું કાંઈ મુશ્કેલ ન હતું, પરંતુ વિનયને તેની સાથે કાંઇ કેવળ પરિચય જ કરવો ન હતો. તેને તો પ્રિયંવદાને પોતાની બનાવવી હતી. જયાને જોતાં જે કામુક વિચાર તેના મનમાં ઉત્પન્ન થયો ન હતો તે વિચાર આ પ્રિયંવદા દૃષ્ટિએ પડતાંની સાથે જ તેના મનમાં ઉછળવા લાગ્યો હતો. જ્યારથી તેણે પ્રિયંવદાને જોઇ હતી ત્યારથી 'તે ક્યારે મારી થશે ?' એ વિચાર તેના મનમાં ઉદ્‌ભવ્યો હતો.

બીજે દિવસે રાત્રીએ પણ પુનઃ ચંદ્રસેન, રાવબહાદુર અને

વિનય જલસામાં ગયા. પ્રિયંવદા ઉપર પ્રેક્ષકોના ખીસામાંથી પૈસાનો વરસાદ વરસવા લાગ્યો. કેટલાક લોકોને તો થીએટરમાં જગ્યા નહિ મળવાથી નિરાશ થઈને ચાલ્યા જવું પડયું હતું. તે રાત્રે જલસો ખલાસ થતાં એક રેશમી મલમલની પરંતુ અત્યંત મૂલ્યવાન્ જરીથી ભરેલી સાડી પ્રિયંવદાને ભેટ કરવામાં આવી. માત્ર એ ભેટ કરનારનું નામ જાહેર કરવામાં આવ્યું નહિ, પરંતુ એ વિનયે જ આપી હશે એમ હરસુખરાયને લાગ્યું. તે મનમાં ગુસ્સાપૂર્વક બોલ્યો: "આ છોકરો હાથથી જશે કે શું? નહિ, ગમે તેમ કરીને આ છોકરાને કબજામાં રાખવો જ જોઇએ!"

જલસો ખલાસ થયા પછી ઘેર જતાં જતાં ચંદ્રસેન બોલ્યો: "કેમ રાવબહાદૂર! આજે તમે જોયું ને? તમારો શો મત છે?"

"મારો મત એવો છે કે આ સ્ત્રી કોઈ જાદુગરણી છે."

"કેમ! તમારા ઉપર પણ તેના જાદુની અસર થઇ લાગે છે!"

"ચંદ્રસેન! તમે કોઈની મશ્કરી કરતી વખતે સમય કે સંયોગનો પણ વિચાર કરતા નથી."

રાવબહાદૂર પોતાની ઓફીસમાંથી હમેશ તો બધા કલાર્કો ઉઠયા પછી ઉઠતા, પરંતુ આજે તો રોજ કરતાં વહેલા ઉઠયા અને પોતાની મોટરમાં બેસીને ચંદ્રસેનને ત્યાં ગયા. તેને સાથે લઇ પાલવા બંદર તરફ જવા લાગ્યા. તે વખતે એક મોટર તેમની બાજુમાં પસાર થઇને આગળ નિકળી ગઈ. એ મોટરમાં વિનય તથા પ્રિયંવદા બેઠાં હતાં. તેમને જોતાં જ આ બે જણા ચમકયા.

"આ છોકરો તો વધારે ને વધારે બ્હેકતો જાય છે." રાવબહાદૂર બોલ્યો.

"બધું બરોબર સરલતાથી ચાલતું હતું, પરંતુ આ દુષ્ટા અહીં આવીને મામલો બગાડયો! નહિ, હિમ્મત હારવાનું કશું પણ કારણ નથી. ચંદ્રસેન! એ છોકરાને આ કુલટાના પાશમાંથી ખેંચી લેવાનો મેં દૃઢ નિશ્ચય કર્યો છે."

ચંદ્રસેને પ્રિયંવદાને પ્રથમ જોઇ ત્યારથી જ તેનું મન ચલવિચલ થવા લાગ્યું હતું. વિનયને એ સુંદરીની જાળમાં સપડાયેલો જોઇને તેને કાંઈ નવાઈ લાગી ન હતી, પરંતુ ઉલટી તેની ઈર્ષ્યા થતી હતી.

પ્રિયંવદાનું આકર્ષણ અલ્પ સમયમાં જ ચોતરફ થઇ રહ્યું હતું. રોજ પોસ્ટ મારફત તેને પ્રેમપત્રિકાઓ મળતી હતી. વળી કોઈ

તરફથી રત્નજડિત મુદ્રિકા તો કોઈ તરફથી સોનાનો છેડો, કોઈ તરફથી સાડી તો કોઈ તરફથી ભરજરીની ચોળી, એ પ્રમાણે વસ્તુઓ ભેટ મળતી હતી. તથાપિ તેણે એ સર્વને તરછોડી માત્ર વિનય સાથે જ પરિચયની માત્રા વધારી હતી. પછી તેનું કારણ ગમે તે હો.

વિનયના પ્રિયંવદા સાથે વધતા જતા પરિચયની સાથે રાવબહાદુરનો ગુસ્સો પણ વધવા લાગ્યો. તે મનમાં ને મનમાં ખૂબ બળતો, તરફડતો પણ બિચારો કરે શું? કારણકે વિનય ઉપર તેની કાંઈ ખરી સત્તા ન હતી. તે કશી પણ અડચણ વગર મહારાજા મહેન્દ્રસેનની ગાદીપર બેસશે એ વિષયમાં તેની ખાત્રી હતી. રાવબહાદુરને દુઃખ માત્ર પોતાની ભત્રિજી જયા તરફનું જ હતું. તે જયાને મહારાણી બનાવી દેવા માંગતો હતો. તેમાં આવેલા આ અંતરાયથી તેનું મન દુઃખ પામતું હતું.

## પ્રકરણ ૧૯ મું.

### વિનયનું સાચું સ્વરૂપ.

રાવબહાદુર હરસુખરાય દિવસોદિવસ વધુ ને વધુ અસ્વસ્થ બનતો જતો હતો. હવે શો રસ્તો લેવો એ તેને સુજતું ન હતું. તે દિવસથી રોજ વિનય અને પ્રિયંવદાના વધતા જતા પરિચયની વાતો તેના કાન ઉપર આવતી હતી. આજે તે બન્ને વિક્ટોરિયા ગાર્ડનમાં ગયાં, આવતી કાલે તાજમહાલ હોટેલમાં ખાણું લેવાને ગયાં, ત્રીજે રોજ મોટરલોંચમાં સહેલ કરવાને ગયાં, વગેરે વાતો તેના સાંભળવામાં આવતી હતી. જો આ બે જણાં વચ્ચેનો સંબંધ તૂટી ન જાય તો પોતાની ભત્રિજી જયાલક્ષ્મીનો સર્વનાશ થશે એ ચિંતા તેને હતી. વળી બીજી પણ એક ચિંતા હતી. વિનય પોતાની દેખરેખ નીચે હોવાથી 'તેને આવી રીતે મારી દેખરેખ નીચે હોવા છતાં બગડેલો જાણી મહારાજા મહેન્દ્રસેન મારા ઉપર રોષે ભરાશે અને તેમની મોટી રકમ, મારી પેઢીમાં વ્યાજે મૂકેલી છે તે તેઓ પાછી ખેંચી લેશે તથા એમ થવાથી મારે મોટી આર્થિક વિટંબના ભોગવવી પડશે' આ વિચાર તેના મનને હતાશ બનાવી દેતો હતો.

આ વિચારોને લીધે તેને ઓફિસનું કશું પણ કામ સુજતું નહિ. તે સદૈવ ચિંતામગ્ન રહેતો હતો. એક દિવસ તે ઓફિસમાં

બેઠો હતો. એક પત્રનો જવાબ આપવાનો હતો તે પત્ર હાથમાં હતો અને તેનું મન વિનયના વિચારમાં ચડી ગયું હતું. તે વખતે બહારથી પટાવાળાએ આવીને કહ્યું: "વિનયકુમાર આપને મળવા ઇચ્છે છે."

"જા, તેને અંદર મોકલ." એમ કહીને રાવબહાદુર ખુરસી-પરથી ઊભો થયો. તેણે એક-બે ચક્કર લગાવ્યાં. વિનય અંદર આવ્યો અને બોલ્યો: "રાવબહાદુર સાહેબ! આપે મને કેમ બોલાવ્યો હતો?"

"વિનય! તને બોલાવવામાં મારો બીજો કશો હેતુ નથી, પરંતુ હમણાં તેં જે માર્ગ ગ્રહણ કર્યો છે એ વિષે બે-ચાર ઉપદેશના શબ્દો તને સંભળાવવાની મારી ઇચ્છા છે. તું જરાક શાંતિથી મારે જે કહેવાનું છે તે સાંભળી લે."

વિનય એક ખુરસીપર બેઠો. તેણે તીક્ષ્ણ દૃષ્ટિથી રાવબહાદુર તરફ જોયું. રાવબહાદુર આમ તેમ ફરતો હતો. થોડી વારે ચ્હેરાપર શાંતિને ધારણ કરીને તે બોલ્યો: "વિનય! છેલ્લા છ મહિનામાં તારા આયુષ્યમાં કેવી કેવી ઘટના બની રહી છે તેનું સિંહાવલોકન કર તો! તારા પિતાએ તને અહીં મોકલી આપ્યો તે દિવસથી તારી દિનચર્યા તું મનમાં લાવ. તારા પિતાને કેવા કેવા ચાન્સ હતા તે પણ લક્ષમાં લે. તે જોકે મહારાજા મહેન્દ્રસેનનો પોતાનો પુત્ર ન હતો, તોપણ એક મોટા જાગીરદારનો વારસ તો હતો જ. તમારૂં ખાનદાન કાંઈ જેવું તેવું નથી. આજ પાંચ-સાત પેઢીથી તમારી પ્રતિષ્ઠા સર્વત્ર ફેલાયેલી છે. વળી તારા બાપની જાગીર પણ કાંઈ ઓછી ન હતી, પરંતુ તે સર્વ સુખનો ઉપભોગ કરવાને બદલે તારો બાપ માત્ર પોતાના ડહાપણના ઘમંડથી દેશત્યાગી બન્યો. તેણે પોતાને પસંદ પડી તે છોકરીની સાથે તેના કુળ કે દરજ્જાનો વિચાર કર્યા સિવાય લગ્ન કરી નાખ્યું. હા, તે છોકરીનો સ્વભાવ, તેનું ચારિત્ર્ય સર્વોચ્ચ હતાં ખરાં, પરંતુ એથી શું? ગમે તેમ તોયે તે ગરીબાઇમાં ઉછરેલી, ઉતરતા કુળની- એથી મહારાજા મહેન્દ્રસેને તેને પુષ્કળ ઠપકો આપ્યો. વીરેન્દ્ર મોટો સ્વાભિમાની મનુષ્ય હતો. તે ઠપકો સહન કરી શક્યો નહિ. તેણે વડિલોપાર્જિત જાગીરને લાત મારી અને હવેથી કોઈની મહેરબાનીપર જીવવું નહિ એવો નિશ્ચય કર્યો. તેને ઉપજીવિકાનું કશું સાધન નહિ હોવાથી પ્રથમ પોતાની જાગીર વેચી નાખી અને પછી તે લલિતપુર

ચાલ્યો ગયો. ત્યાં ગયા પછી તેની પાસે જે રકમ હતી તે થોડા સમયમાં જ ખુટી પડવાથી તેને નોકરી કરવાનો વખત આવ્યો. મહારાજા મહેન્દ્રસેનની ઇચ્છા એવી હતી કે તારા પિતાએ પોતાના જેવા જ ઉચ્ચ કુળની કન્યા સાથે લગ્ન કરવું. પરંતુ તારા પિતાએ તેમની ઇચ્છાનો અનાદર કરી હાથે કરીને પોતાને શિરે સંકટ વ્હોરી લીધું. ગમે તેમ હોય પણ તેને પાછળથી પોતાની ભૂલ સમજાઈ અને તારી દશા પણ તેના જેવી ન થાય તે માટે તને અહીં મોકલી આપ્યો. તેને એમ લાગ્યું હશે કે તેના ઉપર મહેન્દ્રસેનનો રોષ છે, પરંતુ તને તે તરછોડશે નહિ અને આશ્રય આપશે. વળી પોતે કરેલી ભૂલનું ફળ પોતે ભોગવી લીધું, હવે એવી ભૂલ પોતાના છોકરાને હાથે ન થાય એવી તેને ઇચ્છા હોય તે દેખીતું છે. વારૂ, હવે તારી વાત કરીએ. લલિતપુરમાં તારો કોઇ નટીની સાથે પરિચય થયો. તેં એ છોકરી ઉપર પ્રેમ કરવા માંડ્યો અને તેને ખાતર તું તારા બાપની સાથે ઝઘડો કરવા લાગ્યો. એથી એ છોકરી અને તારી વચ્ચે અંતર પાડવાના હેતુથી તારા બાપે તને અહીં મોકલી આપ્યો. હું પણ તને મારા પુત્રવત્ સમજું છું. જો હું ન હોત તો આ મુંબઇ જેવા વિશાળ નગરમાં આજે તારી શી દશા હોત? તને ઘરોઘર ભટકવું પડત અને આજે તારૂં જીવન સુખમાં વ્યતીત થાય છે તેને બદલે તું દુઃખી દુઃખી બની રહ્યો હોત તેની કલ્પના કર! વળી મહારાજા મહેન્દ્રસેનના મનમાં તારે માટે સદ્‌ભાવ કોણે ઉત્પન્ન કર્યો? તું તારા બાપના જેવી ભૂલ નહિ કરે એવી તેમને કોણે ખાત્રી આપી? આ બધી બાબતનો તારે વિચાર કરવાની જરૂર છે.

"આ કુલટા અહીં મુંબઈમાં આવી ન હતી ત્યાંસુધી બધું શાંતિથી ચાલતું હતું. પરંતુ તે અહીં આવી અને તેણે તને પુનઃ પાશમાં સપડાવ્યો. તું તેના માયાવી સ્વરૂપમાં પુનઃ ભાન ભૂલી ગયો અને આજે તારો તેની સાથેનો સહવાસ એટલો બધો વધી ગયો છે તથા નિર્લજ્જતાની પરમાવધિએ પહોંચી ગયો છે કે તે માટે તને તો નહિ પણ મને શરમ થાય છે. આ હકીકત મહારાજા મહેન્દ્રસેનના કાનપર ન જાય તે માટે હું ખાસ તજવીજ રાખું છું પરંતુ હવે મને લાગે છે કે એ હકીકત હું તેમનાથી છુપાવી શકું તેમ નથી. આ સ્થિતિ માટે તને શરમ લાગવી જોઈએ. વળી તારે શી કમીના છે? તારૂં સગપણ તારી પસંદગીની ઉચ્ચ કુળની સુંદર

ધનસંપન્ન કન્યાની સાથે થયું છે. તું આ શું કરી રહ્યો છે, તારા વર્ત્તનથી એ બાલિકાના હૃદયની શી દશા થશે તેની પણ તને કલ્પના નથી આવતી? તારૂં આ કૃત્ય જોઇને તેનાં માતા પિતાને કેવું લાગશે? અને કેવળ તારા કલ્યાણને માટે હું દિવસ રાત્રી પ્રયત્ન કરી રહ્યો છું તેને તારા અત્યારના વર્ત્તનથી કેટલું દુઃખ થતું હશે તેની તારા મનમાં એક વાર પણ કલ્પના આવી છે ખરી? વિનય! વિનય! હું શું કહી રહ્યો છું અને તેં શું માંડયું છે તેનો વિચાર કર! માટે તું તારા સાંપ્રત વર્ત્તનને એકદમ બદલાવી નાખ. જો આ હકીકત મહારાજા મહેન્દ્રસેનના કાનપર જશે તો તેના ભાવિ પરિણામને માટે તું જ જવાબદાર ગણાઇશ. હું તો તને સલાહ આપી શકું. પછી તો જેવી તારી મરજી—તું જાણે ને મહેન્દ્ર જાણે!"

"એ મહેન્દ્ર અને તેની સાથે તમે પડો ઊંડા કૂવામાં!" વિનય પગ પછાડી, જોરથી બોલ્યો. તેનો અવાજ તથા તેનું ઉન્મત્તપણું જોઈને રાવબહાદૂર બિલકુલ હતાશ બની ગયા. વિનય આગળ બોલવા લાગ્યો: "એ બુઢ્ઢાને તથા તમને એમ લાગતું હશે કે હું તો તમારો બન્નેનો વેચાતો લીધેલો ગુલામ છું! અને મારૂં લગ્ન કરવામાં તમારો શો હેતુ છે તે હું નથી સમજતો એમ ન માનતા. હું કાંઇ આંધળો નથી. તમે મારૂં કલ્યાણ કરવાના દેખાવ નીચે હું મહેન્દ્રસેનની ગાદીપર આવું તે પહેલાં તમારી ભત્રીજી સાથે મારૂં લગ્ન કરી દેવા માગો છો તે હું જાણું છું. તમારી જયાને અને તમને મારી જરાએ પરવા નથી, પણ મારી સાથે આવનારી જાગીર અને પદવીની તમારે જરૂર છે. તમારી ઇચ્છા હશે તો હું એ જાગીર અને પદવી તમને ભત્રીજીને આપવાને માટે તૈયાર છું—તેની સાથે લગ્ન કરવામાં મારો કશો વિરોધ નથી; પરંતુ હું મારો પ્રેમ છોડી શકું તેમ નથી.

"તમે મારા ઉપર આટલી બધી લાગણી રાખો છો તેમાં તમારો અંગત સ્વાર્થ છે. તમે તમારી ભત્રીજીનું મારી સાથે લગ્ન કરવા માંગો છો, તેમાં તમારો પોતાનો સ્વાર્થ એ છે કે મહારાજા મહેન્દ્રસેનનો આર્થિક સંબંધ ભવિષ્યમાં પણ તમારી સાથે ચાલુ રહે. એટલે પછી તમારી પેઢીને નુકસાન પહોંચવાની બીક ન રહે. પરંતુ એ માટે હું તમને કશો દોષ દેતો નથી. મેં તમને મારો વર્ષો મારા નામનો ઉપયોગ કરવા દીધો તેમાં મારી મોટી ભૂલ થઇ.

છે પરંતુ હવે હું સમજ્યો છું. તમારી જયા જેવી અનેક છોકરીઓના સ્વરૂપ સૌંદર્યને એકત્ર કર્યું હોય તોયે તે પ્રિયંવદાની તુલનામાં આવી શકે તેમ નથી. તમે તમને બહાર મ્હોં બતાવતાં શરમ લાગતી હોવાનું કહો છો, પરંતુ મારા વર્તન માટે તમારે શરમાવાની કશી જરૂર હોય એમ મને લાગતું નથી. વળી હું હવે મહારાજાનો હક્કદાર વારસ નક્કી થઈ ગયો છું એ તમે ભૂલી ગયા લાગો છો."

"નાજી, એ શી રીતે ભૂલી શકાય, મહારાજ?" રાવબહાદૂર ગુસ્સાપૂર્વક પરંતુ શાંત સ્વરે બોલ્યા: "મને આશ્ચર્ય એ જ થાય છે કે મારા ઉદાત્ત વિચારના મિત્રનો છોકરો આટલો બધો કૃતઘ્ન શી રીતે થયો? વિનય! આજસુધી મેં તને આશ્રય આપ્યો તેનો તેં મને આજે સારો બદલો આપ્યો! વળી મારા જ મુખપર મારી ભત્રીજીની નિર્ભર્ત્સના! કેટલો બેશરમ?"

"મને તમે આટલા માટે જ બોલાવ્યો હતો?"

"મૂંગો રહે અને હું જે કહું તે સાંભળી લે. તારૂં આ કેટલું અધમ વર્તન! એક નિમકહરામ કૂતરો પણ તારા કરતાં વિશેષ પ્રમાણિક હશે. તું કેટલો નીચ છે તેનો આજે મને પૂરેપૂરો ખ્યાલ આવી શકે છે. વળી તારા વ્યસનીપણાથી તો તોબા! પહેલા નંબરનો દારૂડીયો, મોટો જુગારી, બદમાશ, રંડીબાજ, વિલાસી અને ઉપરથી વળી નિમકહરામ! એક હલકટ—નાલાયક—કુલટા—"

"ખબરદાર! તેને મારા સાંભળતાં ગાળ દીધી છે તો, એ હું સહન નહિ કરી શકું!" વિનય મિજાજ ખોઇને બોલ્યો.

"જરૂર ગાળ દઈશ! એ કુલટા, બદમાશ, અધમ, દુરાચરિણી સ્ત્રીના ફંદામાં તું ફસાયો છે. છેવટનું કહું છું. હજીપણ ચેત, વખત છે, મારા હાથમાંથી બાણ છૂટયું નથી. પરંતુ જો એક વાર આ હકીકત મહેન્દ્રસેનના કાનપર ગઇ તો પછી તેનું પરિણામ વિપરીત આવશે."

"તમારા મહારાજાની કોને પરવા છે? રાવબહાદૂર! તમે મને બ્હીક બતાવવાનો પ્રયત્ન કરો છો. તથાપિ મને લેશ પણ ભીતિ નથી, કારણકે મહેન્દ્રસેનના મૃત્યુ પછી તેની જાગીરનો વારસ હું જ છું. મારી મરજીમાં આવે તેમ હું વર્તીશ અને મને પસંદ પડશે તે સ્ત્રીની સાથે લગ્ન કરીશ. તમારાથી થાય તે કરી લેજો, જરાએ ઓછા ઉતરશો નહિ! જેમ જેમ સાંભળી રહું છું તેમ તેમ વધુ ને વધુ

ફ્રાસ્ટ જાઓ-છો! સાઠી બુદ્ધિ નાઠી તે આનું નામ!"

વિનયના આ શબ્દોથી રાવબહાદૂરનો પિત્તો ઉછળી આવ્યો. "હરામખોર! આટલા દિવસ મારૂં અન્ન ખાધું, મારી લાગવગથી લોકોમાં જાણીતો થયો; હવે દૂધ પાઇને ઉછેરેલા સાપની માફક મારીજ સામે થાય છે? ઠીક છે, હું પોતેજ મહેન્દ્રસેનને મળી તારો ઘાટ ઘડું છું. પછી જોઉં છું કે તારૂં કેટલુંક ચાલે છે? જા, ચાલ્યો જા અહીંથી!"

## પ્રકરણ ૨૦ મું.

### પ્રિયંવદાના આશકો.

વિનય એ ખંડમાંથી મૂછોપર હાથ નાખતો બહાર નિકળ્યો. બહારની ઠંડી હવા લાગવાથી તેનું સંતપ્ત થયેલું મગજ જરાક શાંત થયું. તે મનોગત બોલ્યોઃ "આ ડોકરો મને મારી છબિલીથી દૂર કરાવવા માગે છે! જોઉં છું, તે શું કરે છે? અત્યારે તો અહીંથી પ્રિયંવદા પાસે જ જવું!"

બહાર તેની મોટર રાહ જોતી ઊભી હતી. તેણે શોફરને 'મનોરંજન થીએટર' તરફ મોટર હાંકવાની આજ્ઞા કરી.

'મનોરંજન થીએટર' પાસે એક બંગલામાં પ્રિયંવદા રહેતી હતી. મોટર તે બંગલા પાસે આવીને ઊભી રહી. વિનય બહાર નિકળ્યો અને બંગલામાં દાખલ થયો. બહાર ભૈયો બેઠો હતો તેણે ઊભા થઇ વિનયને નમન કર્યું. વિનય અંદર ગયો ત્યાં એક ચૌદ–પંદર વર્ષની છોકરી–પ્રિયંવદાની વિદ્યાર્થિની પ્રિયંવદાના દિવાનખાનામાંથી પોતાના ખંડ તરફ જતી તેની દૃષ્ટિએ પડી. વિનયે તેના ગાલપર આંગળીઓ લગાવીને કહ્યું: "કેમ છે, મંજુલા!" એમ બોલી તેણે મંજુલાને એક ચુંબન લીધું. મંજુલા હસતી હસતી પોતાના ખંડ તરફ ચાલી ગઈ. વિનયે પ્રિયંવદાના દિવાનખાનામાં પ્રવેશ કર્યો.

આ દિવાનખાનું ઉત્તમ પ્રકારે શૃંગારેલું હતું. સુંદર ટેબલો, ખુરસીઓ, કોચ, કાચનાં કબાટ વગેરે ઉમદા ફર્નિચર બરોબર વ્યવસ્થિત રીતે ગોઠવ્યું હતું. જે સમયે વિનય ત્યાં ગયો તે વખતે પ્રિયંવદા ન્હાઈને એક બારી પાસે મખમલની ગાદીવાળા કોચપર બેસી પોતાના વાળ સૂકવતી હતી. તેણે આ વખતે એક બારીક

રેશમી શ્વેત સાડી ધારણ કરી હતી. વિનયને જોતાં જ તેનાં નેત્રોમાં આનંદનું તેજ ચમકવા લાગ્યું. તે તેની જગ્યાપરથી ઉઠી નહિ, પરંતુ એવી જ સ્થિતિમાં તેણે વિનયને આલિંગન આપવાને માટે પોતાના હાથ પસાર્યા. વિનય એ કોચ પાસે ગોઠણભર બેઠો અને પોતાના બન્ને હાથ પ્રિયંવદાના શરીરની આસપાસ નાખી તેણે એને ચુંબન કર્યું તથા તેની સામે આશાપૂર્ણ દૃષ્ટિએ જોતો તે બોલ્યો:—

"મારા પ્રાણ ! મારા ઉપરનો તારો આ પ્રેમ આવો જ કાયમ રહેશે ને ?" વિનયને પ્રથમ પ્રથમ આ યુવતીની સાથે પરિચય પાડતાં સાવધ રહેવું પડયું હતું. પ્રથમ તે પોતાનું નામ તેને જણાવતાં સંકોચાતો હતો, કેમકે લલિતપુરમાં પોતાના જ નામનો મનુષ્ય તેની પ્રેમજાળમાં સપડાયો હતો. એટલે કદાચ એ નામનું પ્રિયંવદાને સ્મરણ થાય તો ? ધીમે ધીમે તેણે પ્રિયંવદાને તેના અગાઉના સ્નેહીઓના સંબંધમાં પ્રશ્નો કર્યા. પરંતુ સ્નેહીઓની યાદીમાં વિનયકુમાર દેસાઇનું નામ આવ્યું નહિ. એટલું જ નહિ પણ 'હું લલિતપુરમાં હતી તે વખતે એ નામનો મનુષ્ય મારા ઉપર પ્રેમ કરતો હતો એવું મને સ્મરણમાં નથી' એ પ્રમાણે તેણે જણાવ્યું, એટલે વિનયના જીવમાં જીવ આવ્યો. તેને એમ લાગ્યું કે એ વિનય આ યુવતી ઉપર પ્રેમ કરતો હશે ખરો, પરંતુ તેને આ સુંદરીની મુલાકાત થઈ નહિ હોય.

તે પ્રિયંવદાને પોતાના બાહુપાશમાં ધરીને થોડી વાર તેની સામે જોઈ રહ્યો. પછી તે બોલ્યો: "આજે તારૂં વદન ઉદાસ કેમ દેખાય છે ? મને અહીં આવતાં મોડું થયું એટલે તને ચિંતા થતી હતી ? પેલા ડોકરાએ આજે મને વધુ વખત રોકી રાખ્યો એટલે મને વાર થઈ."

"શું ! આજે રાવબહાદૂર પાસે આપને એવું શું કામ હતું ? પૈસાની ભાંજગડ હતી ?"

"ના, એ બુઢ્ઢાએ તારા સંબંધે મને ઉપદેશ આપવાને માટે પોતાની પાસે બોલાવ્યો હતો."

"મારા વિષયમાં ? અને તે પણ ઉપદેશ આપવાને ?"

"હા, એ વૃદ્ધ વાંદરની એવી સલાહ છે કે મારે તારી સાથેનો સંબંધ તોડી નાખવો."

"એ મૂઆની આંખમાં હું એટલી બધી ખુંચું છું? પણ તેનું કારણ શું?"

"તેની ભત્રિજીની સાથે મારૂં લગ્ન કરી નાંખવાનો તેનો ઇરાદો છે."

"તેની ભત્રિજી સાથે? પછી તમે શો જવાબ આપ્યો?"

"મેં! હું બીજો શો જવાબ આપવાનો હતો?" વિનય ઉઠીને કોચ ઉપર બેઠો અને પ્રિયંવદાને પોતાના હૃદયસરસી ચાંપીને બોલ્યો: "રાવબહાદૂર જેવા એક નહિ ને તેર જણા આવે તોપણ તેઓ મને મારી આ પ્રાણાધિકાથી છૂટો કરી શકે તેમ નથી."

"આ તમે સાચું કહો છો? તમારો મારા ઉપર એટલો બધો પ્રેમ છે?"

"પ્રેમ! અરે હું તો તારી—મારી હૃદયદેવી પ્રિયંવદાની પૂજા કરૂં છું પૂજા! આજે મેં તારે માટે શી વ્યવસ્થા કરી છે તેની તને ખબર છે? તું આવા ભાડુતી મકાનમાં રહે છે તે મને રૂચતું નથી. મારા આ ગુલાબ માટે આજે મેં એક સુંદર બંગલો વેચાતો લીધો છે, પણ મારા આ કાર્યનો તું મને શો બદલો આપીશ?"

"બદલો! જ્યાં મારો આ દેહ જ આપના ચરણે ધર્યો છે ત્યાં બદલાની વાત જ શી?" પ્રિયંવદા પોતાનું મુખ તેના મુખ પાસે લઇ જઇને બોલી: "પણ તમારા પેલા બુઢ્ઢા દાદાજી પાસે સારી મીલકત હશે, ખરૂં?"

"હા, નહિ નહિ તોયે ત્રીશ—ચાલીશ લાખની રોકડ જ હશે."

"એમ! પણ એવા કંજુસ પાસે એટલી મોટી રકમ ભગવાન શું કામ રહેવા દેતો હશે? જો તમારી પાસે એ રકમ હોત તો કેવી મજા પડત? એક મોતીની માળાની મારી ઇચ્છા છે. તે હું તમારી પાસેથી મેળવી શકત ને?"

"અરે, મોતીની માળાની શી વિશાત છે? તું કહે તો એક નહિ ને એકવીશ માળાઓ લાવીને હાજર કરૂં."

"મારે એકવીશ માળાઓ નથી જોઇતી. એકજ બસ છે. ગઈ કાલે પેલો સુખાનંદ ઝવેરી માળાઓ લઇને આવ્યો હતો, તેમાંની એક માળા મને પસંદ પડી હતી; પરંતુ તેની કીમત આશરે દશ હજારની હશે."

"આજે જ તે માળા તને લાવી આપીશ. તું હવે થોડો સમય

ધીરજ ધર. મારા દાદાજી અતિ વૃદ્ધ થઇ ગયા છે. તે હવે થોડા સમયમાં જ આ દુનિયાપરથી પોતાનો મુકામ ઉઠાવશે પછી તો તેની જાગીર અને મીલકત તમામ મારા કબ્જામાં આવશે, એટલે બસ. પૈસા જ પૈસા! અને પછી તો હું મહારાજા બની જવાનો!"

"તમે મહારાજા થશો એટલે તો પછી આ ગરીબ દાસીનું સ્મરણ પણ નહિ રહે. પછી તો મારા જેવી એક નહિ ને એકવીશ આપના ચરણમાં પડવાને આવશે."

"વાહ! આ તું શું બોલે છે? મારી મધુરી પ્રિયંવદાને હું આ જીવનમાં તો કદી પણ છોડવાનો નથી. હું મહારાજા બનીશ એટલે તું મહારાણી થઇશ." એમ કહીને વિનયે પુનઃ એક વાર પ્રિયંવદાને ચુંબન લીધું.

"શું! હું મહારાણી થઇશ?"

"હા, મારી ધર્મપત્ની–મારી રાણી–મારી મહારાણી!"

તે જ દિવસે સ્હાંજે રાવબહાદૂર અને ચંદ્રસેનની મુલાકાત થઈ. રાવબહાદૂરનો ક્રોધ હજી પણ શાંત થયો ન હતો.

"રાવબહાદૂર! આજે તમારો ચ્હેરો આટલો બધો ક્રૂર કેમ દેખાય છે?"

"તમે ઠીક પ્રશ્ન કર્યો. આજે મારે તમને ઘણી વાતો કરવાની છે. તેમાંયે વિનયકુમારે આજે મારા પ્રત્યે જે વર્ત્તન ચલાવ્યું છે એ સાંભળતાં તો તમારા આશ્ચર્યનો પાર નહિ રહે. દૂધ પાઈને ઉછેરેલો સર્પ દૂધ પાનારને જ ડંખે છે એ કહેવત કાંઈ ખોટી નથી. મેં તેને મારી પાસે બોલાવી સદુપદેશ આપ્યો, તેના બદલામાં તો તેણે મને કંઇ કંઇ શબ્દો સંભળાવ્યા! તેણે મારૂં અપમાન કર્યું તેનું મને બહુ દુઃખ થતું નથી, પરંતુ મારી ભત્રિજી પ્રત્યેના તેના વર્ત્તનથી મારૂં હૃદય વિદીર્ણ બની જાય છે. મારી ભત્રિજીનું સગપણ તેની સાથે થયાનું લોકોમાં જાહેર થયું છે એ સગપણ તૂટે એ જયાને માટે પણ નામોશીભરેલું તો ખરૂં જ ને! આ છોકરો મહારાજા મહેન્દ્રસેનની ગાદીપર આવશે અને પછી પોતાની સાથે એક જ ગાદીપર પેલી વેશ્યાને બેસાડશે! આ સર્વ બિલકુલ અસહ્ય છે. તેને અટકાવવાની તમને કશી યુક્તિ સૂજે છે ખરી?"

"વાત વધી ગઇ લાગે છે. આ નટી હજી બીજું એકાદ વર્ષ અહીં આવી ન હોત તો સારૂં હતું. પરંતુ રાવબહાદૂર! આ વાત્તી

મહેન્દ્રને જણાવવાની તમે તજવીજ કરી છે ખરી ?"

"એમ કરવામાં કશો લાભ નથી; અને આ છોકરો મહેન્દ્રસેનને પણ ગાંઠે તેવો નથી. મેં શું કરવાનો ઇરાદો કર્યો છે એ હું તમને જણાવું છું. મેં એ સ્ત્રીની મુલાકાત લેવાનો અને તેને વિનતિ કરવાનો વિચાર રાખ્યો છે. મને લાગે છે કે એ એટલી બધી નિર્દય નહિ હોય. તેને આ સર્વ હકીકત જણાવ્યાથી જો તેનું હૃદય દ્રવીભૂત થશે તો ઠીક છે; નહિ તો પછી છેવટે તેને સુવર્ણની લાલચ બતાવ્યાથી તે જરૂર મારી વાતનો સ્વીકાર કર્યા વગર રહેશે નહિ."

"ઠીક છે. પ્રયત્ન કરી જૂઓ."

રાત્રે રાવબહાદૂરે આ વિષયના સંબંધમાં પૂર્ણ વિચાર કરી જોયો. બીજે દિવસે તે પ્રિયંવદાને બંગલે ગયા. તેમણે પોતાના આગમનની વરધી પ્રિયંવદાને આપવાની દ્વારપર બેઠેલા એક પઠાણને આજ્ઞા કરી.

"રાવબહાદૂર હરસુખરાય !" પઠાણે રાવબહાદૂરના નામનો ઉચ્ચાર કર્યો એ સાંભળીને પ્રિયંવદા મનમાં બડબડી: "પેલો બુઢ્ઢો આવ્યો લાગે છે. વિનય તો કહેતો હતો કે આ ડોકરો લક્ષાધિપતિ છે. વારૂ, રંભા ! મારી પેલી જાપાની સાડી લાવ તો. પઠાણ ! એ ગૃહસ્થને દિવાનખાનામાં બેસાડો !"

થોડી વારે પ્રિયંવદા નવીન સાડી ધારણ કરીને દિવાનખાનામાં આવી. આવતાંની સાથે જ તેણે કટાક્ષથી આ વૃદ્ધને પણ વિહ્વળ બનાવી દીધો.

"રાવબહાદૂર ! આપને થોડીવાર બેસી રહેવું પડ્યું તે માટે ક્ષમા માગું છું. આપ વિનયકુમારના સાચા શુભેચ્છક અને મિત્ર છો એવું મારા જાણવામાં આવ્યું છે. આજકાલ આપના જેવા ઉદાર અને લાગણીવાળા સ્નેહી મળવા મુશ્કેલ છે એવું તે કહેતા હતા. એ સાંભળીને મને વિનયકુમારની ઇર્ષ્યા થતી અને મને પણ એવો સ્નેહી મળ્યો હોત તો કેવું સારૂં, એમ થતું હતું."

"હું તેનો મિત્ર હતો ખરો, પરંતુ બે દિવસ પહેલાં તેણે મારૂં નિરર્થક અપમાન કરેલું હોવાથી મારૂં મન બદલાઇ ગયું છે."

"શું ? તેણે તમારૂં અપમાન કર્યું ? મોટો કૃતઘ્ન મનુષ્ય લાગે છે, પણ એ એવું સાહસ જ શી રીતે કરી શકયો ?"

"શી રીતે કરી શકયો ? પ્રિયંવદાબાઈ! તમને શું કહું ? અને કેવી રીતે કહું ?" રાવબહાદૂર બોલ્યા અને તેમણે તમામ વાર્ત્તા ખૂબ મીઠાવીને કહી સંભળાવી. છેવટે તેમણે એવું પણ જણાવ્યું કે "જો તમે તેની સાથે સંબંધ રાખશો તો તે મહેન્દ્રસેનને બિલકુલ પસંદ પડશે નહિ, કદાચ મહેન્દ્રસેનના મૃત્યુ પછી એ છોકરો તમને પોતાની સાથે પોતાના રાજમહેલમાં લઈ જશે, તોપણ ત્યાં કોઇ તમારી તરફ માનદષ્ટિથી જોશે નહિ, તેના સંબંધીઓ તમારો તિરસ્કાર કરશે અને યદાકદાચિત્ એ છોકરાનું બીજી કોઈ સ્ત્રી તરફ આકર્ષણ થયું તો તે તમારા જેવી સુસ્વરૂપા સુંદરીનો ત્યાગ કરીને બીજીને વળગશે."

પ્રિયંવદા રાવબહાદૂરનું આ ભાષણ સાંભળતી વખતે તેના ચ્હેરાપર થતા મનોવિકારનું નિરીક્ષણ કરી રહી હતી. આ શબ્દો પોતાની પાસે ઉચ્ચારવામાં રાવબહાદૂરનો હેતુ શો છે અને પોતાનો તિરસ્કાર કરવાને બદલે આવા મિઠા અને દિલસોજીભર્યા શબ્દો તે શા માટે કહે છે, તેનો વિચાર તેણે કરી જોયો. વળી તે જોઈ શકતી હતી કે પોતાની સામે જોઇને વાત કરતાં રાવબહાદૂરના ચહેરાનો રંગ બદલાતો હતો. એથી તેણે પોતાની ખુરસી સ્હેજ નજીક ખસેડી અને તેમ કરવાની સાથે પોતાના સર્વ સૌંદર્યનો મારો રાવબહાદૂર પર ચલાવ્યો. તે બોલીઃ "રાવબહાદૂર! શું હું એટલી બધી સુંદર છું ?"

"આ પ્રશ્ન જ કેવો ? તમારા જેવી સુંદરી મેં આજસુધીમાં કદી પણ જોઈ નથી."

"તો પછી વિનય જેવા મોજીલા યુવકો મારી પાછળ ગાંડા અને તેમાં મારો શો દોષ વારૂ ?"

"ના, એમાં હું તમારો દોષ બિલકુલ માનતો નથી. તમારૂં સૌંદર્ય યુવાન કે વૃદ્ધ કોઇને પણ મુગ્ધ બનાવે એ સ્વાભાવિક છે." હરસુખરાયે પોતે પણ તેના સૌંદર્યમાં મુગ્ધ બનેલો હોવાનું આડકતરૂં સૂચન કર્યું.

"વારૂ, આ લ્યો ત્યારે." એમ કહીને પ્રિયંવદાએ પાનબીડી આપી. તે આપતાં રાવબહાદૂરને તેના હસ્તનો સ્પર્શ થવાથી શરીરમાં વિદ્યુત્સંચાર થયો હોય એમ લાગ્યું. તેના મનમાં એક એવો વિચાર પણ આવ્યો કે 'જો આ છોકરીને હું મારા કબજામાં લઉં તો બધું બરાબર થઈ જાય.'

"શું કહો છો ? તમે કાંઇ બોલ્યા, રાવબહાદૂર !"

"ના, હું તો વિચાર કરતો હતો."

"રાવબહાદૂર ! તમારી આ નેકટાઇ આવી વિખરાયેલી કેમ છે ? લાવો, હું બરાબર કરી આપું."

હરસુખરાયે ના પાડવા છતાંયે તેણે નેકટાઈ હાથમાં લીધી. તે રાવબહાદૂરની તદ્દન નજીક આવી હતી અને નેકટાઇ બરોબર કરવાના બ્હાને રાવબહાદૂરના મુખ સામે કામપૂર્ણ દૃષ્ટિથી જોઇ રહી હતી. રાવબહાદૂર પણ આ સુંદરીના સ્પર્શથી કામવિહ્વળ બન્યા, તેમણે પ્રિયંવદાને પોતાના બાહુપાશમાં ધરી અને ઉપરાઉપરી ચુંબનોથી અંકિત કરી.

તુરત જ પ્રિયંવદાએ મોતીની માળાની માગણી કરી અને રાવબહાદૂરે પણ તે મોકલી આપવાનું વચન આપ્યું.

રાવબહાદૂર આ નાટકી, અધમાચરણી યુવતીને ધમકાવવાને માટે આવ્યા હતા, તેને બદલે તેના દાસ બનીને ચાલ્યા ગયા. તેમને લાગ્યું કે કદાચ આની પાછળ મને દશ—પંદર હજારનું ખર્ચ થશે; પણ પેલા વિનયનો હવે આની સાથે સંબંધ નહિ રહે, મારી જયા સાથે તેનું લગ્ન થશે અને જયા મહારાણી બનશે. આવા સ્વાર્થપૂર્ણ વિચારોથી આનંદમગ્ન થતા તે પોતાના મકાનપર ગયા.

## પ્રકરણ ૨૧ મું.

### અપરિચિત રોગીની પરીક્ષા.

આ પ્રિયંવદા તથા તેની પાછળ લાગેલા પેલા વૃદ્ધ અને તરૂણ બન્ને આશકોને મુંબઈ જેવા ધમાલવાળા સ્થળમાં રાખી, આપણે હવે પેલા અજાણ્યા રોગી પાસે લલિતપુર જઈએ.

ડૉ. અરવિંદને ઘેર એટલે શંકરપ્રસાદને બંગલે બીજા માળપર એક ખંડમાં શાળા બેસતી હતી. તે શાળામાં શિક્ષક ધીરજલાલ અને વિદ્યાર્થી આપણો અપરિચિત રોગી હતો.

આ રોગીની બુદ્ધિમત્તા કોઇ પણ કારણસર દબાઈ ગયેલી દેખાતી હતી. તેની સામે જોતાં તે સશક્ત, ભરાવદાર અને ગૌર વર્ણનો દેખાતો હતો. તેનું કપાળ ભવ્ય તથા નેત્રો પાણીદાર હતાં. જો તે

અરવિંદ કિંવા શંકરપ્રસાદની પાસે બેઠો હોય તો અજાણ્યા મનુષ્યને તેના દેખાવપરથી તેની બુદ્ધિ કુંઠિત થઈ ગઈ હશે એમ લાગે નહિ. બિલકુલ સાદી વાત પણ તે સમજી શકતો ન હતો. એથી અરવિંદે તેને શરૂઆતથી જ તમામ પ્રકારનું શિક્ષણ આપવાને માટે ધીરજલાલની ગોઠવણ કરી હતી. ધીરજલાલ પણ પોતાનું કર્ત્તવ્ય અતિકુશળતાપૂર્વક બજાવતો હતો. રોજ સવારે તે પોતાના વિદ્યાર્થીને લઇને બેસતો અને તેને શિક્ષણ આપતો હતો, પરંતુ એ શિક્ષણની કશી પણ અસર થતી નહિ.

અત્યારે ધીરજલાલ આ અપરિચિત રોગીને બેરજો એટલે શું તેનું શિક્ષણ આપતો હતો. તેણે કહ્યું: "આનો અર્થ તમારા સમજવામાં આવ્યો હશે."

"તમારા નહિ પણ મારા સમજવામાં આવ્યો છે." અપરિચિત રોગીએ જવાબ આપ્યો.

"આ વસ્તુ અગાઉ તમારા જોવામાં આવી હતી?" ધીરજલાલે પ્રશ્ન કર્યો.

"અગાઉ! અગાઉ વળી ક્યારે? આ વસ્તુ મેં અગાઉ જોઈ હોય એવો તમને ખ્યાલ છે?"

આ વખતે અરવિંદ એ ખંડનું દ્વાર ખોલીને અંદર આવ્યો અને બોલ્યો: "કેમ ધીરજલાલ! તમારો વિદ્યાર્થી કેમ ચાલે છે?"

"તેની પ્રગતિ ઠીક થતી જાય છે ડોક્ટર! તેની બુદ્ધિ રોજ નવીન કલ્પના ગ્રહણ કરવાને માટે ઉત્સુક રહે છે. એક વખત કોઈ બાબત હું તેને શીખવું તો પછી એ બાબત તે મને પણ શીખવી શકે છે પરંતુ અગાઉ કદી એ તેના જાણવામાં કે જોવામાં આવેલ છે કે કેમ, એવો પ્રશ્ન થતાં તેનો તે જવાબ આપી શકતો નથી અને મુંઝાય છે."

"એકદમ તેને આગલી બાબતનું સ્મરણ શી રીતે થાય?" અરવિંદે કહ્યું. પછી તે અપરિચિત રોગી તરફ ફરીને બોલ્યો: "કેમ છો મહાશય?"

અપરિચિત રોગી ડોક્ટર તરફ ફર્યો અને સ્નેહપૂર્ણ નેત્રોથી જોવા લાગ્યો. પછી તે બોલ્યો: "મારી તબિયત તો સારી છે. હું હુશિયાર વિદ્યાર્થી છું એવું તમને લાગે છે ખરું?"

ડોક્ટર તેની પાસે બેઠો અને માયાળુ દૃષ્ટિથી તેની સામે જોતો

બોલ્યો: " બેશક, તમે હુશિયાર વિદ્યાર્થી નથી એમ કોણ કહી શકે ? "

" મને લાગે છે કે હું શીખી શકીશ. "

" હમણાં આ પુસ્તક બાજુએ મૂકો અને થોડી વાર મારી સાથે વાતો કરો. " આજે અરવિંદે આ અપરિચિતની સ્મૃતિને પુનઃ પૂર્વપદ ઉપર લાવવાને માટે એક મોટો પ્રયોગ કરવાનું ઠરાવ્યું હતું. તે હસતો હસતો અપરિચિતની સામે જોઇને બોલ્યો: " તમને અહીં આવ્યાને કેટલા દિવસ થયા ? "

" કેટલા દિવસ થયા ? " અપરિચિતને જે પ્રશ્ન સમજાતો ન હતો તેનો તે પુનઃ ઉચ્ચાર કરતો હતો: " કેટલા દિવસ ! એટલે તે પહેલાં હું કયાંય હતો કે શું ? "

" કાં ! તમે ઘેરથી બહાર નિકળ્યા તેની માહિતી તો તમને હશે જ. તમે રોજ ગાડીમાં બહાર જતા, ખરૂં ? "

" હા, રોજ જતો—કેવી મજા હતી. પણ—પણ હું શું કહેતો હતો ? " તેની સ્મૃતિ તુરત જ કુંઠિત બની ગઇ.

" વારૂ, તમે કોણ છો એ તમારા જાણવામાં છે ખરૂં ? " આ પ્રશ્ન તેને સો વાર પૂછાયો હશે. પરંતુ તેનો એક વાર પણ જવાબ મળ્યો ન હતો.

આ વખતે પણ તે બોલ્યો: " હું કોણ ? હા, હું જાણું છે કે આ હું પોતે જ છું, "

" પરંતુ તમારૂં નામ શું ? એ તમે જાણો છો ? "

" નામ ? મારૂં નામ ! મારૂં નામ છે જ નહિ. ધીરજલાલ ! તમે મને મારૂં નામ શીખવશો ને ? "

" ધીરજલાલ ! તમે આને એનું નામ શીખવજો. " એમ કહી અરવિંદ અપરિચિતને ઉદ્દેશીને બોલ્યો: " તમે મારી સામે લક્ષ આપો અને હું જે કહું તે સાંભળો. અગાઉ તમે સાંભળ્યું ન હોય એવું હું તમને કહેવાનો છું. પરંતુ હું તમને પૂછું છું કે અહીં તમે કેવી રીતે આવી ચડયા, એ વિષયમાં તમને કેમ આશ્ચર્ય થતું નથી ? તમારા જેવો મોટો, મારા કરતાંયે ઉંચો મનુષ્ય એક ન્હાના છોકરાની માફક અહીં ધીરજલાલની પાસે શીખવાને માટે બેસે, એ તમને કેમ આશ્ચર્ય ઉત્પન્ન કરતું નથી ? "

" કેમ ! અહીં મારે રહેવું યોગ્ય નથી એવું તમને લાગે છે ? એમ હોય તો હું અહીંથી જઇશ. "

" પણ ક્યાં જશો ? "

" ક્યાં જઇશ એ તો હું પણ જાણુતો નથી. પરંતુ મારે શીખવાનું બધું શીખી ગયો છું એમ તમને લાગતું હોય તો પછી હું ગમે ત્યાં ચાલ્યો જઇશ. "

" તમે પૂરૂં શીખ્યા નથી પરંતુ તમે કોણ છો, એ સંબંધમાં કદી પણ તમારા મગજમાં વિચાર નથી આવ્યો ? તમારા મિત્રોને મળવાની તમને ઇચ્છા નથી થતી ? "

" મારા મિત્રો ? એ તો મને રોજ મળે છે. અહીં જેઓ છે તેઓ સર્વ મારા મિત્ર જ છે. નહિ વારૂ ? "

" અહીં જે રહે છે તે સર્વ તમારા મિત્રો છે ખરા, પરંતુ અહીંથી દૂર અન્ય સ્થળે કોઇ તમારા મિત્રો નથી ? કોઇ અન્ય સ્થળે એકાદી વ્યક્તિ ઉપર તમારો પ્રેમ હોય એમ તમને નથી લાગતું ? "

" કોઇ એકાદી વ્યક્તિપર મારો પ્રેમ ! હું તમારો આ પ્રશ્ન સમજી શકતો નથી. "

" જેને જોવાથી તમારા મનનું સમાધાન થાય એવા કોઈ મનુષ્યનું તમને સ્મરણ નથી ? "

" એટલે ! અત્યારે જે મનુષ્યોની મને માહિતી છે એ કરતાં વધારે મનુષ્યો મારી ઓળખાણના છે ખરા ? રહો, મને વિચાર કરવા દો. "

તે બન્ને હાથવડે પોતાનું મસ્તક દબાવીને વિચાર કરવા લાગ્યો. અરવિંદને લાગ્યું કે આના મસ્તકમાં કાંઇક પણ ચલવિચલ શરૂ થઈ છે ખરી. તેનું મગજ કાયમને માટે બધિર થયું લાગતું નથી. તેની બુદ્ધિપ્રભા જીવંત છે એમ માનવાને કારણ છે. તેણે પુનઃ પ્રશ્ન કર્યો:—

" તમે અહીં કયાંથી અને કેવી રીતે આવ્યા એ તમારા જાણવામાં છે ? "

" કેમ વારૂ ! હું મોટરમાં આવ્યો હતો. "

" પરંતુ અહીં શામાટે આવ્યા ? "

" આ મારૂં ઘર હોવાથી અહીં આવ્યો. " રોગીએ જવાબ આપ્યો. કારણકે વીરજલાલે તેને શીખવ્યું હતું કે જે મનુષ્ય જ્યાં રહેતો હોય તે મનુષ્યનું એ ઘર કહેવાય.

" હા, આ તમારૂં ઘર છે ખરૂં, પરંતુ એ તો હમણાં થયું

અગાઉ ન હતું. અહીં તમે આવ્યા તે પહેલાં તમારૂં ઘર કયાં હતું ?

અપરિચિત રોગી અરવિંદ સામે જોઇ રહ્યો. અગાઉ કોઇ બીજા સ્થળે પોતાનું ઘર હતું એ કલ્પના તેને આશ્ચર્ય ઉપજાવતી હતી.

“ આમ જૂઓ, હું કહું છું તે સાંભળો. મારા તરફ પૂર્ણ લક્ષ આપો. એક દિવસ તમે બેશુદ્ધ અવસ્થામાં અમને મળી આવ્યા હતા. તમારા મસ્તકપર પુષ્કળ માર પડવાથી તમે બેશુદ્ધ થઈ ગયેલા હોવા જોઇએ. સમજાય છે ને ? ”

“ શું ? હું અહીં બેશુદ્ધ પડચો હતો એમ કહો છો ? ”

“ અહીં નહિ, અગાઉ કોઈ બીજે સ્થળે.” ધીરજલાલે કહ્યું: “ ડોકટર અરવિંદભાઈના શબ્દો તરફ લક્ષ આપો. ”

એ અપરિચિત રોગીનાં અર્થશૂન્ય નેત્રો પુનઃ અરવિંદ તરફ વળ્યાં. અરવિંદ પણ ગુંચવાડામાં પડી ગયો. તે ઉઠ્યો અને આ ખંડમાં આમ તેમ આંટા મારવા લાગ્યો. પછી તે અપરિચિતની સામે જોઇને બોલ્યો: “ તમે બેશુદ્ધ પડેલા અમને મળી આવ્યા હતા. પરંતુ બેશુદ્ધ પડવું એટલે શું એ તમે જાણો છો ? ”

“ આપણે ઉંઘતા હોઇએ એવી સ્થિતિને બેશુદ્ધમાં હોવાનું ધીરજલાલે મને કહ્યું હતું. ”

“ સ્મરણશક્તિ તો તીવ્ર અને સાબુત છે. ” અરવિંદ મનોગત બોલ્યો: “ પરંતુ તેની દોરી પૂર્વની સ્મરણશક્તિની સાથે કેવી રીતે જોડી દેવી એ જ પ્રશ્ન છે.” પછી તેણે અપરિચિત તરફ ફરીને કહ્યું: “ હા, તમે તે સમયે નિદ્રિત અવસ્થામાં હતા એ વાત સાચી છે. પરંતુ તમે ક્યાંથી આવ્યા અને તમને કેવી રીતે તથા કોના તરફથી ઈજા થઈ તેનું કોઇને કશું જ્ઞાન નથી. તમે કોણ છો અને અહીંના જ વતની છો કે કેમ તેની શોધ કરવાને માટે અમે અમારાથી બનતું કર્યું. પરંતુ કશો પત્તો મળી શકયો નહિ. માત્ર તમે પહેરેલાં વસ્ત્રો આ ગામમાંથી વેચાતાં લીધેલાં હોવા જોઇએ એવી અમને બાતમી મળી. અત્યારે તમે પહેર્યા છે તે નહિ, બીજાં વસ્ત્રો છે. ધીરજલાલ ! જાઓ, આનો કોટ અને બીજાં કપડાં લઈ આવો તો.”

ધીરજલાલ તે કપડાં લાવ્યો. એ જોતાં જ અપરિચિત બોલ્યો: “ હા—હા, એ મારાં જ વસ્ત્રો છે. ગઈ કાલે જ મેં પહેર્યાં હતાં. ”

“ પરંતુ આ તમે ક્યાંથી વેચાતાં લીધાં હતાં એ તમને યાદ છે ? ”

“ આ વસ્ત્રો ખરીદવાને માટે તમે મને લઈ ગયા હતા ? ”

"ના, અત્યારે તમારા શરીરપર જે કપડાં છે તે ખરીદવાને માટે તમને સાથે તેડી ગયો હતો પરંતુ આ કપડાં તો તમે પોતે જ લેવાને માટે ગયા હતા. કાંઇ યાદ આવે છે ?"

અપરિચિત રોગી મુંઝાયા સરખો લાગ્યો. પોતાના જીવનના તમામ દિવસો અત્યારના જેવી જ સ્થિતિમાં ગયા નથી, એવો અસ્પષ્ટ વિચાર તેના મનમાં આવ્યો. છેવટે તે મુંઝાઇને બોલ્યોઃ "મને—મને કશું યાદ આવતું નથી."

"ત્યારે શું તમારા ગત જીવનનો કશો પ્રસંગ તમને યાદ આવતો નથી ? કોઈ એકાદો મિત્ર, કયાં રહેતા હતા તે સ્થળ—કશાનું યે સ્મરણ નથી ?"

"ના, એ કશાનું સ્મરણ નથી. પણ મને લાગે છે કે તમે મને ઓળખતા હતા."

"ના, તે દિવસે તમે અમને મળી આવ્યા તે પહેલાં તમારો મને બિલકુલ પરિચય ન હતો."

બાપડો અપરિચિત રોગી અરવિંદ તરફ નિર્વિકાર મુદ્રાથી જોવા લાગ્યો. ડોકટર જે કહેતો હતો તેનું તે સ્પષ્ટીકરણ કરી શકતો નહિ. તે બેઠો હતો ત્યાંથી ઉઠયો અને ઓરડામાં આમ તેમ ફરવા લાગ્યો. ફરતાં ફરતાં તે એકાએક અટકી ગયો. તેની ભ્રૂકુટી સ્હેજ વક્ર થઈ હતી. તેના અંતઃકરણમાં કોઇ વિચારોનું ગમનાગમન જોરપૂર્વક થતું હોય એમ લાગતું હતું. તે અરવિંદ તરફ એવી ભીષણ મુદ્રાથી જોઇ રહ્યો કે અરવિંદ પણ તે જોઇને કમ્પી ગયો.

રોગી બોલ્યોઃ "જ્યારે મારો તમને પરિચય નથી, ત્યારે તમે કોણ છો ? હું કોણ છું ? આ ધીરજલાલ કોણ છે ? ના, એ તો મારા મિત્ર છે."

"આવો, અહીં બેસો, જરા શાંત થાઓ." એમ કહી અરવિંદ ધીરજલાલને ઉદ્દેશીને બોલ્યો: "અત્યારે આટલું બસ છે. તેને આજે આખો દિવસ વિશ્રાંતિ લેવા દેજો. રાત્રે આપણે જે પ્રયોગ કરવાનો છે તે કરીશું."

"શું ! આજે રાત્રીએ ?"

"હા, બરાબર મધ્ય રાત્રીએ."

[illegible]

[illegible]

## પ્રકરણ ૨૨ મું.

### રાજમાર્ગપર.

પછી અરવિંદ ત્યાંથી બહાર પડયો. તે આખો દિવસ ધીરજલાલે પોતાના વિદ્યાર્થીને શીખવવાની તકલીફ લીધી નહિ. અરવિંદના શબ્દો અપરિચિતના કાનમાં ઘુમી રહ્યા હતા. ધીરજલાલે આજસુધી શિક્ષણ આપીને જાગૃત કરેલી વિચારશક્તિ તથા આજે અરવિંદે તેને આપેલી ચેતનાથી રોગીના મગજમાં આજે એક જ પ્રશ્નના સંબંધમાં વિચારોનું રમખાણ મચી રહ્યું હતું. પોતે કોણ છે, આ બધાને પોતાના સંબંધમાં કશી માહિતી ન હોવાનું શું કારણ, એ જ વિચાર તેને સંતાપી રહ્યો હતો. ધીરજલાલને આજ અપરિચિતને શીખવવાનું કામ ન હતું, છતાં પણ તે આ રોગી તરફ એકસરખી દૃષ્ટિ રાખી રહ્યો હતો. વચ્ચે વચ્ચે રોગીના ચ્હેરાપર પ્રકટ થતા ભાવપરથી તેને તેના પૂર્વ જીવનનું સ્મરણ થતું હોય એમ લાગતું હતું. પરંતુ તુરત જ તે પુનઃ હતાશ બની જતો. કેટલોક સમય આ સ્થિતિ રહ્યા બાદ છેવટે તે થાકી ગયો અને બિછાનાપર જઇને પડયો. શ્રમને લીધે તેને તુરત નિદ્રા આવી ગઈ.

"કેમ અરવિન્દ! કાંઇ આશા જેવું લાગે છે?" ઇન્દુમતીએ પૂછયું: "કશી પ્રગતિ થયેલી લાગે છે ખરી?"

"હા, દરેક દિવસે એક પગલું આગળ વધે છે. મેં તેને તમામ હકીકત કહી છે અને અગાઉ તેનું રહેવાનું સ્થળ નક્કી કર્યું હતું, તેના મિત્રો કોણ હતા, અગાઉ તે કોઇને ઓળખતો હતો કે નહિ એ વિષેના વિચારો તેના મનમાં જોરથી ભરી દીધા છે: વળી આજ રાત્રે મારો પ્રયોગ પણ તેના ઉપર અજમાવવા માગું છું."

"આજે રાત્રે? તેં શો પ્રયોગ કરવાનો વિચાર રાખ્યો છે?"

"એ પ્રયોગ એવો વિચિત્ર છે કે મારા ધંધાવાળાને કોઇ પણ માણસ તે જાણીને તેનો વિરોધ કર્યા સિવાય રહે નહિ. જોકે તમને કહેવાથી પણ લાભ નથી, છતાં હું તમને જણાવીશ. માત્ર એ તમે અત્યંત ગુપ્ત રાખજો."

"બાપડાની મને અત્યંત દયા આવે છે. જો તેનું લગ્ન થયું હશે તો તેની સ્ત્રી બિચારી તેને માટે ચિન્તા કરતી અને અશ્રુ સારતી હશે. બિચારાને તમારા પ્રયોગથી લાભ થાય તો સારૂં."

"તે મને જે સ્થળેથી મળી આવ્યો હતો એ જ સ્થળે આજે રાત્રીએ હું તેને લઇ જઇશ. એ સ્થળ તેની દૃષ્ટિએ પડવાથી તેના મનમાં કશો વિચાર આવે છે કે નહિ તે જાણવાની જરૂર છે."

"આવો પ્રયોગ કરવાથી શો લાભ થઈ શકે તેમ છે એ મારા સમજવામાં આવતું નથી." ઈન્દુમતીએ કહ્યું.

"હું ધારૂં છું કે ત્યાં જવાથી તેને કશુંક યાદ આવશે. એથી તેની પૂર્વની સ્મરણશક્તિ જાગૃત થવાનો સંભવ છે."

"હા, સુવર્ણકુમારીનું અનુમાન સાચું છે." અરવિન્દે જણાવ્યું; "આ એક ચાન્સ છે અને તેનો લાભ લેવાની મારી ઈચ્છા છે."

એ પ્રમાણે સંભાષણ થયા પછી અરવિન્દ પોતાના ઉદ્યોગે લાગ્યો. બે–ત્રણ ગરીબ રોગીઓના મકાને જઇ તેમની તબીયત જોઇ આવ્યો, દવાખાનામાં આવી પોતાનો નિત્યક્રમ પૂરો કર્યો અને પછી તે પોતાના પરિચિત એક વૃદ્ધ ડોક્ટર પાસે ગયો. આ ડોકટરની સાથે થયેલા સંભાષણમાં અપરિચિત રોગી ઉપર કરવાના પ્રયોગનો પ્રસંગ નીકળ્યો. અરવિન્દે તેને પોતાના પ્રયોગની સર્વ વિગત ટુંકામાં જણાવી. તે સાંભળીને વૃદ્ધ ડોક્ટરે કહ્યું:—

"તમારા પ્રયોગની ઉત્તમતા વિષે શંકા છે જ નહિ. સારી સશક્ત અવસ્થામાં જે જગ્યાએ ગુન્હો કર્યો હોય તે જ જગ્યાએ બેશુદ્ધ થઇને પડેલા અને પછી પાછળનું કશું સ્મરણ રહ્યું ન હોય એવા મનુષ્યને જો લઇ જવામાં આવે તો તેને આગલી વાત યાદ આવવાના અને તેની સ્મરણશક્તિ પુનઃ અગાઉના જેવી જ થવાના અનેક કેસ મેં જોયા છે. પરંતુ એ તમામ કેસોમાં એવી સ્થિતિમાં આવી પડેલા મનુષ્યે કોઇનું ખૂન કર્યાના કિંવા કોઈને માર માર્યાના પૂરાવા છે. બીજાના મારથી આઘાત થવાને લીધે આવી સ્થિતિ થઈ હોય એવો કેસ મારા જોવામાં હજીસુધી આવ્યો નથી, તોપણ આ પ્રયોગથી કશું નુકસાન થાય એમ તો હું માનતો નથી."

અરવિન્દને એ આખો દિવસ ચિંતામગ્ન સ્થિતિમાં ગયો. રાત્રી ક્યારે પડે એમ તેને થયા કરતું હતું. રાત્રી પડી. બધાં શંકરપ્રસાદના દિવાનખાનામાં બેઠાં. ગપાંસપાં ચાલવા લાગ્યાં. થોડી વારે સહુ નિદ્રાધીન થઈ ગયાં.

રાત્રે લગભગ એક વાગ્યા પછી અરવિન્દે અપરિચિત રોગીને જાગૃત કરવાની ધીરજલાલને સૂચના કરી. ત્રણે જણા ઘરમાંથી

બહાર નિકળ્યા. આ વખતે તેમણે પોતાની મોટર લીધી નહિ પણ બહાર રાજમાર્ગપર સ્ટેન્ડ આગળ ઉભેલી એક ભાડુતી મોટરમાં તેઓ બેઠા અને સ્ટેશન પાસેના પૂલનો રસ્તો લીધો.

અગાઉ આ અપરિચિત રોગી પોલિસના જે અધિકારીને મળી આવ્યો હતો તે જ સિપાઈ આજે પણ અહીં પહેરા ઉપર હતો. ટેક્સીમાંથી ઉતરતા ત્રણ મનુષ્યો તેની દૃષ્ટિએ પડ્યા. તેની ઉત્સુકતા વૃદ્ધિ પામી.

આ ત્રણને જોતાં સિપાઇ મનમાં બોલ્યો: "આ વળી શાનો તાગડો છે? તે દિવસે તો પેલો કોઈ બદમાશ પલાયન કરી ગયો હતો, પરન્તુ આજે આ લોકોને છટકવા દેવાનો નથી."

એ પ્રમાણે બોલતો તે એ સ્થળે ગયો. પરન્તુ ત્યાં તો ડૉ. અરવિન્દ તેની દૃષ્ટિએ પડ્યો. એટલે તે આશ્ચર્યથી સ્તંભિત બની ગયો. "ડૉક્ટર સાહેબ! તમે કે? મને તો લાગ્યું કે કોઈ ભામટા લોકો હશે!" સિપાઈ બોલ્યો.

અરવિન્દે તેને તમામ હકીકત ટુંકામાં સમજાવી અને તે આ અપરિચિત રોગીની દૃષ્ટિએ ન પડે એવે સ્થળે જઇને ઊભો રહેવાની તેને સૂચના કરી. સિપાઈ પણ દૂર ચાલ્યો ગયો. તે દૂર ગયા પછી અરવિન્દ રોગીની સામે જોઇને બોલ્યો: "આપણે અહીં તો આવ્યા ખરા પણ તમે ક્યાંથી આવો છો? મહેતા સ્ટ્રીટમાંથી? તમારે જવું છે ક્યાં? તમે આ રસ્તો કદી જોયો છે ખરો?"

એ પ્રમાણે અરવિન્દે એક પછી એક પ્રશ્નો પૂછવા માંડ્યા. તે એટલી ત્વરાથી પ્રશ્ન કરતો કે એક પ્રશ્ન કરીને તે વિષે વિચાર કરવાનો અવકાશ નહિ આપતાં બીજો પ્રશ્ન કરતો હતો. તે પોતાની સાથે એક બીજી ટોપી લાવ્યો હતો. પોતાની ટોપી તેણે ધીરજલાલને આપી અને પેલી બીજી ટોપી પહેરી લીધી. આ ટોપી એક ગુન્ડાને શોભે તેવી હતી. અપરિચિત પોતે અત્યારે ક્યાં છે એ સમજી શકતો ન હતો. અરવિન્દે વેશાંતર કર્યા પછી એકાદ બે પળ સ્તબ્ધ રહીને પછી અપરિચિતપર હલ્લો કર્યો. અપરિચિત સ્હેજ પાછો હઠ્યો. પરન્તુ પછી તેણે મોટેથી બૂમ પાડી અને તે પણ ખૂબ જોરપૂર્વક અરવિન્દની સામે થયો. "તું—તું—તું! હરામખોર!" એવા અસ્પષ્ટ શબ્દો તેના મુખમાંથી સરી પડ્યા. તે અરવિન્દની કમરે બાઝી પડ્યો અને તેને પ્રકાશમાં લાવી તેનું મુખ જોવાનો પ્રયત્ન કરવા લાગ્યો.

અરવિન્દ અપરિચિત કરતાં સશક્ત હતો, તથાપિ અપરિચિત તેને એવી રીતે બાઝી પડ્યો હતો કે અરવિન્દની સર્વ શક્તિ કુંઠિત બની ગઇ. ધીરજલાલ તેને છોડાવવાને માટે આગળ આવતો હતો, પરન્તુ અરવિન્દે પ્રસંગાવધાન સાધીને તેને આગળ નહિ આવવાની ઈશારત કરી. અપરિચિતે અરવિન્દની કમર છોડી દઇને તેનું ગળું પકડ્યું અને હેડીયો દબાવ્યો. અરવિન્દે પણ પોતે તેમાંથી છૂટવા તરફડાટ કરે છે એવો દેખાવ કર્યો. અપરિચિતના મુખમાંથી કાંઇક અર્થ વગરના ઉદ્ગાર નિકળતા હતા. એ પ્રમાણે કરતાં તેઓ વિદ્યુત પ્રકાશમાં આવ્યા. ડોકટરે પોતાના મસ્તકપરની ટોપી ફેંકી દીધી. અપરિચિત ડોકટર તરફ ભયભીત મુદ્રાથી જોવા લાગ્યો.

"કોણ? તમે! ડોકટર સાહેબ!! ત્યારે હું કયાં છું? હે પ્રભુ! હે રામ!" એમ બોલતાં તેણે અરવિન્દને છોડી દીધો અને બન્ને હાથવડે પોતાનું મસ્તક તે જોરથી દબાવવા લાગ્યો. આમ બનશે એવું અરવિન્દને પ્રથમથી જ લાગતું હતું. એથી પોતાની 'ટ્રાવેલિંગ મેડિકલ બોકસ' પણ તે સાથે જ લાવ્યો હતો, તેણે અપરિચિતને સ્ફુર્ત્તિ લાવનારી કાંઇક દવા પાઈ. એથી તેની શિથિલતા અને મગજની અસ્તવ્યસ્તતા દૂર થઇ ગઈ. પેલી મેર ઉભેલા ધીરજલાલને પણ તેણે ઓળખ્યો.

"આ શું? આપણે બધા આજે કયાં છીએ?" રોગીએ પ્રશ્ન કર્યો:

"સ્ટેશન પાસેના પૂલ આગળ." અરવિન્દે જવાબ આપ્યો. અપરિચિત આસપાસ દૃષ્ટિ ફેંકીને બોલ્યો: "આ જગ્યા મારી પરિચિત નથી. અગાઉ મેં આ સ્થળ કદી પણ જોયું હોય એમ લાગતું નથી. મને ઠંડી લાગે છે. માટે ચાલો આપણે ઘેર જઇએ."

ત્રણે જણા ટેક્સીમાં બેસીને ઘર તરફ ગયા.

---

## પ્રકરણ ૨૩ મું.

### મૈત્રિણીનું આમંત્રણ.

ગત પ્રકરણમાં દર્શાવેલા પ્રસંગ પછી અપરિચિતની મનઃસ્થિતિમાં વિલક્ષણ ફરક પડી ગયો. તેનો આનંદી સ્વભાવ અને શાંત વૃત્તિ ક્યાં અદૃશ્ય બની ગયાં તેનો પત્તો જ લાગ્યો નહિ. અગાઉની

માફક તે ધીરજલાલની પાસે શિક્ષણ લેવાને માટે ઉત્સુક દેખાતો નહિ. બીજો આખો દિવસ તેણે કોઈ પ્રકારના વિચારોમાં જ વ્યતીત કર્યો.

અત્યારસુધી તેનાં નેત્રો વિકારરહિત અને શાંત દેખાતાં હતાં તેમાં હવે કોઈ કોઇ વાર ક્રૂરપણાની ઝાંખી થતી હતી અને કોઈનું વૈર વાળવાની તેની મનોવૃત્તિ તેની સામે જોનારને તેનાં નેત્રોપરથી સ્પષ્ટ થતી હતી. તે આકાશ સામે ઘણી વાર સ્તબ્ધપણે જોઈ રહેતો. જાણે તે કોઈની શોધ કરવા માંગતો હોય એમ લાગતું હતું. બીજી એક વિલક્ષણ ઘેલછા તેને લાગુ પડેલી જણાતી હતી, તે એ હતી કે જ્યારે તે સુવર્ણકુમારી પાસે જતો ત્યારે તે તેના ચ્હેરાને નિરખી નિરખીને જોતો હતો. કોઈવાર તે સુવર્ણકુમારીના હાથ પકડી, તેને પોતાની સામે ઊભી રાખતો અને તેના ચ્હેરાની પોતાના મનમાં રમી રહેલી પ્રતિમાની સાથે સરખામણી કરવાનો દેખાવ કરતો. તે હંમેશની માફક પોતાની આસપાસના માણસોનું સંભાષણ સાંભળતો પણ તે સાંભળતી વખતે પોતે અગાઉ આવું કશું સાંભળ્યું છે કે નહિ તેનો વિચાર કરતો; તેમજ એ સંભાષણની સાથે પોતાના પૂર્વ ચરિત્રનો કશો સંબંધ બેસે છે કે નહિ તે સંબંધી પણ તેના મનમાં ઘડભાંજ થયા કરતી. અર્થાત્ તે હંમેશાં કોઇ ને કોઇ વિચારમાં મશગુલ રહેતો. પરંતુ પોતે આ પ્રમાણે શામાટે વિચાર કરે છે એ તે કહી શકતો નહિ.

ધીરજલાલ કે અરવિંદના સંબંધમાં હવે તેને કશી ખાસ લાગણી જેવું જણાતું ન હતું. માત્ર તે સુવર્ણકુમારી સાથે સભ્યતાથી વર્ત્તતો અને તેના ચ્હેરા સામે જોતાં એ ચ્હેરામાં કશો દોષ છે, કશી ઉણપ છે એવું તેને લાગતું. એ વિચારમાં ઘણી વાર તે એટલો બધો મશગુલ બની જતો કે બધાની સાથે જમવાને માટે પણ બેસતો નહિ.

આ પ્રમાણે થવાથી બધાંની એવી ખાત્રી થઇ કે અરવિન્દે તેના ઉપર કરેલા પ્રયોગની અનિષ્ટ અસર થઈ છે, એટલું જ નહિ પણ તેને જે થોડું ઘણું શિક્ષણ મળ્યું હતું તે પણ આ પ્રયોગને પરિણામે લગભગ નાશ પામેલું લાગતું હતું, જોકે અરવિન્દ તથા સુવર્ણકુમારી હજી નિરાશ થયાં ન હતાં. અરવિન્દને તો એમ ચોક્કસ લાગતું હતું કે પોતે કરેલા પ્રયોગથી તેના મગજમાંહેના અમુક મજ્જાતંતુને વિચાર કરવાની ગતિ આપી છે. એ ગતિ મળવાથી

પાછળના વિસ્મૃતિના અંધકારમાંથી કાંઇ હાથ લાગે છે કે નહિ તે માટે તેની ખટપટ ચાલુ હતી. આમ અરવિન્દને ખાત્રીપૂર્વક લાગતું હતું, છતાં એ જ પ્રયોગ પુનઃ કરવાની તેની હિમ્મત ચાલતી ન હતી. એવો પુનઃ પ્રયોગ કરવાનો વિચાર સુદ્ધાંત તેના મનમાં આવ્યો ન હતો અને તેના હિતચિંતકોએ પણ તેને એવી જ સલાહ આપી હતી. અરવિંદને એમ પણ લાગતું હતું કે આવી નાજુક સ્થિતિમાં તે પ્રયોગ ફરીથી કરવામાં આવે તો તેના અત્યંત ક્ષીણ બની ગયેલા મગજને વિશેષ ધકકો લાગવાથી સંભવ છે કે તે કાયમને માટે સ્થાન-ભ્રષ્ટ બની જાય.

આ પ્રમાણે વિચારો આવવાથી અરવિન્દની સ્થિતિ પણ આ રોગીની માફક અસ્વસ્થ બની હતી. વચ્ચે વચ્ચે તેને એમ પણ થતું કે પોતે આ પ્રયોગ કર્યો ન હોત તો સારૂં હતું. કોણ જાણે આ રોગી કદી પણ સારો થવાનો નહિ જ હોય અને શશિકાન્ત જેવા કુશળ ડોકટરની મનાઈ છતાં પોતે આ પ્રયોગ કરવાની જવાબદારી વ્હોરવામાં ભૂલ કરી છે, એમ પણ અરવિન્દને લાગતું.

એક દિવસે તેણે સુવર્ણકુમારી તથા પોતાની મામી અને મામાની સાથે વાત કરતાં કહ્યુંઃ " મને અહીં આ સ્થિતિનાં રહેતાં કંટાળો આવવા લાગ્યો છે. એટલે મારો વિચાર પ્રવાસે જવાનો થયો છે. "

" હું પણ તમને એ જ સૂચવવા ઇચ્છતી હતી." સુવર્ણકુમારીએ અનુમોદન આપ્યુંઃ " પણ તો પછી તમે આપણા અપરિચિતની કોઇ વિશ્વાસપાત્ર મનુષ્યને સુપ્રત કરી જશો ના ! "

" એટલે ? મારો પોતાનો વિશ્વાસપાત્ર મનુષ્ય એટલે હું પોતેજ. હું તેને મારા જ કબજામાં રાખીશ. " અરવિન્દે જણાવ્યું.

" એટલે ? " શંકરપ્રસાદે આશ્ચર્યપૂર્વક પ્રશ્ન કર્યો.

" એટલે એમ કે હું તેને તથા ધીરજલાલને પણ મારી સાથે લઈ જવા ઇચ્છું છું. અત્યારે તેને કશું કામ નહિ હોવાથી તેની આવી અસ્વસ્થતા છે, તેની અત્યારની સ્થિતિ મારા પેલા પ્રયોગથી જ ઉપસ્થિત થઇ છે એમાં શંકા નથી. એ પ્રયોગથી માત્ર એક જ લાભ થયો છે કે તેનું મન તેના પાછલા આયુષ્યના ઇતિહાસ માટે તરફડાટ કરવા લાગ્યું છે. પ્રયોગ વખતે જાણે એકાદ શત્રુપર તૂટી પડતો હોય તેમ તે મારાપર તૂટી પડચો હતો. તેને અત્યારે જો છૂટો મૂકી દઈએ તો એમાંથી એક વાત બને—એક તો એ કે તેને પોતાના

પશ્ચાત્ જીવનની દોરી હાથ લાગે અને તે પોતે જ પોતાનાં ઘરબારની હકીકત સ્વમુખે આપણને જણાવી શકે. જો એમ ન બને તો તેની સ્મરણશક્તિ અને ગ્રાહકશક્તિ બિલકુલ નાશ પામી જવાથી તે તદ્દન દિવાનો બની જાય. એથી જો હું તેને લાંબો સમય આવી નિષ્ક્રિય સ્થિતિમાં રહેવા દઉં તો બીજો પ્રકાર બનવાની મને ભીતિ લાગે છે. એટલે તે ભીતિ ટાળવાને માટે તેના મનને બીજી કોઈ બાબતમાં ગુંચવ્યા વગર બીજો ઉપાય જ નથી; અને તે માટે સારામાં સારો માર્ગ પ્રવાસનો છે."

"પણ એમ કરવાથી તને આવા માણસ પર રાત્રીદિવસ નજર રાખવી પડશે. તું જ્યાં જ્યાં જઈશ ત્યાં ત્યાં આ દિવાનો કાંઈક પણ ચાળા કર્યા વગર રહેવાનો નથી. મને તો આ માણસને પ્રવાસમાં સાથે લઇ જવામાં મોટું સાહસ ખેડવા જેવું લાગે છે." શંકરપ્રસાદે પોતાનો અભિપ્રાય આપ્યો.

"ના ના, એવું કશું નથી. ધીરજલાલ મારી સાથે હશે એટલે એ બાબતની મારે કશી ખાસ ચિંતા કરવી પડશે નહિ, તેમજ તેમાં મને વિશેષ શ્રમ પણ પડશે નહિ."

"પણ તમારા જવાથી અમને અહીં ગમશે નહિ." સુવર્ણકુમારીએ જણાવ્યું,

"અરવિન્દ! તું એમ કર. નજીકનું સારૂં મૂહૂર્ત્ત જોઇને કોઇની સાથે શુભ મંગલ કરી લે અને પછી અંગ્રેજ લોકો 'હનિમૂન' ગાળે છે તેવી રીતે તારી પત્નીને સાથે લઇ જા."

શંકરપ્રસાદના પ્રસ્તુત શબ્દોથી સુવર્ણકુમારી શરમાઇ ગઈ. અરવિન્દ પણ સ્હેજ સંકોચાયો પરંતુ એ વિષે પછી વિશેષ ચર્ચા થઇ નહિ.

અરવિન્દે પ્રવાસને માટે તૈયારી કરવા માંડી. ધીરજલાલને પણ ડોકટર સાહેબની સાથે મુસાફરી કરવાનું પ્રાપ્ત થતાં આનંદ થયો.

અરવિન્દ, ધીરજલાલ અને અપરિચિત રોગી લલિતપુરથી વિદાય થયા. ત્યારબાદ થોડે દિવસે ગણેશગ્રામથી સુવર્ણકુમારીપર એક પત્ર આવ્યો. એ પત્રની લેખિકાનો ભાગ આ કથાનકમાં થોડો પણ મહત્ત્વનો હોઈ તેનો પત્ર અત્રે સવિસ્તરપણે આપવાનું આવશ્યક લાગે છે.

"ગણેશગ્રામ, તા......

"પ્રિય સુવર્ણકુમારી,

"તને મળવાને માટે મારૂં મન કેટલું બધું તલસી રહ્યું છે, શું કહું ? તારો એ મીઠો અને મધુર ચ્હેરો ક્યારે દેખાશે ? વારૂ, પહેલા જ પત્રમાં એ કથાની જરૂર નથી. પછી હું સવિસ્તર લખીશ. પણ સુવર્ણબ્હેન ! શું લખું ? આજે મારા જીવનમાં કેટલું બધું સ્થિત્યંતર થયું છે ? દયાઘન પ્રભુની કૃપા, બીજું શું ? અમે પહેલાં બિલકુલ ગરીબ હતાં અને અત્યારે પુનઃ શ્રીમંત કેવી રીતે થયાં એ કથા હું તને કહીશ. પણ તું ગમે તે કહે, લક્ષ્મી કોના ઉપર ક્યારે કૃપા કરે છે તેનો કશો નિયમ નથી. અમે પ્રથમ મણિપુર રહેતાં હતાં. તે વખતે મારા પિતાની સાધારણ સ્થિતિ હોવા છતાં અમે ખાધે પીધે સુખી હતાં. પરંતુ અમારૂં દુર્દૈવ રૂઠયું. મારા પિતા પોતાના એક ખાસ મિત્રના અમુક પ્રસંગમાં જામીન થયા. તેમના સ્નેહીને વ્યાપારમાં મોટી ખોટ આવી ! મારા પિતા જેટલી રકમના જામીન થયેલા તેટલી રકમ અમારે ભરી આપવી પડી. તેને પરિણામે અમારૂં મકાન, થોડીક જમીન તથા દરદાગીનો એ બધું વેચી નાંખવું પડયું. એથી હવે ગુજરાન કેવી રીતે ચલાવવું તેની ચિંતા થઇ પડી, એવી સ્થિતિમાં મણિપુરમાં રહેવાનું યોગ્ય લાગ્યું નહિ. એટલે અમે બધાં લલિતપુર આવ્યાં. પરંતુ ત્યાં પણ કાંઈ ધંધો હાથ લાગ્યો નહિ. થોડો ઘણો વેપાર કરેલો તેમાં પણ ઉલટી ખોટ ગઈ એટલે મારા પિતા કંટાળ્યા. તેમણે પરદેશ જવાનો નિશ્ચય કરી એક દિવસ રાત્રે અમને જણાવ્યા સિવાય ઘેરથી પ્રયાણ કર્યું. માત્ર જતી વખતે "હું દક્ષિણ આફ્રિકામાં ટ્રાંસવાલ ખાતે સોનાની ખાણમાં મજુર તરીકે જાઉં છું. જો ઇશ્વરકૃપાથી નસીબ પુનઃ મારો હાથ ઝાલશે તો આપણી મુલાકાત થશે." એ પ્રમાણે એક ચીઠી લખીને બિછાનાપર મૂકતા ગયા. તે આજ આવશે–કાલ આવશે, પુષ્કળ સોનું લેતા આવશે, એવી આશાથી અમે મા દીકરી તેમની રાહ જોતાં ત્યાં પડયાં રહ્યાં. પરંતુ ઇશ્વરને અમારી દયા આવી નહિ. બાપા મુકી ગયેલા તે પૈસા ક્યાંસુધી ચાલે ? જેમ જેમ એક એક કરતાં રૂપીઆ ઓછા થવા લાગ્યા તેમ તેમ અમારો જીવ ઉંચો ચડવા લાગ્યો. આ પૈસા ખલાસ થયા પછી ખાવું શું ? શું અપવાસ કરીને મરવું ? આ પ્રશ્ન અમારી સામે આવીને ઉભો રહ્યો. સુવર્ણ ! દારિદ્રયની વિવેચના તને શું કહું ? ખરેખાર

જેણે સાત જન્મસુધી મહાપાતક કર્યાં હશે તે જ દરિદ્ર થતો હશે. ઘરમાં એક વાર દારિદ્રયનો પ્રવેશ થયો એટલે કુળનું અભિમાન, સ્ત્રી જાતિને શોભાવનારી લજ્જાશીલતા, વિનયશાલીનતા ઇત્યાદિ ગુણોનો લય થઈ જાય છે. તેમાં વળી આપણા સમાજમાં તો કેવળ પુરૂષોએ જ સ્ત્રીજાતિના ભરણપોષણનો ભાર પોતાના શિરપર લીધેલો હોવાથી અમારી સ્વાભાવિક રીતે જ દુર્દશા થવા લાગી. અમારા આધારરૂપ મારા પિતા, તે હાજર નહિ ! મારી બાને હું કેટલી ધીરજ આપું ? તે આખો દિવસ અશ્રુ ઢાળ્યા કરે. તેને મારા પિતા કરતાં મારીજ વધારે ચિંતા હતી. તે કહેતી કે 'ઇશ્વરે માત્ર એક જ દીકરી આપી છે તેની પણ પૂરતી સંભાળ અમારાથી લઇ શકાતી નથી.' હું જેમ તેમ કરીને તેનું સાંત્વન કરતી.

"હવે ઉદરનિર્વાહને માટે મેં કશો ઉદ્યોગ શોધવાનું નક્કી કર્યું. મને ફુલના હારતોરા અને ગજરા બનાવતાં ન્હાનપણથીજ આવડતું હતું. પરંતુ હું કાંઈ માળીની દુકાન માંડીને બેસી શકું નહિ. એટલે એક માળીની દુકાને હું ગઇ. તેને ત્યાંથી ફુલ લઈ આવી અને તેને હાર તથા ગજરા તૈયાર કરીને આપ્યા. સુવર્ણ બ્હેન! પહેલા જ દિવસની મારી મહેનતના બદલામાં મને આઠ આના મળ્યા એથી મને કેટલો બધો આનંદ થયો તે હું તને શું કહું ? તે દિવસથી મારામાં એક પ્રકારનો અનેરો ઉત્સાહ સ્ફુર્યો, મને આશા ઉપજી કે હું મારો તથા મારી માતાનો પેટગુજારો સહેલાઇથી કરી શકીશ. લગભગ એજ અરસામાં, એવી સ્થિતિમાં તારી સાથે મારી ઓળખાણ થઇ. તારા જેવી સુસ્વભાવી અને ઉદાર વૃત્તિની મૈત્રિણી મને મળવાથી મારી સ્થિતિમાં કેટલો બધો સુધારો થયો એ કહેવાની જરૂર ન હોય. તારો એ ઉપકાર હું કેવી રીતે ફેડી શકીશ ? એવી રીતે ચાર વર્ષો પસાર થઇ ગયાં, છતાં મારા બાપનો કશો પત્તો ન હતો !

"પરંતુ છેવટે તે આવ્યા. હાથમાં સુવર્ણના લાટા લઈને આવ્યા એમ કહું તો ખોટું નહિ. એટલે કે કાંઇ સોનાના લાટા લાવ્યા ન હતા, પરંતુ પુષ્કળ કમાણી કરીને આવ્યા હતા. મને યાદ છે કે લલિતપુર છોડતી વખતે એ હકીકત મેં તને જણાવી હતી. એટલે એ વિષે અત્ર પુનરુક્તિ કરવાની જરૂર નથી.

"પછી અમે ત્યાંથી અમારે ગામ આવ્યા અને ત્યાં અમારી જમીન, મકાન વગેરે પાછું મેળવવાનો પ્રયત્ન આદર્યો. પરંતુ અમે તે

જે માણસને વેચ્યાં હતાં તે પાછાં આપવાને રાજી ન હતો. એટલે પછી મારા પિતાએ બીજી મીલકત ખરીદવાનો પ્રયત્ન કર્યો. તે મીલકત એટલે અમે અત્યારે જે સ્થળે રહીએ છીએ તે ગણેશગ્રામ. આ જગ્યા સર્વોત્તમ છે એમ કહેવામાં કશીયે હરકત નથી. અમારી જોડાજોડ મહારાજા મહેન્દ્રસેનની જાગીર છે.

"આ ગણેશગ્રામમાં અમારો જે બંગલો છે તે જૂની શૈલીનો અને સુંદર છે. તેની આસપાસ સુંદર બગીચો છે. બંગલામાં એટલા બધા ખંડ છે કે તે બધા ખંડનું શું કરવું એ જ સૂજતું નથી.

"આ મકાનનું નામ 'વિલાસ ભુવન' રાખેલું છે. તેના જૂના રક્ષકે મને કહ્યું હતું કે આ જાગીર મહારાજા મહેન્દ્રસેનના ભત્રિજાની હતી. તેણે પોતાના ખાનદાનને યોગ્ય કુળવાન કુટુમ્બની કન્યા સાથે લગ્ન નહિ કરવાથી મહેન્દ્રસેને તેને વારસાહક્કમાંથી બાતલ કરવાને લીધે તેણે આ જાગીર વેચી નાખી હતી અને તે ક્યાંક દેશાવર ખાતે ચાલ્યો ગયો હતો.

"હું એક વાર બહાર ફરવા ગઈ હતી તે વખતે મહારાજા મહેન્દ્રસેનની સાથે મારી મુલાકાત થઇ હતી. જો તું એ કરડા દેખાવના વૃદ્ધની સામે જૂએ તો જરૂર ગભરાઇ ગયા સિવાય રહે નહિ. તે લગભગ ૭૫ વર્ષનો હશે. સ્વભાવે તે ઘણો જ મગરૂર છે અને દરેક બાબતમાં પોતાનું જ મનધાર્યું થવું જોઇએ એવો આગ્રહી છે.

"એનું પુરાણ ઉકેલવાથી તને કંટાળો જ આવશે એટલે હું આ પત્ર લખવાના મુખ્ય મુદ્દાપર આવું છું. અમે ઇશ્વરકૃપાથી અત્યારે અમારા પૂર્વપદે આવ્યાં છીએ. મારી ઇચ્છા એવી છે કે તું એક વાર થોડા દિવસને માટે અહીં રહેવાને માટે આવે તો સારૂં. હું જાણું છું કે લલિતપુર કાંઈ અહીંથી નજીક નથી એટલે અહીં આવતાં તને ત્રાસ તો પડશે જ. પણ મારે ખાતર એટલો શ્રમ જરૂર લેજે! કેમ આવીશને? ખરેખર આવીશને? સુવર્ણ બ્હેન! અને નિરાશ ન કરીશ.

"મારા પિતા તથા મારી બાએ પણ આગ્રહપૂર્વક તને અહીં આવવાને માટે લખાવ્યું છે માટે તેમ કરીને તું એક વાર જરૂર આવજે. મારે તને ઘણી ઘણી વાતો કરવાની છે, પરંતુ એ કાંઈ પત્રમાં લખી શકાય નહિ.

"હું રોજ તારી માર્ગપ્રતીક્ષા કરીશ. માટે જરૂરાજરૂર આવજે.

"તારા પ્રેમની અભિલાષિણી,

"સરલા."

"સરલા ખરેખર કેટલી બધી સરલ અને સ્નેહાળ છે" સુવર્ણકુમારીએ ઉદ્દગાર કાઢ્યો.

"એ કોનો પત્ર છે?" ઇન્દુમતીએ પ્રશ્ન કર્યો.

"સરલાનો. તમને તેની તમામ સ્થિતિની માહિતી છે?"

"હા, બહુ જ સુંદર છોકરી છે. તે અત્યારે ત્યાં શું કરે છે?"

"કશું નહિ. તે પોતાના પૂર્વપદપર આવી છે. તેનો બાપ આફ્રિકાથી ખૂબ પૈસા લઈ આવ્યો છે અને તેણે ગણેશગ્રામ નામની જાગીર ખરીદી લીધી છે. મહારાજા મહેન્દ્રસેન નામનો એક મોટો જાગીરદાર છે, તેની જોડાજોડ જ આ જાગીર છે. સરલા મને પોતાને ત્યાં થોડા દિવસ રહેવાને માટે આગ્રહપૂર્વક બોલાવે છે."

"ભલે, ત્યારે તારી જવાની ઈચ્છા હોય તો તું જા. પછી અમે પણ મુંબઈ આવીશું. અરવિંદ આપણને ત્યાં મળે એ પ્રમાણે આપણે તેને લખીશું. અમે પણ બધાં મુંબઈથી ગણેશગ્રામ આવી જઈશું. ત્યાંથી એ કાંઇ બહુ દૂર નથી. પછી આપણે બધાં સાથે અત્ર આવીશું."

"એમ થાય તો ઘણું જ સારૂં. તમે આવો તો સરલાને એ બહુ જ ગમશે."

"અમને મુંબઈ તો જવું જ છે. તેમણે મુંબઈ જવાની વાત થોડા દિવસપર કાઢી હતી, પરન્તુ તેમના એક સ્નેહીનો પત્ર આવવાથી રોકાઈ ગયા છે. એટલે અમે આવીશું એ તો ચોક્કસ છે."

"વારૂ, ત્યારે હું આ બધી હકીકત સરલાને લખી નાખું છું. હું ચાર–પાંચ દિવસમાં અહીંથી રવાના થઈશ અને તે વખતે તારથી ખબર આપીશ એમ જણાવું છું." સુવર્ણકુમારીએ કહ્યું.

---

## પ્રકરણ ૨૪ મું.

### સરલાનું ગૃહસૌખ્ય.

સુવર્ણકુમારી ગણેશગ્રામ જવાને માટે લલિતપુરથી રવાના થાય તે પહેલાં અમે અમારા વાચકોને સરલાનું ગૃહસૌખ્ય દર્શાવવાને માટે લઇ જવા ઇચ્છીએ છીએ.

વારૂ, ચાલો આપણે 'વિલાસભુવન' માં પ્રવેશીએ. આ 'વિલાસભુવન' ની સુંદરતા અને વિશાળતાનું અત્ર વર્ણન કરવા કરતાં નજરે જોવાથી જ તેનો ખરો અને સમ્પૂર્ણ ખ્યાલ આવી શકશે.

તેની સામેના બગીચામાં બે માણુસો કાતર લઈને મેંદી કાપી રહ્યા છે. તેમની પાસે એક પ્રૌઢ અવસ્થાનો પુરૂષ ઊભો ઊભો મેંદી કેવી રીતે કાપવી તે સંબંધી સૂચના કરી રહ્યો છે. તે પોતાના શરીરપર ધારણુ કરેલા લાંબા સફેદ પ્હેરણુના ગજવામાંથી સીગાર કાઢીને સળગાવે છે. તેનો પોષાક સાદો છે તથાપિ ચ્હેરો ભવ્ય અને ગંભીર છે. તે જ સરલાનો પિતા.

પ્રથમ મણિપુરમાં તે સામાન્ય સ્થિતિનો ગૃહસ્થ હતો. પછી લલિતપુરમાં તદ્દન ભિખારી અવસ્થામાં આવી પડ્યો હતો. ત્યારબાદ આફ્રિકા ગયો અને ત્યાંથી પુષ્કળ સંપત્તિ લઈ આવ્યો. તેનો રૂવાબદાર ચ્હેરો, સુપુષ્ટ શરીરયષ્ટિ, ભવ્યપણું એ બધાં એક તરૂણુના જેવાં હતાં; જોકે તરૂણુના જેવાં એમ કહેતાં અમને તો શંકા જ ઉપજે છે, કેમકે આજકાલના તરૂણો સામે દૃષ્ટિ કરતાં તેમનો મોટો ભાગ કોલર, નેકટાઇ, ટાપટીપવાળા કોટ, પાટલૂન આદિથી જ બાહ્યતઃ શોભીતા દેખાવાનો પ્રયત્ન કરી રહ્યા હોય છે; જો તેમને ખુલ્લાં શરીરમાં હરડીયો દેખાતો હોય, ખભા પાસેના હાડકામાં બોબો અનાજ ભરાય એટલા ખાડા હોય, દરેકેદરેક પાંસળી ગણી શકાતી હોય, ગાલ બેસી ગયા હોય, આંખો ઊંડી ઉતરી ગયેલી હોય અને હાથ પગ દોરડી જેવા હોય, એવું એક લોહી અને માંસના અભાવવાળું લગભગ હાડપિંજર જ આપણી દૃષ્ટિએ પડશે. અમે એવા અનેક તરૂણો જોયા છે કે જેમને એક માઇલ ચાલતાં થાક લાગી જાય છે અને બાર મહિનામાં ચાર–૭ માસ ઔષધનું સેવન કરે ત્યારે જ તેમનો દેહ ટકી શકે છે. તેમના ચ્હેરાપરથી જો કોઈ તેમને ક્ષયરોગથી ગ્રસ્ત થયેલા ધારે તો તેમાં આશ્ચર્ય કશું પણ નથી.

સરલાના પિતાનું શરીર જોકે એક પહેલવાનના જેવું તો નહિ જ પરંતુ તેની ઉત્તરાવસ્થામાં પણ શ્રમ સહન કરી શકે તેવું હતું. સરલાના પિતાનું નામ પ્રમોદરાય. તેની દુર્ભિક્ષ અવસ્થામાં પોતે પરદેશ હતો તે વખતે તેની દીકરી સરલાએ જાતમહેનતથી ગૃહનો વ્યવહાર ગમે તેમ કરીને પણ નિભાવ્યો હતો. એ સર્વ પ્રમોદરાયના જાણવામાં આવ્યું હતું અને તેથી તે સરલાને સાક્ષાત્ દેવી સમાન માનતો હતો. તે કહેતો કે "મારે ત્યાં લક્ષ્મીદેવીએ જ સરલારૂપે અવતાર ધારણુ કર્યો છે." તે પોતાની પુત્રીપર પ્રાણુ કરતાંયે અધિક પ્રેમ રાખતો.

સરલા અહીં માતાપિતાની સાથે રહી તમામ ગૃહવ્યવસ્થા સંભાળતી. તેની માતાનું શરીર હમણાં હમણાં નરમ રહ્યા કરતું હતું, એથી તેનો સ્વભાવ પણ સ્હેજ ચીડીઓ થઇ ગયો હતો. એટલે તે નોકરોના કામકાજમાં અવારનવાર દોષો કાઢયા કરતી હતી, પરંતુ બનતાં સુધી સરલા તેને ગૃહકાર્યમાં લક્ષ આપવું પડે એવો પ્રસંગ જ આવવા દેતી નહિ. તેનો સ્વભાવ દયાળુ હોવાથી તે નોકરોને પોતાના સગા ભાઇ કરતાંયે અધિક રાખતી અને તેથી નોકરો પણ તેનો પડયો બોલ ઉંચકી લેતા.

અત્યારે તે એક ન્હાની ગાડીમાં બેસીને બહાર જવાને માટે તૈયાર થઇ હતી. એ તેનો નિત્યક્રમ હતો. તેને બહાર જવાને માટે તૈયાર થયેલી જોઇને તેના પિતાએ પૂછયું: "સરલા! અત્યારે આટલી વ્હેલી કયાં જાય છે ?"

"કયાં કેમ ? મારા કર્તવ્યનું પાલન કરવાને. હું ડોકટર મુનશીને ત્યાં જઇશ અને તેમની સાથે કેટલાક રોગગ્રસ્ત મનુષ્યને જોવા તથા તેમને આશ્વાસન આપી બની શકતી સહાય કરવાની ઇચ્છાથી જાઉં છું."

"સમજ્યો—સમજ્યો ! પણ આ પોટકું શાનું છે ? મને લાગે છે કે ગરીબ લોકોને ખાવાનું તથા વસ્ત્રો આપવાનાં હશે."

વાત સાચી હતી. જે લોકો ગણેશગ્રામમાં તથા આસપાસનાં ગામડાંમાં રહેતા તેમની સરલા ડૉ. મુનશીની સાથે મુલાકાત લેતી. તે સર્વ પ્રત્યે ભાવપૂર્વક દિલસોજી દર્શાવી તેમને પોતાનાથી દરેક પ્રકારની બનતી સહાય કરતી. એ સર્વ લોકો સરલાને દેવી તુલ્ય માનતા અને એ ગરીબોનાં ન્હાનાં બાળકો સરલાને જોતાં જ પ્રેમથી આનંદપૂર્વક તેની પાસે દોડી આવતાં. સરલા પણ એક માતાના કરતાં અધિક વાત્સલ્યથી તેમને પીપરમેન્ટ, કાજુ, દ્રાક્ષ, સાકરીયા ચણા, ચીનાઈ સીંગ વગેરે આપતી. કોઇ કોઈ વાર પોતાના બગીચામાંથી દાડમ, સંતરાં, મોસંબી, વગેરે ફળો પણ લઇ જતી અને તે એ બાળકોને તેમજ રોગગ્રસ્ત મનુષ્યોને આપતી. એ તેનો નિત્યનિયમ જ હતો.

તે ગાડીમાં બેઠી. તેની સાથે ગાડી હાંકનાર એક છોકરો પણ હતો. તેણે ગાડી ચાલુ કરી. તેની પાછળ જોતો પ્રમોદરાય પોતાની પત્નીને સંબોધીને બોલ્યો: "કેવી પ્રેમાળ અને મધુર છોકરી છે."

"પણ હમણાં હમણાં તેને શું થયું છે એ સમજી શકાતું નથી. તે સ્હેજ ચિંતાતુર અને દુઃખી હોય એવું લાગે છે. તેનું મન સમજી શકાતું નથી." તેની પત્નીએ કહ્યું:

"શું! દુઃખી અને ચિંતાતુર! આપણી સરલા દુઃખી? તારા મગજમાં વળી એ શંકા કયાંથી આવી? મને તો એવું કશું દેખાતું નથી. માત્ર અગાઉ તેને જીવનનિર્વાહ માટે અત્યંત શ્રમ પડેલો એથી તેના ચ્હેરાપર, વૃદ્ધાવસ્થામાં દેખાનારી ગંભીરતા અત્યારથી જ દેખાવા લાગી છે. વળી આખા ગામની તેને ચિંતા! એટલે લોકોનાં દુઃખ જોઈને તેનું મન સ્હેજ દુઃખી થતું હશે. બાકી તો ચિંતાતુર અને દુઃખી થવાને માટે તેને કશું કારણ હોય એવું માની શકાતું નથી."

સરલા પોતાના મકાનેથી નીકળીને સીધી ડો. મુનશીને ત્યાં ગઈ. ડો. મુનશી પણ તૈયાર જ હતા. આ ગૃહસ્થ મહારાજા મહેન્દ્રસેનના પેઢીદરપેઢીથી આશ્રિત હતા. તેને મહેન્દ્રસેનની જાગીરમાંથી થોડીક જમીન પણ આપવામાં આવી હતી. ડો. મુનશી ગરીબગુરબાં, અનાથ મનુષ્યોનો ઔષધોપચાર કરતો, તેમની સેવા–સુશ્રુષા કરતો. તે પોતે પ્રાર્થનાસમાજીસ્ટ હતો, એટલે આસપાસના લોકો દર રવિવારે તેના મકાનપર પ્રાર્થના કરવાને માટે પણ આવતા હતા. આ ગૃહસ્થને સાઠ વર્ષ થઈ ગયાં હતાં, પરંતુ તેની વૃત્તિ સર્વથા ઉલ્હાસપૂર્ણ રહેતી. ઉમરના પ્રમાણમાં તેના મસ્તકપરના તમામ વાળ રૂપેરી વર્ણના બની ગયા હતા. તેના અવાજમાં પણ વૃદ્ધાવસ્થાની અસર જણાતી હતી. તથાપિ દિવસમાં ચાર–પાંચ કલાક શ્રમનું કામ કરતાં તેને કંટાળો આવતો નહિ.

સરલાની નાનું ટટ્ટુ જોડેલી ગાડી દ્વાર પાસે આવતાં તેણે ખીસામાંથી ઘડિયાળ કાઢી અને તેમાં જોતો જોતો તે બહાર ઓટલાપર આવીને બોલ્યો: "સરલાબ્હેન! તમે બહુ જ નિયમિત છો. ચાલો, આજે આપણને પુષ્કળ સમય મળશે. વારૂ, તમારાં માતાપિતાની તબીયત કેવી છે?"

"ઠીક છે, બન્નેની પ્રકૃતિ સારી છે. વારૂ, ડોકટર સાહેબ! આપણે આજે તો આ બાજુએ થઈ થોડોક ફેર ખાઇને જઈશું". સરલાએ પોતાની ઈચ્છા વ્યકત કરી.

વૃદ્ધ ડોકટરના ચ્હેરાપર હાસ્ય અને પ્રસન્નતા ચમકવા લાગી. તે ગાડીમાં બેસતાં બોલ્યો: "આ બધું ગાડીમાં શું ભર્યું છે? મને

લાગે છે કે દરેકે દરેક ગૃહે કાંઇ ને કાંઇ આપવાનું હશે.”

“ના, એવું ખાસ તો નથી; પણ રામુ માટે આ રમકડાં છે. લતાગૌરી માટે થોડી સાકર અને ફળો છે તથા તેમની પાડોશમાં રહેતાં છોકરાંઓ માટે થોડાંક કપડાં લીધાં છે. વળી સુરેન્દ્રને જખમ ઉપર બાંધવાને માટે આ થોડું કાપડ છે”.

સુરેન્દ્ર એક મકાનની દીવાલપર રંગ લગાવતો હતો. તે વખતે પાલખ સરકવાથી તે નીચે જમીનપર પડવાથી તેના ઢીંચણનું હાડકું લગભગ ભાંગી ગયું હતું, તેમજ નીચે પડતાં પત્થરનો એક કકડો સાથળમાં પેસી જવાથી લગભગ ત્રણ ઇંચનો જખમ થયો હતો. આ જખમને રોજ ધોઇ, દવા લગાવી પાટો બાંધવો પડતો હતો. તે બિચારો એકલો જ હતો, એટલે ઘરમાં કોઈ તેની ચાકરી કરે તેમ ન હતું. એથી ડો. મુનશી અને સરલા રોજ તેને ત્યાં જતાં તથા તેની સારવાર કરતાં હતાં.

તેઓ પાસેનાં ગામમાં ગયાં હતાં. ગામ મોટું હતું, પરંતુ તેમાં સારા રસ્તાઓ તો માત્ર એકાદ–બે જ હતા. બાકી તો બધી ગલીઓ હતી અને તે વળી વાંકીચુકી તથા તેમાં ગંદકીનો પાર નહિ. આવી એક ગલીમાં તેમણે પ્રવેશ કર્યો અને ગાડી એક ઝુંપડી પાસે જઇને ઊભી રહી.

સરલા તથા ડો. મુન્શી આ ઘર–એટલે કે ઝુંપડી પાસે ઉતરી પડયાં. ગાડીમાંથી જે લેવાનું હતું તે સરલાએ લઈ લીધું. તેને જોતાં જ પેલી ઝુંપડીની અંદરથી છોકરાંઓનો અવાજ આવ્યો: “બા, બા, જો ડોકટર મુન્શી સાહેબ અને સરલાદેવી આવ્યાં છે; અને જો તો ખરી, તેમના હાથમાં પણ કાંઈક છે.”

બિછાનાપર પડેલી એ બાળકોની માતાનાં નેત્રો આનંદાશ્રુથી ભરાઇ ગયાં. તેના મુખમાંથી પ્રસ્તુત ઉદ્ગારના જવાબમાં માત્ર એક અસ્ફુટ નિઃશ્વાસ જ બહાર પડયો.

તેને એમજ લાગ્યું કે અત્યારે આ બે દેવદૂતો જ પોતાને ત્યાં આવ્યાં છે. તેમની સાથે પોતાનું ગૂમાઇ ગયેલું સુખ પણ પાછું આવ્યું છે એવી તેની કલ્પના થઈ. આ ઝુંપડીમાં આ યુવતી તથા ત્રણ બાળકો હતાં. બાળકોનો બાપ કાંઈ કામને માટે બહાર ગયો હતો. તે મહારાજા મહેન્દ્રસેનના બગીચામાં માળીનું કામ કરતો હતો પરંતુ

મહારાજાની અવકૃપાથી—નહિ, મુખ્ય માળીની ઇતરાજીને લીધે તેને એ કામપરથી દૂર થવાની ફરજ પડી હતી.

ઘરમાં આ બાળકોની માતાની પ્રકૃતિ તાવથી જર્જર બની ગઇ હતી. પ્રથમ તો તે બિલકુલ પથારીવશ રહેતી, પરંતુ હમણાં થોડા દિવસથી ઉઠવાબેસવા લાગી હતી. તેના તાવનું કારણ એ કુટુમ્બની દરિદ્રતા જ હતું. પેટપૂરતું અન્ન મળે નહિ, શરીરપર પૂરાં વસ્ત્રો પણ ન હોય અને તેમાં વળી બે—ત્રણ છોકરાં પનારે પડયાં હોય! એ સ્થિતિમાં દિવસમાં એકાદ વાર માંડ ખાવાનું મળે. ઘી તો હરિનું નામ અને છાશ—દૂધનાં છ માસે દર્શન થતાં હોય; એવી સ્થિતિમાં ઘરનું તમામ કામકાજ કર્યા વગર છૂટકો નહિ. પરિણામે શરીર ક્ષીણ થાય, તાવ આવે અને માંદગી લંબાય તેમાં નવાઇ શી?

સરલાદેવીએ અંદર આવતાંની સાથેજ એ ઝુપડીનું ઉદ્વિગ્ન અને દુઃખમય સ્વરૂપ પલટાવી નાખ્યું. તેણે બારી ખોલી નાખી અને બહારની શુદ્ધ હવાને અંદર પ્રવેશવાનો રસ્તો કરી આપ્યો: તે પોતાની સાથે ‘થરમોસ’માં તૈયાર કરેલી ગરમ કૉફી લાવી હતી તેનો એક કૅપ ભરીને તેણે આ રોગી સ્ત્રીને આપ્યો.

પછી તેણે સર્વથી મોટા છોકરાને ઘરમાં કેવી વ્યવસ્થા રાખવી તે વિષે કેટલીક માહિતી આપી. તે દરમિયાન ડો. મુનશીએ રોગીના શરીરની તપાસ કરી. સરલા પોતાની સાથે ન્હાનાં બાળકો માટે વસ્ત્રો લાવી હતી, તેમાંથી બે ઝભલાં બે ન્હાનાં બાળકોને પહેરાવ્યાં. એ નવાં અને સુંદર તથા ગરમ ઝભલાં જોઇને એ બાળકોની માતાનું અંતઃકરણ કૃતજ્ઞતાપૂર્ણ બની ગયું. પરંતુ સરલાદેવીનો આભાર માનવાને માટે તેની પાસે શબ્દો ન હતા. સરલાને આભારની જરૂર પણ ન હતી. તે તો માત્ર દુઃખી કુટુમ્બને આનન્દી બનેલું જોવાને ઇચ્છતી હતી.

“કેમ, શામજીને કાંઈ કામધંધો મળ્યો કે નહિ?” સરલાએ પેલી આજારી સ્ત્રીને તેના પતિના સંબંધમાં પ્રશ્ન કર્યો.

“ના ના, હજી તો એ બાપડા કામધંધા માટે રખડયા કરે છે. તે પોતાના કામમાં કદી પણ બેદરકારી રાખતા નહિ કે આળસ કરતા નહિ, છતાં પ્રભુ અમારા ઉપર આટલા બધા રૂષ્ટ શાથી થયા એ સમજાતું નથી”.

“મહારાજાને ત્યાં આટલું બધું અંધેર, એ જોઇને મને નવાઈ

લાગે છે. મને લાગે છે કે એ શ્રીમંતો પોતાની શ્રીમંતાઈના ગર્વમાં આંખો મીંચીને જ ચાલતા હોવા જોઈએ. હું—"

"એમ !" ડો. મુનશી જરીક ભાર દઈને બોલ્યો. સરલાનો સ્વભાવ તે જાણતો હતો. તે સ્પષ્ટવક્તા હતી. તે સત્કાર્યની સ્તુતિ કરતી અને દુષ્કાર્યને કશા પણ સંકોચ વગર વખોડી કાઢતી. તેણે આ ઝુંપડામાં પગ મૂકતાની સાથે જ આ કુટુમ્બમાં કેવો અને કેટલો બધો આનંદ પ્રસરાવી મૂક્યો હતો એ પણ ડો. મુનશીએ નજરે જ જોયું હતું.

સરલાના મનમાં એમ થતું હતું કે આટલી મોટી જાગીર મહારાજા મહેન્દ્રસેન જેવા બીનવારસી અને એકલપેટા મનુષ્યના હાથમાં રહેશે ? આવા બેદરકાર, બેકદર મનુષ્યને ઈશ્વર શામાટે સંપત્તિ આપતો હશે ? શું એ જગ્યાપર કોઈ સહૃદય મનુષ્ય નહિ આવે ?

આ મહેન્દ્રસેનનો વારસ કોઈ વિનયકુમાર નામનો ઉડાઉ, ઉચ્છૃંખલ, ચારિત્ર્યહીન અને વ્યસની મનુષ્ય છે. મહેન્દ્રસેનના મૃત્યુ પછી આ જાગીરનો માલીક એ થશે. એવા વિચારથી સરલા ધ્રૂજી ઉઠતી હતી.

તે તથા ડો. મુનશી અહીંથી નિકળ્યાં અને બીજાં અનાથ, દરિદ્ર તથા રોગપીડિત મનુષ્યને ત્યાં ગયાં. કોઈને ઔષધ, કોઈને ખોરાક, કોઈને કપડાં, કોઈને પૈસા એ પ્રમાણે દરેકને તેમની જરૂર પ્રમાણે સહાય કરીને તે તથા ડોક્ટર પાછા ફર્યાં. ડોક્ટરને તેમના મકાનપર ઉતારી સરલા વિલાસભુવનમાં આવી. તેના પિતાએ એક પત્ર તેના હસ્તમાં મૂકયો. પત્રના અક્ષરો પરિચિત હતા. તે બહાર ઓશરીપર પડેલી એક ખુરસીપર બેઠી અને આતુરતાથી પત્ર વાંચવા લાગી. એ પત્ર કોનો હશે વારૂ ?

## પ્રકરણ ૨૫ મું.

### મહેન્દ્રસેનની મુલાકાત.

સરલાની એક ક્ષણ પણ કદી આળસમાં જતી નહિ. સવારે તો તેને સમય પણ મળતો નહિ. ડૉ. મુનશીની સાથે તે ગત પ્રકરણમાં જણાવ્યા મુજબ સદુપકારમાં જ માત્ર વખત ગાળતી એમ પણ

ન હતું. તે સિવાય તેને ઘરનું કામકાજ પણ પુષ્કળ રહેતું, ઘરમાં નોકરો હતા ખરા, પરંતુ તેમની પાસેથી વ્યવસ્થિત રીતે કામ લેવાની જવાબદારી સરલાને શિરે હતી.

સરલાના પિતાએ જે વખતે ગણેશગ્રામ અને વિલાસભુવનની જાગીર ખરીદી તે વખતે જે નોકરો હતા તેમને જ કાયમ રાખવામાં આવ્યા હતા. જેની પાસેથી પ્રમોદરાયે આ જાગીરની ખરીદી કરી તે એક વ્યાપારી હતો. તેના સ્વભાવને લઇને તેના નોકરો તેનાથી કંટાળી ગયા હતા. વળી મહારાજા મહેન્દ્રસેનનો પણ તેને માટે સારો ભાવ ન હતો, કારણકે પોતાના ભત્રિજા પાસેથી ગણેશગ્રામની જાગીર તેણે ખરીદ કરીને પોતાના ભત્રીજાને રખડતો કર્યો, એ તેમને પસંદ પડયું નહિ. એ વ્યાપારી પાસેથી સરલાના પિતાએ તે જાગીર ખરીદ કરી એથી પણ મહેન્દ્રસેન કાંઇ ખુશ થયા ન હતા. આ જાગીર મૂળથી મહારાજાના કબ્જામાં હતી. તેમના પિતાના સમયમાં એ જાગીર તેમના એટલે કે મહારાજા મહેન્દ્રસેનના ન્હાના ભાઇના તાબામાં ગઇ હતી. તેમના પિતાનો મહેન્દ્રસેન કરતાં તેમના ભાઇ ઉપર વિશેષ પ્રેમ હતો. પછી એ ભાઇ મરી ગયો; મહેન્દ્રસેનના પિતા પણ ગુજરી ગયા, એટલે તે જાગીર તેમના ભાઇના દીકરા વીરેન્દ્રના તાબામાં ગઈ. તેણે પોતાના ઉચ્ચ કુળને યોગ્ય એક શ્રીમંત કુટુમ્બની, ઉચ્છૃંખલ અને સ્વચ્છંદી છોકરી સાથે લગ્ન નહિ કરતાં પોતાનો જેના ઉપર શુદ્ધ પ્રેમ હતો એવી એક સદ્દગુણી પણ ગરીબ અને સામાન્ય કુટુમ્બની કન્યા સાથે લગ્ન કર્યું. એથી પોતાના કુળનું ભયંકર અપમાન થયેલું સમજીને વીરેન્દ્રને જે માસિક દરમાયો આપવામાં આવતો હતો તે મહેન્દ્રસેને બંધ કરી દીધો. વીરેન્દ્ર ખર્ચાળ અને ઉદાર સ્વભાવનો હોઇ તેણે કેટલુંક દેવું કર્યું હતું તેમજ ગણેશગ્રામની જાગીરની ઉપજ તેનું ખર્ચ નિભાવવા તથા કરજ ફેડવા પૂરતી ન હતી, એટલે તેને એ જાગીર વેચી નાખવાની ફરજ પડી. પોતાનું કરજ પતાવી તે વધેલી સીલીક સાથે પોતાની પત્નીને લઇને પરગામ ચાલ્યો ગયો. વળી પોતાનું લગ્ન થયા પછી જેટલો વખત મહેન્દ્રસેન તરફથી તેને દરમાયો મળ્યો હતો, તેનો હીસાબ કરી તે રકમ પણ તેણે મહેન્દ્રસેનને પાછી મોકલી આપી; તેમજ પોતે ગણેશગ્રામની જાગીર વેચી નાખી અને તેનો રજીસ્ટર દસ્તાવેજ થઇ ગયો ત્યાંસુધી એ વાત પણ કોઇને જાણવા દીધી

નહિ. એથી મહેન્દ્રસેનને તેના ઉપર અત્યંત ક્રોધ ચઢ્યો. પોતાના ભત્રિજાએ પ્રસ્તુત વર્તનથી પોતાનું ભયંકર અપમાન કર્યું છે એમ તેમને લાગ્યું. એ જાગીર જો તેણે કોઈ ખાનદાન અને ઉચ્ચકુલોત્પન્ન જાગીરદારને વેચી હોત તો તેમને બહુ વાંધો ન હતો, પરંતુ એક સામાન્ય વ્યાપારીને વેચાતી આપવાથી તેમને બહુ લાગી આવ્યું.

તેમણે એ જાગીર ખરીદનાર વ્યાપારી પાસે આડકરી રીતે ગમે તેટલી કીંમતે એ જાગીર પોતાને પાછી આપવાની માગણી કરી; બીજી રીતે પણ જાગીર પાછી મેળવવાની ખટપટ કરી જોઈ; પરંતુ એ સર્વ નિષ્ફળ ગઇ. પેલો વ્યાપારી એ જાગીર મહારાજાને કોઇ પણ શરતે આપવાને તૈયાર થયો નહિ. છેવટે તેણે પોતાના જેવાજ એક ગરીબાઇમાંથી શ્રીમંત બનેલા પ્રમોદરાય જેવા વ્યાપારીને આ જાગીર વેચી નાખી. તેથી આ વ્યાપારીએ પુનઃ જાણીબુજીને પોતાનું અપમાન કર્યું એવી મહારાજાની ખાત્રી થઈ. સરલાના પિતા માટે તેમના મનમાં સદ્‌ભાવ ન હોવાનું આ સિવાય બીજુ કશું કારણ ન હતું. જ્યારે મહારાજા મહેન્દ્રસેનની આ કુટુમ્બપર વક્ર દૃષ્ટિ થઈ છે, ત્યારે તેમનું મન ન દુઃખાવવું એ હેતુપૂર્વક આસપાસના બીજા જમીનદારો પણ આ કુટુમ્બથી દૂર ને દૂર રહેવા લાગ્યા. જો પ્રમોદરાયનું નામ કોઇના મુખમાંથી નીકળતું મહારાજા મહેન્દ્રસેન સાંભળતા તો તેમના કપાળે આંટીઓ પડતી અને જો પોતાના આશ્રયે રહેનારા લોકો સરલાના સદ્‌ગુણ અને પરોપકારની પ્રશંસા કરતા તો તેમને એટલો બધો સંતાપ થતો કે તેની વાત જ નહિ!

તેમ છતાં પણ હમણાં હમણાં તો તેના ઉપકારની વાતો વારંવાર મહેન્દ્રસેનના કાનપર આવવા લાગી હતી. એથી તેમણે પોતાની દૃષ્ટિએ ઉતરતા લાગતા સરલાના પિતા પ્રમોદરાયને મળવાનો વિચાર કર્યો અને તેને મળીને તેની દીકરી સરલાને માટે બે શબ્દો કહેવાની ઇચ્છા કરી. 'તું તારી છોકરીને તારા ઘરમાં જ સંભાળીને રાખી મૂક. તે મારા ગામોમાં જઈ પરોપકારના બ્હાના તળે મારા આશ્રયે રહેતા લોકોમાં અસંતોષ ફેલાવે છે એમ કરવાની તેને કશી પણ જરૂર નથી' એ પ્રમાણે પ્રમોદરાયને સ્પષ્ટ કહી દેવાનું તેમણે નક્કી કર્યું; કારણકે આ આજકાલની આવેલી છોકરી જેમ જેમ વધારે લોકપ્રિય થતી જશે, તેમ તેમ પોતાની અનુદારતા લોકોમાં પ્રકટ થતી જશે અને પરિણામે લોકોમાં પોતાની જાગીરદાર તરીકેની

બિલકુલ મહત્તા રહેશે નહિ એવી મહારાજાને સાચી યા ખોટી ભીતિ લાગવા માંડી હતી.

ગયા પ્રકરણમાં જે ઘટનાનું વર્ણન આપવામાં આવ્યું છે તેના બીજા જ દિવસે મહારાજા મહેન્દ્રસેનના કાનપર સરલાના સુસ્વભાવ અને પરોપકારની હકીકત આવી હતી. એથી તેમનું મન સંતપ્ત બન્યું હતું અને દિવાનખાનામાં તે આમતેમ ચક્કર મારતા હતા. મહારાજાને પોતાને ગરીબગુરબાપર, અનાથ અપંગોપર દયા દર્શાવી તેમને સહાય કરવાની ઇચ્છા કદી થતી જ નહિ; પરંતુ જો કોઇ નિઃસ્વાર્થ બુદ્ધિથી તેમના ક્ષેત્રમાં એવી દયા દર્શાવવા જાય અને સહાય કરે તો તે પણ તેમનાથી સહન થઈ શકતું નહિ. પોતે ખાવું નહિ, બીજાને ખાવા દેવું નહિ; પોતે કરવું નહિ, બીજાને કરવા દેવું નહિ: એવો તેમનો વિચિત્ર સ્વભાવ હતો.

તે આવી અવસ્થામાં ફેરા મારતા હતા તે વખતે પટાવાળાએ આવીને સરલાદેવી આપને મળવાની ઇચ્છા કરે છે એમ જણાવ્યું.

મહારાજને સરલાના આવા સાહસથી જરા વિશેષ આશ્ચર્ય લાગ્યું, કારણકે પોતાના મકાનમાં પોતાની મુલાકાત લઇને પોતાનું અપમાન કરવા જેટલી હિમ્મત આ છોકરીમાં હશે એવી તો તેમની કલ્પના પણ ન હતી. તે પણ એ છોકરી સાથે એક વાર બોલવાની તકની રાહ જ જોઈ રહ્યા હતા. તે અનાયાસે પોતાના જ મકાનપર ચાલી ચલાવીને આવી એથી તેમને મનમાં સ્હેજ આનંદ પણ થયો.

આજસુધીમાં મહારાજા મહેન્દ્રસેને સરલાને માત્ર એક જ વાર સહેજ જોઈ હતી. સરલાએ સુવર્ણકુમારી ઉપર લખેલ પત્રમાં મહારાજાની સાથે પોતાની સ્હેજ મુલાકાત થયાનો જે ઉલ્લેખ કર્યો હતો તે જ એ પ્રસંગ હતો.

મહારાજાએ પટાવાળાને સરલાને અંદર મોકલવાની આજ્ઞા કરી. પટાવાળો બહાર ચાલ્યો ગયો. થોડી વારે સરલાએ દિવાનખાનામાં પ્રવેશ કર્યો. પોતે જે મનુષ્યને મળવાને આવી છે તે પણ બીજા સામાન્ય મનુષ્યના જેવો જ હશે એવી તેની કલ્પના હતી! તેનું સૌંદર્ય જોઇને તો મહારાજા સ્તંભિત જ બની ગયા! મહેન્દ્રસેનની ઉમ્મર આશરે પંચોતેર વર્ષની થઈ ગઇ હતી, તથાપિ સરલાના સૌંદર્યે તેમના મન ઉપર સારી અસર કરી. તેમણે જ પહેલાં બોલવાની શરૂઆત કરી:—

"આવો! મને મળવાની ઈચ્છા તમે શા હેતુથી દર્શાવી હતી?"

"મહારાજ! હું આપની પાસે કાંઈ મારા પોતાના કાર્ય માટે આવી નથી. માત્ર આપના તરફથી એક નિરાધાર બનેલી વ્યક્તિને કશી સહાય મળી શકે તો પ્રયત્ન કરવો એવા હેતુથી હું અત્ર આવી છું. આપના બગીચામાં શામજી નામનો એક માણસ માળીનું કામ કરતો હતો. તેને આપના મુખ્ય માળીએ કોઇ પણ કારણસર રજા આપી દીધી છે. તે બાપડો નિરાધાર બની ગયો છે, માટે તેને પુનઃ કામ ઉપર ચડાવો એવી વિનતિ કરવાને માટે હું આવી છું. તેની સ્ત્રી અત્યારે રોગગ્રસ્ત અને બિછાનાવશ છે, ઘરમાં ત્રણ–ચાર કચ્ચાબચ્ચાં છે, તેને બીજું કોઈ મદદ કરનારૂં છે નહિ. આપને ત્યાંથી નિકળી ગયા બાદ તે અહીંતહીં કામ ધંધા માટે રખડે છે, પણ તેનો ક્યાંય ટેકો લાગતો નથી."

"એમાં કાંઈ નવાઈ જેવું નથી." મહેન્દ્રસેન મર્મભેદી સ્વરે બોલ્યાઃ "એ માણસમાં લાયકાત જ શી બળી છે? તેને સબળ કારણસર જ નોકરીમાંથી રજા આપવામાં આવી છે. તેને ફરીથી કામ ઉપર ચડાવવાથી કશો ફાયદો થાય એમ મને લાગતું નથી."

"હું જરા વિશેષ બોલવાનું સાહસ કરૂં છું ; તે માટે આપ મને ક્ષમા કરશો, પરંતુ હું આપને પ્રશ્ન કરવા માગું છું કે તેને જે અન્યાય થયો છે તે વિષયમાં આપે ઉંડા ઉતરીને તપાસ કરી છે તથા તેનું સાચું કારણ શોધી કાઢ્યું છે? તેનો શો અપરાધ હતો તેની આપે તપાસ કરી છે ખરી?"

"તપાસ! સરલાદેવી! મારા જેવો વૃદ્ધ મનુષ્ય કે જે અનેક ચિંતાથી જર્જરિત થયેલો છે અને જેના ઉપર આટલી મોટી જાગીરની વ્યવસ્થા અને વહિવટની જવાબદારી છે તેને માટે આવી ન્હાની ન્હાની બાબતોમાં ઉંડા ઉતરી તપાસ કરવાનું શક્ય છે ખરૂં? જો બધી તપાસ હું જ રાખતો ફરૂં તો પછી મારે કારભારી, સેક્રેટરી, વસૂલાતી અધિકારી, હિસાબી ખાતાનો ઉપરિ, ખેતીવાડી ખાતાનો ઉપરિ, મુખ્ય માળી વગેરે જવાબદાર અધિકારીઓને રાખવાની જરૂર જ શી?"

"આપના પ્રસ્તુત વિચારો સાંભળીને મને અત્યંત આશ્ચર્ય થાય છે. એ લોકો પોતપોતાનું કામ કરતા જ હશે, અને તે તેમની દૃષ્ટિએ મહત્ત્વનું તથા ઉપયોગી પણ હશે. પરંતુ એ મુખ્ય

મુખ્ય અધિકારીઓ પોતાની સત્તાનો પોતાના અંગત સ્વાર્થ કિંવા વૈરની તૃપ્તિને અર્થે દુરુપયોગ નથી કરતા એ તપાસવાની—જોવાની આપની ફરજ નથી ?”

**સરલાદેવીની આ ધીટતા જોઇને મહેન્દ્રસેન છક બની ગયો.** તેના કરચલી પડેલા ચ્હેરાપર સ્હેજ ક્રોધનો આવીર્ભાવ દેખાવા લાગ્યો. આ છોકરી પોતાની સામે જેવું ઉદ્ધત વર્તન ચલાવી રહી છે તેવું વર્ત્તન આજસુધીમાં બીજા કોઈએ પણ દર્શાવ્યું નથી એમ તેને લાગ્યું.

“સરલાદેવી ! તમે જે કહ્યું તે મારા ધ્યાનમાં બરાબર ઉતરી શક્યું નથી. મારો મુખ્ય માળી સદ્વર્ત્તનશીલ નથી અને તેણે મારા મનમાં **શામજી** માટે ખોટું ભરાવ્યું છે એમ તો તમારૂં કહેવું નથી ને ?”

“એમ કદાચ નહિ હોય, તોપણ એટલું તો ચોક્કસ છે કે **શામજીનો** કશો પણ વાંક ન હોવા છતાં તેને કાઢી મૂકવામાં આવ્યો છે. તમારી પાસે આવીને મુખ્ય માળીએ શું કહ્યું હશે એ હું જાણતી નથી, પરંતુ **શામજીએ** મુખ્ય માળીનો એકાદો ક્ષુલ્લક હુકમ ન માન્યો હોય એ બનવાજોગ હોવા છતાં, તેને કોઇ પણ રીતે નોકરીમાંથી કાઢીને તે જગ્યાએ પોતાના ભત્રિજાને દાખલ કરવાનો મુખ્ય માળીનો ઇરાદો હતો એમાં કશીયે શંકા નથી. એ હેતુ અગાઉથી જ તેના મનમાં હોવાને લીધે તે કોઇ પણ રીતે અને કોઇ પણ સમયે **શામજીને** વાંકમાં લાવી, તેને નોકરીમાંથી કાઢી મૂકવાની તક શોધતો હોવો જોઇએ.”

“વાહવા ! આજે તો આવો આરોપ અમારા ઉપર મૂક્યો ! આવતી કાલે સરકાર વિરૂદ્ધ બંડ ઉઠાવવાનો કે કાવતરૂં કરવાનો આરોપ પણ અમારા ઉપર મૂકવામાં આવે તો નવાઈ નહિ !! પણ રહો, હું તમારી જ સમક્ષ મુખ્ય માળીને બોલાવું છું, એટલે સર્વ હકીકત સ્પષ્ટ થશે.”

એમ કહી, તેણે ઘંટડી વગાડી એટલે એક પટાવાળો અંદર આવ્યો. તેને બાગમાંથી મુખ્ય માળીને બોલાવી લાવવાની આજ્ઞા કરી. થોડી વારમાં જ મુખ્ય માળી દિવાનખાનામાં આવ્યો અને મહારાજાને નમન કરીને નમ્રપણે બોલ્યોઃ “શો હુકમ છે, સરકાર !”

“આ **સરલાદેવી** અત્રે **શામજીનો** પક્ષ લઈ તેને માટે ભલામણ

કરવાને આવ્યાં છે. તમે તેને શામાટે નોકરીમાંથી રજા આપી? એ સર્વ હકીકત જણાવો."

"સરકાર! તેની આપને હું શી વાત કહું? તેના જેવો હલકટ અને દુર્વર્ત્તની મનુષ્ય આ દુનિયામાં ક્યાંય પણ હશે નહિ. તેના ઉપર કોઈ પણ બાબતનો વિશ્વાસ તો રાખી જ શકાય નહિ. હમેશાં દારૂના નિશામાં ચકચૂર! અને પોતાના કામ તરફ તો તેનું બિલકુલ લક્ષ જ નહિ. હું મારા કામ તરફ કેટલું ધ્યાન આપું છું તે હજુર બરાબર જાણે—"

"બસ–બસ, તમારા સંબંધી મારે કશું સાંભળવાની જરૂર નથી. વારૂ, આ **શામજી** દારૂડીયો હતો એમ તમારૂં કહેવું છે?"

"હાં, પહેલા નંબરનો દારૂડીયો!"

"મહારાજ! **શામજી**ને હું આજે ઘણા દિવસથી ઓળખું છું. તે અત્યંત મન લગાવીને કામ કરનારો તથા શાંત વૃત્તિનો માણસ છે. આપને જરૂર હશે તો ડો. **મુનશી** સાહેબ પણ તેને માટે એ જ સર્ટિફિકેટ આપશે. તેનામાં જો દોષ હોય તો તે એટલો જ છે કે કોઇ વરિષ્ટ હોય કે સત્તાધીશ હોય તથાપિ પોતાના મનને જે સાચું લાગે તે જ કહેવાનો; હાજી–હાજી કરવાનું તે શીખ્યો નથી."

"બિલકુલ ખોટું. મેં તો તેના જેવો નિશાખોર મનુષ્ય બીજો કોઈ પણ જોયો નથી."

"જોયું, **સરલાદેવી**! આ કહે છે તે સાંભળ્યું ને? એ મનુષ્ય નોકરીમાંથી કાઢી મૂકવાને જ લાયક હતો કે નહિ?"

"હા, અને તેથી જ મેં તેને રજા આપી દીધી, સરકાર!" મુખ્ય માળી વચ્ચે બોલ્યો.

"મહારાજ! મારા અભિપ્રાયનો તમારી પાસે પરાણે સ્વીકાર કરાવવાના હેતુથી હું અહીં આવી નથી. જો **શામજી** કશા પણ કામને લાયકનો માણસ નથી એવું તમે મને દર્શાવી આપ્યું હોત તો હું જરૂર તમારા કથનનો સ્વીકાર કરત. પરંતુ આ તમારા માળીના કહેવા ઉપર હું કેવી રીતે વિશ્વાસ મૂકું? **શામજી**ની જગ્યાએ પોતાના ભત્રિજાને ગોઠવવાના ઇરાદાથી, આ માળીએ તેને ગમે તે બ્હાનું કાઢીને નોકરીમાંથી રજા આપી દીધી. વળી તે **શામજી** ઉપર જે આરોપ મૂકે છે તેમાં સત્યનો જરાએ અંશ નથી. **શામજી**ના સ્વભાવ અને વર્ત્તનનું તેણે જે વર્ણન કર્યું છે, તેવો સ્વભાવ અને વર્ત્તન

તેના ભત્રિજાનું છે. તેનો ભત્રિજો પોતાનો સમય દારૂના પીઠામાં જઈ મદ્યપાન કરવામાં અને ચેનબાજીમાં ગાળતો ઘણી વાર જોવામાં આવ્યો છે."

"ખોટું! બિલકુલ ખોટું!" માળી ગુસ્સાપૂર્વક ઉછળીને બોલવા લાગ્યો: "સરકાર! એક ન્હાની અને ત્રાહિત છોકરી બહારથી આવીને મારા કામની વચ્ચે માથું મારે તે કદી પણ યોગ્ય ગણાય નહિ. જો આ પ્રમાણે ચાલવા દેવામાં આવે તો મુખ્ય માળીની જગ્યાપર મને રાખવાની જરૂર શી છે? શું હું દરેક વખતે આની પાસે જાઉં અને અમુક માણસને નોકરીમાંથી રજા આપું કે કેમ એ વિષે તેનો અભિપ્રાય પૂછી જોઉં? મને તો આ બાઈનું વર્તન અજબ લાગે છે! બીજાના કારભારમાં માથું મારવાનું તેને કોણે કહ્યું હતું?"

એક સામાન્ય માળી મહારાજા મહેન્દ્રસેનની સમક્ષ આવી રીતે પોતાનું અપમાન કરે તે સરલાને રૂચ્યું નહિ. કોઇ પણ સ્વમાનપ્રિય મનુષ્યને તે રૂચે પણ નહિ. તે ગુસ્સાથી લાલ—લાલ બની ગઇ, જોકે એ ગુસ્સો તેણે પ્રકટ થવા દીધો નહિ. તે અહીં સદ્‌હેતુથી આવી હતી. પેલા બાપડા ગરીબ શામજીને પુનઃ તેની નોકરીપર ચડાવવાનું બની શકે તો તે માટે પ્રયત્ન કરવાનો તેનો ઈરાદો હતો. જો તે કારણ ન હોત તો મહેન્દ્રસેન જેવા માની પુરૂષ પાસે તે કદી પણ આવી ન હોત.

તે મહેન્દ્રસેનને સંબોધીને બોલી: "હું આપની રજા લઉં છું. આપના કારભારમાં માથું મારવાની મારી ઇચ્છા જ નથી; અને આજે મારા આગમનથી જો એવું કશું બની ગયું હોય તો તે માટે હું દિલગીર છું. અહીં આવવામાં મારો ઉદ્દેશ ખોટો ન હતો." પછી તેણે માળી તરફ કરીને કહ્યું: "જો હું દશ મીનિટ પૂરતી પણ આ સ્થાનની માલિક હોત તો સભ્યતાનું તને બરાબર શિક્ષણ આપત અને તને તથા તારા દુર્વર્તની ભત્રિજાને ધક્કો મારીને બહાર કાઢત. શામજીને માટે હડહડતું જૂઠાણું ચલાવતાં તને કશી શરમ લાગી નહિ? પણ યાદ રાખજે, પાછળથી તને તેનો પશ્ચાત્તાપ થયા વગર રહેશે નહિ."

એટલું કહી, કોઈના પણ જવાબની રાહ નહિ જોતાં તે તુરત ત્યાંથી ચાલી નીકળી.

"વાહ ! કેટલો રૂવાબ !" મહારાજા તેના ગયા પછી માળીને સંબોધીને બોલ્યા: "એ તારી માલિક નથી એટલું સારૂં છે."

"જ્યાંસુધી આપની કૃપાદૃષ્ટિ છે ત્યાંસુધી મને કશી પણ ભીતિ છે જ નહિ." એમ કહીને માળી પણ પોતાના કામપર ચાલ્યો ગયો.

"કેવાં તેનાં પાણીદાર નેત્રો, કેવું તેનું સૌંદર્ય અને કેટલો તેનો રૂવાબ! જો તે મારા જેવા ઉચ્ચ કુલમાં જન્મ પામી હોત તો હું જરૂર તેનું વિનયની સાથે લગ્ન કરી દેત. પણ અત્યારે એ વિચાર શા કામનો ?" મહેન્દ્રસેન એકલા મનમાં બડબડવા લાગ્યા.

સરલાદેવી ત્યાંથી નિકળીને મુનશી ડોકટર પાસે ગઇ. તેણે સર્વ હકીકત ડોકટરને જણાવી. ડોકટર તે સર્વ લક્ષપૂર્વક સાંભળ્યા પછી બોલ્યા: "શું સ્વાર્થને ખાતર મનુષ્યનો આટલો બધો અધ:પાત થાય છે ? શામજીને દારૂડીઆનું વિશેષણ ! અને તે પણ દારૂના એક છાંટાનોયે તેણે સ્પર્શ કર્યા વગર ! જો શ્રીમંતોની શ્રીમંતાઈ આટલી બધી ઉન્મત્ત બની ગઈ હોય, તો પછી જગતમાં શ્રીમંતોની જરૂર જ શી છે ? મને નથી લાગતું કે મહારાજા મહેન્દ્રસેનની પછી તેમની ગાદી ઉપર કોઈ ચારિત્ર્યશાળી માણસ આવે. એનો પેલો ભત્રિજો મુંબઈમાં છે. તેના માટે તો હું અનેક ચિત્રવિચિત્ર વાત સાંભળું છું !"

સરલાદેવીનો ચહેરો ગુલાબી બની ગયો, પરંતુ તરત જ તેનાપર અસ્તકળા ફરી વળી. તેણે કરેલા પ્રયત્નનું કશું ફળ મળ્યું નહિ પણ તેણે પોતાનું કર્ત્તવ્ય બજાવ્યાનો તેને સંતોષ હતો; અને આ નિરાશાથી તેણે કાંઈ પોતાના કર્ત્તવ્યકર્મનો ત્યાગ કર્યો નહિ. રોજ તે ડો. મુનશીની સાથે રોગીઓને જોવા માટે જતી તથા તેમના પ્રત્યે સહાનુભૂતિ દર્શાવી પોતાનાથી બનતી સહાય પણ કરતી.

સરલાદેવીની માતાના મનમાં કોઈ કોઈ વાર એમ થતું કે પોતાની દીકરીને કશો હૃદયરોગ લાગુ પડ્યો છે. એ રોગ શા પ્રકારનો છે એની તે બરોબર કલ્પના કરી શકતી નહિ. પ્રમોદરાયને પણ એવું લાગતું ખરૂં. સરલાના સંબંધમાં તેની માતાને તેઓ લલિતપુરમાં રહેતાં હતાં તે સમયની કેટલીક બાબતની માહિતી હતી, પરંતુ તે હકિકત પોતાના પતિને આજસુધી જણાવી ન હતી અને હજુ પણ એ જણાવવાની તે હિમ્મત કરી શકતી નહિ. કદાચ એ જણાવવાથી તે ગુસ્સે થાય તો ? છતાં મનમાં ને મનમાં

તે એમ બોલતી કે "ના—ના, હજુ પણ સરલાનો પેલા ઉપર પ્રેમ હોવાનું શક્ય નથી. તેને તો એ ક્યારનીયે ભૂલી ગઈ હશે."

સુવર્ણકુમારી લલિતપુરથી મુંબઈ આવી. પ્રથમ તો સરલાએ તેને લેવા માટે મુંબઇ જવાનો વિચાર કરેલો. પરંતુ કેટલું અગત્યનું કામ આવી પડવાથી એ વિચાર અમલમાં મૂકી શકાયો નહિ. સુવર્ણકુમારી મુંબઇથી ગણેશગ્રામ આવી. વિલાસભુવનમાં આવતાં બન્ને સખીઓ ભેટી. સરલાની માતાએ પણ સુવર્ણકુમારીનું ઉત્તમ સ્વાગત કર્યું.

## પ્રકરણ ૨૬ મું.

### અરવિંદનો પત્ર.

સુવર્ણકુમારી વિલાસભુવનમાં આવી તેને ત્રીજે દિવસે તે તથા સરલા પોતાના ખંડમાં બેઠી બેઠી તરત જ આવેલી ટપાલ વાંચતી હતી. જુનાગઢથી સરલાની એક સખીનો પત્ર આવ્યો હતો. સુવર્ણકુમારી નામના બે પત્રો આવ્યા હતા. એક લલિતપુરથી તેના પિતાનો હતો અને બીજો પત્ર અરવિંદનો સૂર્યપુરથી હતો.

સરલાએ પોતાનો પત્ર વાંચી નાખ્યો અને પછી સુવર્ણકુમારી પત્ર વાંચતી હતી તેની તરફ લક્ષપૂર્વક જોવા લાગી. વચ્ચે વચ્ચે સુવર્ણકુમારીનો ચ્હેરો ગુલાબી બની જતો અને તેના કપોલપ્રદેશપર લજ્જાની છટા પ્રસરતી, કારણકે અરવિંદે લખેલા પત્રમાં તેને ઉદ્દેશીને ઘણી બાબતો લખી હતી. વચ્ચે તે સરલા તરફ વળીને બોલીઃ—

"સરલા! તને હું અગાઉ પત્રમાં અમારા અપરિચિત રોગીની હકીકત લખવાનું તો બા, વિસરી જ ગઇ હતી."

"એ અપરિચિત રોગી કોણ છે?"

"ડો. અરવિન્દને તો તું ઓળખે છે ને?"

"અરવિન્દભાઈને! વાહ, તારા બીજા શરીરને હું ન ઓળખું એ સંભવિત છે ખરૂં?"

"તને તો જેમાં ને તેમાં વિનોદ જ સૂઝે છે! એ વાત જવા દે. તે જ્યારે ને ત્યારે પોતાની ડોક્ટરી વિદ્યાના ચમત્કારિક પ્રયોગો કરે છે. એક વાર એક પૂલ પાસે એક મનુષ્ય જખમી થઇને બેભાન અવસ્થામાં પડેલો તેમને મળી આવ્યો. તેમણે તેની સારવાર કરી. તે

શરીરે તો બહુ જ સારો થઇ ગયો, પરંતુ તેને તેના પશ્ચાત્ જીવનનું બિલકુલ વિસ્મરણ થઇ ગયું. તે મનુષ્ય દેખાવડો, સતેજ અને ગંભીર હોઈ કોઇ મોટા કુળમાં જન્મ પામ્યો હોય એમ લાગે છે. અત્યારે આ મનુષ્યને લઇને **અરવિન્દ ભારતવર્ષ**ના પ્રવાસે નિકળ્યા છે. એ ક્યાંનો છે, કઇ જ્ઞાતિનો છે, એ વિષેની અમને કશાયે માહિતી નથી. તેને ઓળખતો હોય એવો એક પણ માણસ **લલિતપુર**માં જોવામાં આવતો નથી, કારણકે વર્તમાનપત્રોમાં તેની હકીકત વગેરે જણાવીને જાહેર ખબર આપી, પરંતુ કોઈ પણ તેની તપાસ કરવાને માટે આવ્યું નહિ. છેવટે **અરવિન્દ** તેને હોસ્પિટલમાંથી ઘેર લાવ્યા અને 'જો હું તેની સ્મરણશક્તિને પુનઃ ઠેકાણે લાવું તો જ મારૂં ડોક્ટર–પદ ખરૂં' એવી પ્રતિજ્ઞા કરી. વચ્ચે તેમના પ્રયત્નથી તેની સ્મૃતિ પુનઃ ઠેકાણાપર આવી જશે એમ લાગતું હતું, પરંતુ તેમણે તેના ઉપર જે પ્રયોગ કર્યો તેનું કોણ જાણે શાથી એવું પરિણામ આવ્યું કે તેની શરીરસંપત્તિ સુધર્યા પછી તેને જે કાંઈ શીખવવામાં આવ્યું હતું તે પણ એ ભૂલી ગયો. પછી **અરવિન્દે** તેને પોતાની સાથે થોડા દિવસ **ભારતવર્ષ**માં ફેરવવાનો નિશ્ચય કર્યો. પરંતુ એવા નનામા મનુષ્યને લઇને પ્રવાસમાં ફરતાં અનેક ઉપાધિ આવી પડે, એટલે તેનું નામ **જગત** રાખ્યું તથા એ મારા કાકાનો દીકરો છે એમ કહી તેને સાથે લઇને પ્રવાસ કરી રહ્યા છે. હું અહીં આવવાને **લલિતપુર**થી રવાના થઈ તેના થોડા દિવસ પહેલાં જ તે ત્યાંથી નિકળ્યા હતા. ત્યારબાદ તેમના તરફનો આ પહેલો જ પત્ર હોઇ તે મારે માટે મહત્ત્વનો છે."

"માત્ર મહત્ત્વનો જ શામાટે? આનંદદાયક પણ છે એમ કેમ કહેતી નથી?" **સરલા** સ્હેજ હાસ્યપૂર્વક બોલી: "પણ એ તમારા અપરિચિત રોગીને તે પોતે કોણ છે તેનું પણ જ્ઞાન નથી?"

"ના, પરંતુ **અરવિન્દ**ને ચોક્કસ લાગે છે કે તેની સ્મરણશક્તિ તેને પુનઃ પ્રાપ્ત થયા સિવાય રહેશે નહિ. લે, આ પત્ર વાંચી જો."

**સરલાએ** પત્ર લીધો અને તે ઉચ્ચ સ્વરે વાંચવા લાગી:

"**સૂર્યપુર, તા.**...............

"પ્રિય **સુવર્ણા**,

**લલિતપુર**થી સ્ટીમરમાં બેસીને અમે પ્રથમ **પોરબંદર** આવ્યા. ત્યારથી હું તને પત્ર લખું લખું એમ થયા કરતું હતું. પરંતુ તું

ગણેશગ્રામ જવાની છે એમ તારાં માતુશ્રીના પત્રદ્વારા મારા જાણવામાં આવ્યું એટલે મેં તને પત્ર લખવામાં કાંઇક ઢીલ કરી. આ પત્ર તને મળશે તે પહેલાં તો તું ગણેશગ્રામ પહોંચી ગઈ હોઈશ.

"અમારા પ્રવાસમાં પુષ્કળ આનંદ આવે છે. જગતની સુશ્રુષા તથા તેની સાથે સંભાષણમાં અને તેના શિક્ષણમાં મારો સમય પસાર થઇ જાય છે! બાપડો અબુદ્ધ પ્રાણી! સ્ટીમરનો આકાર જોઇને તો તેને અત્યંત આશ્ચર્ય થયું. સ્ટીમરપર ગયા બાદ આ જૂઓ, તે જૂઓ, એમ બોલતો તે કોઇ વાર મને તો કોઈ વાર ધીરજલાલને લઇને સ્ટીમરપર આમતેમ ફરતો હતો.

"એકાદ બે દિવસ ગયા નહિ ત્યાં મને તેનામાં અચાનક વિલક્ષણ પરિવર્તન થયેલું દેખાયું. પહેલા બે દિવસ તો સ્ટીમર ઉપર કોઈ પણ વ્યક્તિને આ માણસનો સ્મૃતિભ્રંશ થયેલો છે એમ લાગ્યું જ ન હતું. પરંતુ હમણાં તેને એક નવીન ટેવ પડેલી જણાય છે. જો તેના ઉપર બરોબર નજર ન રાખી તો મોટો ગોટાળો થવાનો સંભવ છે. જો કોઇ પણ સ્ત્રી તેના જોવામાં આવે છે તો તેની તરફ અત્યંત સૂક્ષ્મદૃષ્ટિથી જોવાની તે શરૂઆત કરે છે. કોઈ પણ સુંદર વદનની સ્ત્રી દેખાઈ કે તેની તરફ તેનાં નેત્રો ખીલાની માફક સ્થિર થઇ જવાનાં! જો મોટી ઉંમરની કિંવા કુરૂપ સ્ત્રી હોય તો એકાદ વાર તેના તરફ જોયા પછી પુનઃ તેની સામે તે નજર પણ કરતો નથી. પરંતુ જો કોઇ સ્વરૂપવતી યુવતી દૃષ્ટિએ પડે તો તેને રોકવાને માટે પોતાના હાથથી તે ઇશારત કરે છે. પછી તેનાં નેત્રોમાં કરૂણાસ્પદ અશ્રુ ચમકવા લાગે છે અને તેની સ્થિતિ ગાંડાના જેવી બની જાય છે. તે વખતનો તેનો વિષાદપૂર્ણ ચ્હેરો, તેનાં નેત્રોમાં આવેલાં અશ્રુ અને તેની કરૂણા ઉત્પન્ન કરનારી દૃષ્ટિ તરફ જોતાં કોઇને પણ સ્હેજે રડવું આવ્યા સિવાય રહે નહિ.

"તેની એ આદતને લીધે મારે કેટલાયની ક્ષમા માગવી પડે છે, કેટલાયને તેની સ્થિતિ સમજાવવી પડે છે. લોકો પણ તેનાં નેત્રો અને ચ્હેરા તરફ જૂએ છે એટલે તેમને પણ એ વાતની સત્યતા સમજાય છે. અમે લલિતપુરથી જે સ્ટીમરમાં હતા તેમાં અમારી સાથે એક છોકરી તથા તેની માતા બન્ને પોરબંદર આવવાને માટે બેઠાં હતાં. તે છોકરી વિનયશીલ અને ગંભીર હતી અને તેની ઉંચાઇ

સાધારણ, નેત્રો નીલવર્ણનાં અને ચ્હેરો અત્યંત મધુર હતો, જોકે તે મારી સુવર્ણ જેટલો તો સુંદર નહિ જ.

"જગતે આ છોકરીને જોઇ રાખી હતી. બીજા દિવસે તે છોકરી સ્ટીમરમાં ડેકપર ફરતી હતી તે વખતે જગત દોડતો તેની પાસે ગયો—હા, વચ્ચે એ છોકરીના વાળ અત્યંત કાળા અને બારિક હતા એ લખવાનું હું ભૂલી ગયો!—જગત તેની પાસે જઈને તેની સામે ઊભો રહ્યો. પછી તે એ બાલિકાના ખભાપર હાથ રાખીને તેનાં નેત્રો તરફ લક્ષપૂર્વક જોવા લાગ્યો. બાલિકાએ મોટેથી બૂમ પાડી અને જગતનો હાથ તરછોડી નાખ્યો. સ્ટીમરના એક અધિકારીએ તે દૃશ્ય જોયું. તે દોડતો ત્યાં ગયો એટલામાં હું પણ ત્યાં જઇ પહોંચ્યો અને મેં સર્વ હકીકત તેને સમજાવી.

"એ સર્વ હકીકત શ્રવણ કરતાં એ બાલિકાનાં નેત્રોમાંથી પણ અશ્રુ વહેવા લાગ્યાં. તેની માતાને પણ જગતની દયા આવી. પછી અમે પોરબંદર ઉતર્યાં ત્યાંસુધી સ્નેહભાવથી વર્ત્તતાં હતાં. પરંતુ ત્યારબાદ જગતને એ બાલિકાથી દૂરનો દૂર રાખવાની મારે સંભાળ રાખવી પડતી. બાકી સુવર્ણ! તારે આ જગતપ્રસાદનો આભાર માનવો જોઈએ કારણકે તેના યોગ્ય અત્યંત સુંદર અને રૂપવતી યુવતીઓથી મારે પણ દૂર ને દૂર રહેવું પડે છે.

"પોરબંદર ઉતર્યા પછી અમે જેતલસર જંકશનસુધી સાથે હતાં. ત્યાંથી અમારે ભાવનગર જવું હતું અને એ માતા—પુત્રીને જુનાગઢ ગિરનારની યાત્રાએ જવું હતું. એટલે ત્યાંથી અમે છૂટા પડયા. એ વખતે જગતનો ચ્હેરો જોવાલાયક હતો. તેઓ અમારાથી જુદાં પડયાં તે વખતે જગતે પોતાનો હસ્ત એ બાલિકાના ખભાપર મૂકયો અને તેનાં નેત્રો સામે ક્ષણવાર જોઈ રહ્યો. પછી પોતાની મેળે જ તેણે હાથ લઇ લીધો અને તેને જવા દીધી. પરંતુ એ ઘટના પછી જગત ઉપર તેની વિલક્ષણ અસર થયેલી દેખાઈ. તે અસર કેવા પ્રકારની થઈ એ હું યથાર્થ રીતે સમજાવી શકું તેમ નથી, પરંતુ એટલું ખરૂં કે તેના પૂર્વ જીવનમાં તેનો કોઈના ઉપર પ્રેમ હોવો જોઇએ. સુવર્ણ! વિચાર કર, મારી સ્મરણશક્તિને આવી રીતે ધક્કો લાગવાથી તે ગૂમ થઇ જાય, પછી હું મારી અતિ પ્રિય દેવીને માટે આવી રીતે આખી દુનિયામાં રખડતો ફરૂં,

દરમિયાન હજારો ગુલાબી ચ્હેરા મારા જોવામાં આવે. તથાપિ મારી પસંદગીનો ચ્હેરો ન મળે તો મારી શી દશા થાય તેની કલ્પના કર !

"અમે કોઈ પણ સ્થળે એક કિંવા બે દિવસ કરતાં વધારે મુકામ કરતા નથી. આ સ્થળે માત્ર ચાર દિવસ રહેવાનું મેં ઠરાવ્યું છે. પછી બેંગલોર, મદ્રાસ, જગન્નાથપુરી, કલકત્તા, મુર્શીદાબાદ, અલ્હાબાદ, બનારસ, આગ્રા, દિલ્હી, કાશ્મીર, લાહોર, મુલતાન, કરાંચી, અમદાવાદ, વડોદરા, સુરત થઇને પછી મુંબઈ આવવાનો મારો ઇરાદો છે. હું ધારૂં છું કે એ અરસામાં તું પણ તારી પ્રિય સખીની મહેમાનગતીનો સંપૂર્ણ ઉપભોગ કરી રહી હોઈશ. એ જ અરસામાં શંકરપ્રસાદ તથા તારાં માતુશ્રી પણ મુંબઇ આવશે. એટલે આપણે બધાં મુંબઈમાં એકત્ર થઈશું.

"તું અત્યારે મારી પાસે હોત તો હું શું કરત, એ તું જાણે છે ? તારી હડપચીને મારા હાથમાં રાખી તને ખડખડ હસાવત. પરંતુ એ વાત જવા દે. તારાં સલજ્જ છતાં સાનુરાગથી લાલ થયેલાં નેત્રો હું અહીંથી જોઇ શકું છું."

"જગત અત્યારે મારી પાસે જ બેઠો છે. તેના તરફથી તને કાંઈ લખવું છે એવો પ્રશ્ન મેં તેને કર્યો. તેને તારૂં બરોબર સ્મરણ છે. તે બોલ્યો: "સુવર્ણબ્હેનને કહો કે તેમને એકદમ મળવાની મારી ઇચ્છા થઇ છે. તે બહુ જ માયાળુ છે." અલ્પ સહવાસમાં પણ તારી માયાળુતા જાણવાની કૃતજ્ઞતા તેનામાં છે ખરી. હમણાં તેને ભૂખ પણ સારી લાગે છે, તેનું વજન પણ વીશ રતલ જેટલું વધી ગયું છે. એથી તેના શરીરનો બાંધો સુપુષ્ટ અને સુંદર દેખાય છે. મને ખાત્રી છે કે તે પોતાના જે પ્રેમપાત્રની ઝંખના કરી રહ્યો છે અને ચોતરફ આતુરતાપૂર્વક દૃષ્ટિ નાંખી રહ્યો છે એ પ્રેમપાત્ર તેને કદી પણ ભૂલી ગયું નહિ હોય. મારી પ્રિય સુવર્ણ જેમ એક દિવસ મને સુખી બનાવશે, તેવી રીતે એ પ્રેમપાત્ર પણ તેને જ્યારે સુખી બનાવશે તે જ પળે તેની સ્મરણશક્તિ વગરઉપચારે કે વગરપ્રયોગે આપોઆપ ઠેકાણે આવી જશે.

"આ પત્રનો જવાબ મને મહીસોરમાં મહારાજા લોજમાં મળે તેમ કરજે. અત્યારે આપણી વચ્ચે આશરે એક હજાર માઇલનું

અંતર છે. તથાપિ આપણા આત્મા તો એક બીજાની સમીપમાં જ છે. તેની વચ્ચે કોઇ પણ વસ્તુ અંતર પાડી શકે તેમ નથી. કોઈ મહારાજાધિરાજના કૃપાકટાક્ષ કરતાં તારાં નેત્રોમાંથી સપ્રેમ નીકળેલો એક દૃષ્ટિક્ષેપ તથા તારા મનોહર મુખમાંથી બહાર પડેલું એક સ્મિત-હાસ્ય મને સહસ્રગણું શ્રેષ્ટ લાગે છે.

"કેવળ કર્તવ્યને લીધે જ,
તારા વિયોગમાં આનંદ માનનાર,
"અરવિંદ."

---

## પ્રકરણ ૨૭ મું.

### સખીઓનું સંભાષણ.

એ પત્ર પૂરો થયો. કોણ જાણે શાયે કારણથી સરલાનાં નેત્રો અશ્રુથી ચમકવા લાગ્યાં.

"બિચારાની કેવી અવસ્થા!" તે બોલીઃ "તેના મનમાં તેના પૂર્વચરિત્રની પ્રેમમૂર્તિની કલ્પના સ્થિર થઇ ગઇ હશે. તે આવા દયાળુ અને અનાથની સંભાળ લેનારના હાથમાં પડ્યો છે એ તેનું સદ્‌ભાગ્ય જ સમજવું. સુવર્ણ! તારો અરવિંદ અત્યંત ઉદાર દિલનો છે. તમે લગ્નગ્રંથીથી એક થયા બાદ તમારા જેવું સુખી જોડું આખા ત્રિભુવનમાંયે મળવાનું નથી."

સરલાના અવાજમાં એક પ્રકારની વિહ્‌વળતાનો કમ્પ ભરેલો હતો.

"સરલા!" તેની કમરે હાથ વીંટાળતી સુવર્ણ બોલીઃ "ગભરાઇશ નહિ તને પણ તારો પ્રિયકર એક વાર મળ્યા સિવાય નહિ રહે. પણ તારા મગજમાં હજુ એ મનુષ્યની સ્મૃતિ શામાટે રહે છે? તું તેનો નાદ છોડી દે. એ વાત દૈવાધીન છે. તેમાં આપણા જેવાં માનવપ્રાણીઓની કશી કારીગરી ફાવવાની નહિ."

"સુવર્ણ! હું ભૂલી જાઉં? કેવી રીતે ભૂલી જાઉં? એ મૂર્તિને હું શી રીતે ભૂલી જાઉં?" સરલા ડુસકાં ભરતી બોલવા લાગીઃ "મને જે યાતના થાય છે તે હું કોને કહું? હું કાંઈ કોઇ બદમાશ, અનાચારી તરુણપર પ્રેમ કરતી ન હતી. હું

જાણું છું કે જેણે મને પોતાની માની હતી તે અત્યારે કોઈ જુદો જ બની ગયો છે. જગતની દૃષ્ટિએ તે જીવન્ત છે પરન્તુ મારા મનથી તો મૂએલો જ છે. રોજ રોજ તેની ચિત્રવિચિત્ર વાતો મારા કાનપર આવે છે અને તેની અનાચારિતા પ્રત્યે તો મને અત્યંત તિરસ્કાર ઉપજે છે; તથાપિ—"

"સરલા! એ જ હું સમજી શકતી નથી. જે મનુષ્યનો એક વાર તારા ઉપર પ્રાણથી પણ અધિક પ્રેમ હતો તે આજે કોઇ વેશ્યાના ફંદામાં ફસાઈ તને બિલકુલ ભૂલી ગયો છે! તેં જ મને કહ્યું હતું કે એ પ્રિયંવદા બહુ જ સુંદર છે. પરંતુ તેનું જે ચારિત્ર્ય છે, તે જોઇને તો કોઈ પણ ઉદારચરિત મનુષ્ય તેના કહેવાતા પ્રેમપાશમાં સપડાય તે શક્ય લાગતું નથી. તો પછી આમ કેમ બન્યું? તારી પરીક્ષા અધૂરી કે તેનો તારા ઉપરનો પ્રેમ અપૂર્ણ?"

"ના, બ્હેન! તેનામાં જ પરિવર્ત્તન થઈ ગયું છે. જ્યારે હું ગરીબ અને નિષ્કાંચન હતી અને તેની પણ મારા જેવી જ સ્થિતિ હતી ત્યાંસુધી તો બધું ઠીકઠીક ચાલ્યું. ત્યાંસુધી તેનો મારા ઉપર હૃદયપૂર્વકનો પ્રેમ હતો. પણ જ્યારે લક્ષ્મીદેવી તેના ઉપર તુઠયાં, એટલે પોતાના જૂના સંબંધને તે વિસરી ગયો, કારણકે મારી પાસે તો તેને પ્રેમ સિવાય બીજું આપી શકાય તેવું શું હતું?"

સુવર્ણકુમારીએ પેલા પત્રની ઘડી કરી તે કવરમાં નાખ્યો. સરલાએ પોતાનાં અશ્રુ લૂછી નાખ્યાં અને વિખરાયેલા વાળ સમા કર્યા. સુવર્ણકુમારી તેના ચ્હેરા તરફ લક્ષપૂર્વક જોવા લાગી.

"અરે! આ હું શું જોઉં છું?" સુવર્ણકુમારી બોલી.

"શું છે? તને એકાએક આટલું બધું આશ્ચર્ય થવાનું કારણ શું?"

"કેમ વળી! તારાં નેત્રો, તારા વાળ, તારૂં મુખ અને તું!"

"આ તું શું કહે છે! હું શું? મારાં નેત્રો શાં? મારૂં મુખ શું? એ બધાં બરોબર છે. કાંઈ બગડયાં નથી."

"હું પણ કયાં કહું છું કે બગડેલાં છે? મારી કહેવાની મતલબ એ છે કે અરવિન્દે તેમના પત્રમાં જે છોકરીનું વર્ણન કર્યું છે, તેના જેવાં જ છે કાળાં નેત્રો, મધુર મુખ, બારિક વાળ, એ બધું બિલકુલ મળતું આવે છે."

સરલાને હસવું આવ્યું. તેણે કહ્યું: "આ મુંબઇ પ્રાંતમાં કે

આખા ભારતવર્ષમાં એવા સ્વરૂપની હજારો છોકરીઓ જોવામાં આવશે; અને મુખની મનોહરતા વિષે કહેતી હોય તો દરેક પ્રેમી જનને પોતાનો જેના ઉપર પ્રેમ હોય તેનો જ ચ્હેરો મોહક લાગે છે."

એ વખતે સરલાની માતા ત્યાં આવીને બોલી: "આખો દિવસ આમ બેઠાં બેઠાં જ ગાળવો છે કે શું ? ઉઠો, ન્હાઓ ધૂઓ, રસોઈ પણ તૈયાર થવા આવી છે."

તે બન્ને જણીઓ ઉઠી. ન્હાઈ ધોઈ, નિત્યકર્મ કરીને ભોજન કરી લીધું. બપોર પછી સુવર્ણકુમારીએ અરવિન્દને તેના પત્રનો વિગતવાર જવાબ આપ્યો. તેમાં સરલાના સ્વરૂપનું વર્ણન, વિલાસભુવન તથા તેમાં રહેતી વ્યક્તિઓના સંબંધમાં પણ વિસ્તારપૂર્વક તમામ હકીકત લખી હતી. તેણે પત્રમાં સરલા સંબંધી આ પ્રમાણે લખ્યું હતું:—

"તમે આજસુધીમાં જેટલી છોકરીઓ જોઇ હશે તે સર્વમાં સરલા અતિ સુંદર છે અને મારા કરતાં તો સહસ્રગણી સુંદર છે. આસપાસના લોકો તેને દેવી તુલ્ય માને છે. કોઈ રોગગ્રસ્ત હોય, નિરાધાર હોય, નિરુદ્યમી હોય, તેને ઔષધોપચાર, આર્થિક સહાય તેમજ રોજગારે લગાડવા સંબંધના પ્રયત્નોમાં જ તે પોતાનો લગભગ તમામ સમય વિતાડે છે. ગણેશગ્રામની નજીકમાં મહારાજા મહેન્દ્રસેનની જાગીર આવેલી છે. એ મહેન્દ્રસેનની સાથે સરલાના પિતાને કાંઇ સારો સંબંધ નથી. તેનું કારણ માત્ર એટલું જ કે તેમણે મહારાજાની ઇચ્છા વિરૂદ્ધ ગણેશગ્રામની જાગીર ખરીદ કરી !

"વળી સરલાના પરોપકારી સ્વભાવને લીધે પણ તેના ઉપર મહારાજાની ખફા દૃષ્ટિ થઇ છે, કારણકે ખુદ મહારાજા પોતે પોતાનાં ગામોમાં રહેતા માણસોનાં દુઃખદર્દો પ્રત્યે કશી સહાનુભૂતિ કે દિલસોજી દર્શાવતા નથી; જ્યારે સરલા માત્ર ગણેશગ્રામમાં જ નહિ પરંતુ આસપાસનાં ગામોમાં પણ મદદને માટે દોડી જાય છે. મેં મહારાજાને નજરે જોયા નથી; પરંતુ તેમના વિષે જે કાંઈ સાંભળ્યું છે તે ઉપરથી તે કઠણ હૃદયના અને નિષ્ઠુર હોવા જોઇએ.

"વારૂ, હવે હું એક બીજી હકીકત લખવા ઈચ્છું છું. સરલાએ તો એ લખવાની મને ના કહી છે, પરંતુ હું તે તમને જણાવ્યા સિવાય રહી શકતી નથી. તે જે સમયે અત્યંત ગરીબ હતી અને

તેના પિતા ટ્રાંસવાલમાં સોનાની ખાણુમાં મજુરી કરતા હતા, તે વખતે લલિતપુરમાં સરલાની વિનયકુમાર નામના એક સભ્ય ગૃહસ્થની સાથે મુલાકાત થઇ હતી. સરલાના કહેવા મુજબ તે અત્યંત ઉદાર, સુંદર અને કોઈ પણ ઉચ્ચ કુળમાં જન્મેલો હોય એમ લાગતું હતું. લલિતપુરમાં તેના પિતાનું મૃત્યુ થયા પછી તે અહીં આવ્યો છે, એટલે કે મુંબઇમાં છે.

"એ મનુષ્યે અગાઉ સરલાને કહ્યું હતું કે એક મહારાજા તેના પિતાના કાકા થાય છે, અહીં આવ્યા બાદ સરલાના જાણવામાં આવ્યું કે તે જ આ મહારાજા મહેન્દ્રસેન. પેલો વિનયકુમાર અત્ર આવ્યા બાદ તેણે એક ચીઠી પણ સરલાપર લખી નથી. સરલા અહીં છે એવું તેના જાણવામાં હોય એમ લાગતું નથી. કદાચ તે અહીં મહારાજાને ખોળવાને માટે આવશે તો તેની મુલાકાત થશે એવી આશાથી સરલા સમય વિતાવી રહી છે.

"પરંતુ વિનયકુમારનું લલિતપુરનું વર્તન મુંબઇ આવ્યા પછી રહ્યું નથી. જે અફવા સંભળાય છે તે મુજબ તો તે પહેલા નંબરનો દારૂડીઓ, બહારવટો અને ઉડાઉ તથા ઉચ્છૃંખલ બની ગયો છે. કોઈ મીસ પ્રિયંવદા નામની એક ગાયિકા કેટલોક સમય થયાં મુંબઇમાં આવી છે. તેના પ્રેમપાશમાં એ સપડાયો છે. એ સ્ત્રીના સંબંધમાં એટલું જ કહેવું ઉચિત છે કે તે જેટલી સુંદર છે તેટલી જ દુશ્ચરિતા એટલે ખરાબ ચાલની છે.

"મને લાગે છે કે પેલા વિનયકુમારને મહારાજા મહેન્દ્રસેનનો વારસો મળવાનું નક્કી થયું હશે એટલે તે પોતાની પ્રિયતમાને ભૂલી ગયો હશે અને લલિતપુરમાં ગરીબાઇમાં જે દિવસો ગાળ્યા હતા તેનો ખંગ વાળવાને માટે તે મુંબઇમાં ખૂબ ઉડાઉગીરી ચલાવતો હશે. ગમે તેમ હોય તથાપિ સરલાના મગજમાંથી તેને માટેના વિચારો ખસતા નથી. જોકે તેના અત્યારના વર્તન તરફ તેને અત્યંત તિરસ્કાર આવી ગયો છે અને આ વિનયકુમાર કદાચ મહારાજા મહેન્દ્રસેનની પછી પોતે પ્રત્યક્ષ મહારાજા બને તોપણ તેની સાથે લગ્ન કરવું નહિ એવો તેણે નિશ્ચય કર્યો છે.

"બીજી એક વાત પણ આ પત્રમાં લખવાની છે. તમે તમારા પત્રમાં જે પેલી સુંદર છોકરીનું વર્ણન કર્યું છે તે જ આબેહૂબ

મારી સરલાને પણ લાગુ પડે છે. વારુ, તમે હાથમાં લીધેલા કાર્યમાં યશસ્વી થાઓ એવી મારી પરમેશ્વરને પ્રાર્થના છે.”

એ પત્ર ટપાલમાં રવાના પણ થઈ ગયો. આ બન્ને સખીઓ વચ્ચે એક પછી એક દિવસ આનંદમાં પસાર થતા હતા. મહેન્દ્રસેનના કાનપર સરલાના પરોપકારની વાતો રોજ ને રોજ આવતી હતી. એથી મહારાજાને સંતાપ તો ઘણો જ થતો હતો. પરંતુ એ સંતાપ મનમાં ને મનમાં સહન કરી લીધા સિવાય બીજો એક પણ માર્ગ તેમને માટે ન હતો. સુવર્ણકુમારી અને અરવિંદ વચ્ચેનો પત્રવ્યવહાર ચાલુ જ હતો. જ્યાં જ્યાં તે જતો ત્યાંનું વિસ્તારપૂર્ણ વર્ણન પત્રમાં લખી મોકલતો. એક દિવસ અરવિંદનો પત્ર આવ્યો. તેમાં લખેલી હકીકત વાંચીને સુવર્ણકુમારીને હર્ષના ઉછાળા આવવા લાગ્યા.

“અમે ૧૩ મી તારીખે મુંબઇ આવવાનું ઠરાવ્યું છે. જગતની પ્રકૃતિ સારી અને વ્યવસ્થિત છે, પરંતુ ગઈ કાલથી તેની ચિત્તવૃત્તિ પુનઃ બ્હાવરી બની ગયેલી દેખાય છે. દિલ્હી તરફ તો અમને પુષ્કળ ત્રાસ પડયો હતો. આ તરફ સામાન્ય રીતે દરેક સ્ત્રી સ્વરૂપવતી અને અને નીલવર્ણાં નેત્રોની હોય છે. મારો એક વાર એવાં નેત્રોવાળી એક છોકરીનો પ્રયોગ તેના ઉપર કરી જોવાનો વિચાર છે.”

સરલાના પિતાને પણ એ પત્ર વાંચીને આશ્ચર્ય થયું. તેણે પણ આ અપરિચિત રોગીને લગતી તમામ હકીકત સુવર્ણકુમારી પાસેથી જાણી હતી. સુવર્ણ અને સરલાને રોજ રોજ વાતચીત કરતી જોઇને સરલાનો પિતા બોલ્યોઃ “તમે છોકરીઓ તો આખો દિ' વાતો જ કર્યા કરો છો! તમને કંટાળો પણ નથી આવતો? બોલવાને બદલે એક બીજાના વિચારો લખી તે એક બીજાને દર્શાવતા હો તે કેવું? તમારી વાતોનો સાર સાંભળ્યા સિવાય પણ હું સમજી ગયો છું. મને ડૉ. અરવિંદના શિરનામાની માહિતી નથી. નહિતો તમારૂં કાર્ય હું જ પતાવી દેત.”

“પણ, બાપુજી! અમારા વિચારો કાંઇ બીજા જ હશે તો?”

“બીજા શાના હોય? અરવિન્દકુમાર પોતાના અપરિચિત રોગીની સાથે અહીં આવે એવો તમારો બન્નેનો ઇરાદો છે. કેમ ખરૂંને? સુવર્ણ! લાવ, અરવિન્દકુમારનું શિરનામું મને આપ. હું જ તેને પત્ર લખીશ કે તમે અત્ર આવ્યા સિવાય અમે સુવર્ણકુમારીને અહીંથી નિકળવા દઇશું નહિ!”

સુવર્ણકુમારીએ તુરત જ પ્રમોદરાયને અરવિન્દનું શિરનામું આપ્યું, તેમજ તેણે પોતે પણ એક જુદો પત્ર તેને લખ્યો. તેમાં તેણે લખ્યું હતું કે "તમે અત્યારસુધીમાં નહિ જોયું હોય તેવું આ સ્થાન સુંદર છે. તમે અત્ર આવશો એટલે અત્યારસુધી કરેલા પ્રવાસનો શ્રમ બિલકુલ ઉતરી જશે. વળી બિચારા જગતને પણ નિલવર્ણા નેત્રો, કાળા ભ્રમર જેવા કેશ અને સુંદર મુખકમલ કલાકોના કલાક પર્યંત જોવાને મળશે,"

અરવિન્દે પ્રમોદરાયના આમંત્રણનો સ્વીકાર કરીને તેનો આભાર માન્યો. તેણે પ્રત્યુત્તરમાં જણાવ્યું કે "હું મુંબઇ ત્રણ–ચાર દિવસ રોકાઇશ. મારી પાસેનું તમામ દ્રવ્ય ખલાસ થઈ ગયેલું હોઇ મેં લલિતપુરથી પૈસા મંગાવ્યા છે. મુંબઈમાં રા. બ. હરસુખરાય સત્યવાદીની પેઢીમાંથી તે રકમ મને મળવાની વ્યવસ્થા થઈ છે. ત્યાંથી હું સીધો આપની પાસે ગણેશગ્રામ આવીશ."

થોડા દિવસ પછી મુંબઈથી અરવિન્દનો એક ચમત્કારિક પત્ર આવ્યો. તેમાં આ પ્રમાણે હકીકત હતીઃ—

"અત્યંત વિલક્ષણ ઘટના બની આવી. હું બે દિવસ પહેલાં જ મુંબઇ આવ્યો છું. રાવબહાદૂર હરસુખરાયની મુલાકાત લીધી. તેમને શંકરપ્રસાદ સાથે સારો સંબંધ છે એટલે અમને પોતાને ત્યાં જ રહેવાનો તેમણે ઘણો આગ્રહ કર્યો. પરંતુ અમે અત્ર ક્રાફર્ડ મારકિટ પાસે આવેલા શ્રી 'કૃષ્ણ હિન્દુ લૉજ'માં ઉતર્યા છીએ.

"જે દિવસે અમે અહીં આવ્યા તે જ દિવસે મીસ પ્રિયંવદા નામની ગાયિકાનો જલસો હતો. તે જોવાને સારૂ ચાલવાને માટે રાવબહાદુરે અમને અત્યંત આગ્રહ કર્યો. આપણા જગતે બે–ચાર કલાક કશી ગરબડ કરી ન હતી. તેના સંબંધી તમામ હકીકત મેં રાવબહાદૂરને જણાવી. એટલે તેને પણ સાથે લેવાનો તેમણે અતિ આગ્રહ કર્યો. ગાયિકાનું સંગીત સાંભળીને તેનું કશું સમાધાન થશે એવું મને લાગ્યું નહિ. તોપણ જોઇએ, શું થાય છે, એવા કુતૂહલથી હું તેને સાથે લઈ ગયો. આખો પત્ર પૂરેપૂરો વાંચી લે ત્યાંસુધી ધીરજ રાખજે.

"રાવબહાદુરે અમારે માટે એક બોક્સ રિઝર્વ કરાવી રાખ્યો હતો. તેમાં હું, જગત, ધીરજલાલ અને રાવબહાદૂર બેઠા. જગત પોતાની આસપાસ આશ્ચર્યદૃષ્ટિથી જોવા લાગ્યો. વિદ્યુત દીપક,

વિદ્યુતના પ્રવાહથી ફરનારા પંખા, વિશાળ નાટ્યગૃહ, તેમાં એકત્ર થયેલાં પુષ્કળ મનુષ્યો એ સર્વ જોઇને તેનું મન આકુળ વ્યાકુળ બની ગયું. તોપણ હવે તે અહીં શું કરશે, તેની મને કલ્પના ન હતી.

"પ્રારંભમાં પ્રિયંવદાના શિષ્યો અને શિષ્યાઓનું સંગીત થયું. આ તરફ જગતનું કુતૂહલ એકસરખું વૃદ્ધિને પામતું હતું. પછી મીસ પ્રિયંવદા રંગભૂમિપર આવી. તે કેટલી સુંદર છે, કહું ? તેના સૌંદર્ય પરથી તું લખતી હતી એટલી તે દુષ્ટ કે નીચ હશે એમ મને લાગ્યું નહિ. પરંતુ પાછળથી એ વિષયમાં મારી ખાત્રી થઈ છે ખરી.

"તેણે એક ચીજ ઉપાડી. આપણા જગતે એ ગાયન તરફ વિશેષ લક્ષ આપ્યું નહિ. પરંતુ તે પ્રિયંવદા તરફ અનિમિષ નેત્ર એકસરખી રીતે જોતો હતો. પછી પ્રિયંવદાએ બીજું ગાયન શરૂ કર્યું. પરંતુ એ ગાયનનું એક ચરણ પૂરૂં થયું નહિ હોય, ત્યાં તો જગતે મોટેથી બૂમ પાડી અને એકદમ પોતાની જગ્યાપરથી ઊભો થઈને રંગભૂમિપર કૂદ્યો અને ત્યાં જઇને મીસ પ્રિયંવદાને પોતાના બાહુમાં મજબૂત પકડી રાખી.

"અને પછીના દૃશ્યનું શું વર્ણન કરવું ? આખું નાટ્યગૃહ ચિત્રની માફક સ્તબ્ધ બની ગયું. રાવબહાદૂર હરસુખરાયને તો જમીન પોતાના પેટમાં છૂપાવી દે તો સારૂં એમ થયું. હું તુરત જ જગતની પાછળ રંગભૂમિ ઉપર ગયો અને તેને જોરથી મારી તરફ ખેંચી લીધો. હું એ બાઇની ક્ષમા માગવાને પણ રોકાયો નહિ. નાટ્યશાળાની બહાર નિકળ્યા બાદ જેણે આ જલસાનો કોન્ટ્રાક્ટ રાખ્યો હતો તે તથા પ્રિયંવદાનો સેક્રેટરી મારી પાસે આવ્યા. મેં તેમને ટુંકાણમાં સર્વ હકીકત સમજાવીને તેમની ક્ષમા માગી. તેમણે પણ મારી ગૃહસ્થાઈપર વિશ્વાસ રાખી આ હકીકત વિશેષ નહિ ચર્ચવાનું વચન આપ્યું.

"જગતને હું લોજમાં લાવ્યો. ત્યારપછી તો તે વધારે દિવાનો બની ગયો. પોતાના મસ્તકપર હાથ રાખીને તે દિગ્મૂઢની માફક બેસી રહેતો. વળી દિવાનખાનામાં ફરતાં ફરતાં તે પોતાના મનમાં પેલું ગાયન ગણગણતો હતો. વચ્ચે વચ્ચે તે બોલતો કે, 'એ ગાયન મેં સાંભળ્યું છે. પણ પેલી સ્ત્રી કોણ ?'

"બીજે દિવસે હું પ્રિયંવદાની ક્ષમા માગવાને માટે તેને બંગલે ગયો. તેનો બંગલો અત્યંત સુશોભિત અને એક મોટા રાજમહાલયની સ્પર્ધા કરે તેવો છે. તેમાં બહુમૂલ્ય અને જાતજાતનું ફરનિચર ગોઠવેલું

છે. ત્યાં જઈને તે જગતને ઓળખે છે કે કેમ, એ પણ તેને પૂછ-વાનો મારો હેતુ હતો. આગલા દિવસે બનેલી ઘટનાના સંબંધમાં જાણે તેને કશું પણ લાગ્યું ન હોય તેવી રીતે તે હસતી હસતી બોલવા લાગી: 'જો મારા સૌંદર્યથી મુગ્ધ બનીને રોજ આવી રીતે કોઇ વ્યક્તિ રંગભૂમિપર આવી મને પોતાના બાહુપાશમાં જકડી રાખે તો મારો ધંધો અત્યારના કરતાંયે વધારે સારી રીતે ચાલે! અને હજારો રૂપીઆ મારા પગમાં પડતા આવે!!' 'તમે આ માણસને અગાઉ કદી જોયો છે?' એવો મેં તેને પ્રશ્ન કરતાં 'મેં તેને કદી પણ જોયો નથી' એવો જવાબ મળ્યો; એટલે મેં તેને જગતના સંબંધમાં બધી હકીકત જણાવી. એથી તેને પણ સ્હેજ દિલગીરી થઇ. જગતને તેણે કદી નહિ જોયાનું કહેલું તે મને પણ સાચું લાગ્યું, કેમકે જગતને પણ તેને માટે કશું લાગતું ન હતું. તે તો ફક્ત પેલું ગાયન ગણગણતો હતો. તે ગાયન બીલકુલ સાદું છે તથાપિ તેની ઉપયોગિતા આજે એટલી બધી લાગી કે વાત જ નહિ!

"મારી પાસે જલસાની ચોપડી છે, તેમાં એ ગાયન છે. અમે ત્યાં આવીએ એટલે તું હારમોનિયમની સાથે એ ગાયન જગતને સંભળાવીશને? એમાંથી પણ કાંઇક નિષ્પન્ન થશે. મારા બીજા બધા ઉપાય તો નિરર્થક થયા છે. હવે તો તેના મન ઉપર કોઈ પ્રકારનો આઘાત થાય તો જ તેની સ્મરણશક્તિ ઠેકાણે આવે. નહિતો પછી કાયમને માટે તેની આવી સ્થિતિ રહેશે. હું થોડા જ દિવસમાં ત્યાં આવું છું. તેં લખ્યું હતું તે મહારાજા મહેન્દ્રસેનના પેલા વારસની સાથે મારો મેળાપ થયો નથી. રાવબહાદૂરનું કહેવું છે કે હમણાં તે મહારાજાને મળવાને માટે ગયો છે. કદાચ તમારી તેની સાથે મુલાકાત થશે ખરી."

આ પત્રે તો વિલાસભુવનમાં ભારે કોલાહલ મચાવી દીધો. સુવર્ણકુમારીએ આ પત્રના ઉત્તરમાં સરલાને જણાવા દીધા વગર એક લીટી લખી હતી. તેણે લખ્યું કે "તમારૂં એ ગાયન સરલાને બરોબર આવડે છે. તેની પાસે પણ જલસાની ચોપડી છે. તે તમારા જગતચંદ્રને એ ગાયન મધુર સ્વરે સંભળાવશે. અમને હજી મહારાજાના વારસની મુલાકાત થઈ નથી, તેમ એ મુલાકાતની અમે ઇચ્છા પણ કરતાં નથી. માત્ર તમારા એ મેળાપની તીવ્ર ઉત્કંઠા છે તો હવે તમે ઢીલ નહિ કરતાં બને તેટલા જલ્દીથી અહીં આવજો."

# પ્રકરણ ૨૮ મું.

## પ્રેમસ્પર્ધા.

અરવિન્દ વિલાસભુવનમાં આવી પહોંચે તે પહેલાં આપણે આપણાં બીજાં પાત્રોની હીલચાલપર લક્ષ આપવાની જરૂર છે એટલે તે માટે આપણે થોડુંક પશ્ચાદવલોકન કરવું પડશે. પેલો બનાવટી વિનયકુમાર મુંબઈમાં પોતાનું જીવન કેવી રીતે વિતાવી રહ્યો છે તેનો પરિચય તો અમે વાંચકોને આપ્યો છે. રાવબહાદૂર હરસુખરાયની ઉપર મીસ પ્રિયંવદાના સૌંદર્યનું કેવું પરિણામ આવ્યું તે પણ આપણે જોયું. પહેલે દિવસે રાવબહાદૂરે પ્રિયંવદાની પ્રથમ મુલાકાત લીધી તે વખતે તેમનો ઇરાદો વિનયકુમારને પ્રિયંવદા પોતાના પાશમાંથી મુક્ત કરે એવી વિનતિ કરવાનો માત્ર હતો. પરંતુ પછી તો તેને વિનયકુમારથી પરાવૃત્ત કરવાના ઉદ્દેશને પરિણામે વિનય અને રાવબહાદૂર એ એની વચ્ચે તેને માટેના પ્રેમની સ્પર્ધા થવા લાગી. વિનયે તેને મોતીની માળા આપી, રાવબહાદૂરે તેને હીરાનો હાર આપ્યો. વિનયે જુદાં જુદાં મૂલ્યવાન નંગો જડેલી બંગડી આપી તો રાવબહાદૂરે તેને એક અત્યંત મૂલ્યવાન કંઠો આપ્યો. એ પ્રમાણે બન્નેને પ્રિયંવદા ઉંદરની માફક ફોલી ખાતી હતી. અર્થાત્ રાવબહાદૂર આ સુંદરીની પ્રેમજાળમાં વધુ ને વધુ સપડાવા લાગ્યા. વળી આ બે જણાની ઉદારતા કે ઉડાઉપણાની સ્પર્ધામાં વિનયને પાછા પગ લેવા પડે તે પણ બનવાજોગ હતું, કારણકે રાવબહાદૂરની તિજોરી ભરચક હતી; જ્યારે વિનયને તો તેના વૃદ્ધ વડિલ મહારાજા તરફ માસિક રકમ મળે તેના ઉપર જ આધાર હતો.

જ્યાંસુધી આ વીશનખી જળો મનુષ્યને ચોંટી ન હોય ત્યાં-સુધી જ મનુષ્યના બચવાની આશા. બાકી એક વાર ચોંટી એટલે તો પછી રક્તનું દરેકે દરેક બિન્દુ તો ચૂસી લે છે એટલું જ નહિ, પણ બાકી રહેલાં હાડકાં અને ચામડાંને પણ કોતરી નાખ્યા વગર રહેતી નથી. એજ સ્થિતિ વિનયની થઈ હતી. ગમે તેમ થાય સોમે પ્રિયંવદાને પોતાના હાથમાંથી કદી પણ જવા દેવી નહિ એવો તેણે મક્કમ નિશ્ચય કર્યો હતો. તે સાથે પોતાની પાસે કેટલું દ્રવ્ય છે, પોતાની આમદાની શી છે, આ સ્પર્ધામાં પોતે રાવબહાદૂરની સામે ટકી શકશે કે કેમ તેનો તેણે બીલકુલ વિચાર કર્યો નહિ. એનું

પરિણામ એ આવ્યું કે વિનયને મારવાડીની દુકાનની મુલાકાત લેવી પડી. મહારાજા મહેન્દ્રસેન જેવા મોટા જાગીરદારના ભાવી વારસને કયો મારવાડી પૈસા ધીરવાની ના પાડે ? એટલે કે વિનય ખાતું પાડી સહી કરી આપે કે મારવાડી તેને તુરત જોઇતી રકમ કાઢી આપે. જો કે પાંચસો રૂપીઆ જોઇતા હોય તો સાતસોનું ખાતું પાડી આપવું પડે અને વ્યાજ ટકા બેથી તો ઓછું નહિ જ. આવી રીતે પૈસાની સગવડ થવાથી વિનયનું ઉડાઉપણું વધતું ચાલ્યું અને લગભગ એક લાખ રૂપીઆ કરતાં વધારે કરજ થઇ ગયું.

વિનય જેટલો સાહસિક હતો તેટલો સાવધ હોત તો તેને દેવું કરવાની બિલકુલ જરૂર રહેત નહિ. પરંતુ મનુષ્યનો વિનાશકાળ નજીક આવી લાગે છે ત્યારે હજારો રસ્તેથી તેનો અધઃપાત થાય છે. વિનય મહારાજા મહેન્દ્રસેનનો વારસ હોવાનું જાણવામાં આવતાં પ્રિયંવદા પણ તેને પોતાના કબજામાં રાખવાને અત્યંત ઉત્સુક હતી. પરંતુ કામાંધ વિનય તે સમજી શક્યો નહિ. પ્રિયંવદા રાવબહાદુર તરફ પ્રેમકટાક્ષ ફેંકતી એ તો માત્ર તેના પૈસાને જ ખાતર. કોઇ પણ રીતે તેને બની શકે તેટલો નીચોવવો એટલો જ તેનો ઇરાદો હતો. વિનયને માટે તેનો વિચાર જુદા જ પ્રકારનો હતો.

એક વાર પોતે મહારાણીના પદે આરૂઢ થશે એવી તેને આશા હતી અને તે પદની સાથે મહેન્દ્રસેનની તમામ સ્થાવર જંગમ મીલકતની પોતે માલિક બનશે એમ તે માનતી હતી. વિનયે તેને એમ કહ્યું હતું કે “હું અમારી જાગીરનો માલિક બનીશ કે તુરત જ તારી સાથે લગ્ન કરી નાખીશ.” પરંતુ પ્રિયંવદા એમ તો ઉસ્તાદ હતી. વિનય જેવાં તો હજારો પંખેરૂનાં પીંછાં તેણે ઉખેડી નાંખ્યાં હતાં. પ્રેમની ઘેલછામાં એવાં અનેક વચન અપાય છે, પણ તે પાળવાનો પ્રસંગ આવતાં તેનું જુદું જ સ્વરૂપ બની જાય છે કારણ-કે ‘વિનય મહારાજા બને પછી તેનું કુળવાનપણું આડું આવે અને મારી સાથે લગ્ન કરતાં તે અચકાય તો એ બનવાજોગ છે !’ એવો વિચાર પણ તેને આવતો.

એટલે તેણે એવી યુક્તિ કરી હતી કે વિનયની સાથે તેનું એકદમ લગ્ન થઇ જવું જોઇએ. વિનય પણ એ પ્રમાણે જલ્દી લગ્ન કરવાને માટે તત્પર બની જાય તે માટે તે વિનયને ઉશ્કેરવાને રાવબહાદુરની સાથે પ્રેમના ચાળા કરતી હતી. એથી સર્વ ઘટના

તેની ઇચ્છા પ્રમાણે બની આવવાનો યોગ દેખાતો હતો કારણકે વિનયને પ્રેમમાં સ્પર્ધા પસંદ ન હતી. એટલે કોઇ પણ રીતે પ્રિયંવદાની સાથે લગ્ન કરી નાખવું અને આ બુઢ્ઢાનો કાંટો વચ્ચેથી કાઢી નાખવો એવો વિનયે મનમાં નિશ્ચય કર્યો. એ નિશ્ચયના પ્રથમ દર્શન તરીકે પ્રિયંવદાની કોમળ કરાંગુલીમાં એક અત્યંત તેજસ્વી હીરાની વીંટી ચમકવા લાગી. આ તરફ રાવબહાદુર હરસુખરાય પ્રિયંવદાના સહવાસથી ખરેખર ઉલ્લુ બન્યો હતો. તોપણ પોતે વધારે ને વધારે ફસાતો જાય છે અને પોતે પ્રિયંવદાથી વિનયને પરાવૃત્ત કરવાને માટે જે યુક્તિ યોજી હતી, તે યુક્તિ તો પાર પડી શકી નહિ એમ તેના સમજવામાં આવ્યું, કારણકે પ્રિયંવદાની આંગળીપર વિનયે આપેલી હીરાની વીંટી ચમકતી તેના જોવામાં આવી. એથી પોતાની ભત્રિજી જયાલક્ષ્મીના પ્રારબ્ધમાં મહારાણીપદ નથી એ કટુ સત્ય હવે તેના સમજવામાં આવ્યું.

તેણે આજસુધી પ્રિયંવદાનો પડતો બોલ ઝીલી લીધો, તેને ખાતર પુષ્કળ પૈસા ખર્ચ કર્યા, એ સર્વ પોતાની ભત્રિજી માટે માર્ગ ખુલ્લો કરવાને. પરંતુ તેને તેનું દુર્દૈવ આડું નડ્યું. હવે વિનયને કેવી રીતે સકંજામાં લાવવો તેનો તે વિચાર કરવા લાગ્યો. તેના મગજમાં એક કલ્પના આવી. હમણાં વિનય પુષ્કળ પૈસા ઉડાવી રહ્યો છે એ વાર્ત્તા મહેન્દ્રસેનને જણાવવી અને તેમના તરફથી વિનયને મળતો દરમાયો અટકાવવો, એથી વિનયને પૈસાની તાણ પડવાથી તે સકંજામાં આવી જશે. એટલું થયા પછી પ્રિયંવદા પોતાના હાથમાંથી છટકી જાય એ પણ તેને રૂચતું ન હતું. તે માટે શો માર્ગ લેવો તેનો તે વિચાર કર્યા કરતો હતો.

## પ્રકરણ ૨૯ મું.

### જયાલક્ષ્મીનું લગ્ન.

રાવ બહાદુર હરસુખરાયે મહેન્દ્રસેનને વિનયનો દરમાયો હાલ તુરતને માટે બંધ કરવાને લખી જણાવ્યું ખરૂં, પણ મહારાજા તેના પત્રને અમલમાં મૂકે તે પહેલાં બે મહત્ત્વની ઘટના બની ગઇ. તેમાંની એક મહત્ત્વની ઘટના એ કે જયાલક્ષ્મી—હરસુખરાયની ભત્રિજીએ

છેવટે સનત્કુમારને જ પસંદ કરી, તેની સાથે જ લગ્ન કરવાનો નિશ્ચય કરી દીધો.

તેણે પ્રથમ તો પોતાના પિતા અને કાકાના આગ્રહથી મહારાજા મહેન્દ્રસેનના પેલા બનાવટી વારસ વિનય સાથે લગ્ન કરવાનો ઠરાવ કર્યો હતો. પરંતુ પ્રિયંવદા સાથેની તેની પ્રેમચર્ચા જયાના જાણવામાં આવી ગઈ હતી. તેમાં સુધારો થવાની કશી પણ આશા તેને ન લાગી. તે પ્રિયંવદાના પ્રેમપાશમાં વધુ ને વધુ જકડાતો જાય છે અને પોતાની સ્પષ્ટ ઉપેક્ષા કરી રહ્યો છે, એવું જયાને ચોક્કસપણે લાગતું હતું. પરંતુ વચ્ચે વચ્ચે તેને એમ પણ થતું કે આવી મોટી જાગીરનો માલિક થનારો મનુષ્ય, પ્રિયંવદા ગમે તેવી સૌંદર્યવતી હોવા છતાં તેના જેવી નીચ, દુર્વર્તની વેશ્યા સ્ત્રીની સાથે લગ્ન કરે એ કદી પણ શક્ય નથી. એ જ હેતુથી તેને પુનઃ પોતાની તરફ વાળવાને માટે જયા તેના ઉપર પ્રેમથી પરિપૂર્ણ મધુર પત્રો લખતી અને પેલો વિનય પણ મુંબઈથી તેને એ પત્રોનો એવો જ પ્રત્યુત્તર આપતો તથા પોતાના કામકાજમાંથી નિવૃત્તિ મેળવીને તેને મળવાને જરૂર આવશે એવી આશા આપતો. પરંતુ એવા ઉત્તરો ઘણા આવ્યા છતાં વિનય તો આવ્યો નહિ, એટલું જ નહિ પણ તેણે પ્રિયંવદાની સાથે લગ્ન કરવાનું નક્કી કર્યાનું પણ જયાના જાણવામાં આવ્યું. એથી જયાની સ્થિતિ કફોડી બની ગઈ. નિરાશાથી તેનું મસ્તક ભ્રમિત બની ગયું. તેને એમ પણ લાગ્યું કે વિનય કરતાં સનત્કુમાર લાખ દરજ્જે સારો છે. આ તરફ સનત્કુમાર પણ શાંત ન હતો. વિનય મુંબઈ હતો તે દરમિયાન સનત્કુમાર જયાની આસપાસ પોતાના પ્રેમની જાળ હરેક પ્રકારે બિછાવ્યા જ કરતો હતો. વળી જયાના પિતા ઉપર પણ તેણે પોતાની છાપ એવી પાડી દીધી કે તેને પોતાના ભાવી જમાઈ તરીકે વિનય કરતાં સનત્કુમાર વધારે પસંદ પડવા લાગ્યો. તે શ્રીમંત કિંવા જાગીરદાર ન હતો, પરંતુ તે સિવાય તેનો દેખાવ, શરીરનો બાંધો અને બીજી યોગ્યતાના પ્રમાણમાં સનત્કુમાર તેને વિશેષ યોગ્ય લાગ્યો. એજ અરસામાં બીજી રીતે પણ સનત્કુમારના ભાગ્યે જોર કર્યું. તેનો કાકો તથા કાકી સુરતમાં રહેતાં હતાં, તે બન્ને થોડા થોડા સમયના અંતરે મરણ પામ્યાં. તેમને પુત્ર–પુત્રી કશું સંતાન ન હતું. એટલે તેમનો વારસો સનત્કુમારને મળ્યો. સુરતમાં એક મકાન, ડુમસમાં એક ન્હાનો પણ સુંદર બંગલો અને વર્ષે ત્રણ હજારની આવક થાય

એટલી જમીન તેમણે સનતકુમારના નામ ઉપર કરી આપી હતી. એટલે સનતકુમારને પણ જરા ધીરજ મળી હતી અને જયાલક્ષ્મીને પોતાની બનાવવાની આશા ઉત્પન્ન થઇ હતી. જયાના પિતા તનસુખરામના જાણવામાં એ પણ વાત આવી ગઈ હતી કે વિનય તો ચોક્કસ પ્રિયંવદા સાથે લગ્ન કરવાનો જ છે. એટલે પછી તેણે જયા અને સનતકુમારના લગ્નમાં પોતાની પણ સંમતિ આપી દીધી, જોકે આ કૃત્ય પોતે પોતાના ભાઇની ઇચ્છા વિરૂદ્ધ કરે છે એ વિચારથી તેને જરાક ક્ષોભ થતો હતો ખરો. તે હરસુખરાયનો સ્વભાવ જાણતો હતો. જો કોઇ પણ કાર્ય પોતાની ઇચ્છા વિરૂદ્ધ હોય તો હરસુખરાય આકાશ પાતાળ એક કરીને પણ તે કાર્યમાં ગમે તેવું વિઘ્ન નાંખ્યા વગર ન રહે તેવો હતો. એટલે હાલ તુરત આ લગ્ન થાય ત્યાંસુધી તે વિષેની કશી ખબર હરસુખરાયને પડવા દેવી નહિ અને પાછળથી તેને જાણ થાય, તથા એથી તે ગુસ્સો કરે તો તે સહન કરી લેવો એવો નિશ્ચય કરીને તેણે આ લગ્નને માટે ગૂપચૂપ તૈયારી કરવા માંડી. જયા એકની એક પુત્રી હોવાથી તેનો વિચાર મોટા ઠાઠમાઠપૂર્વક લગ્ન સમારંભ કરવાનો હતો, પણ એ વિચારને તેણે દબાવી દીધો.

સારૂં મુહૂર્ત્ત જોઇને જયાનું સનતકુમાર સાથે લગ્ન કરી નાખ્યું. સનત્ અને જયા હવે નિઃસંકોચપણે સંસારસુખનો અનુભવ લેવા લાગ્યાં. હરસુખરાયને આ વાતની ખબર પડી નહિ અને વિનયને તો તેની પરવા પણ ન હતી.

આ થઇ એક ઘટના. હવે બીજી જે મહત્ત્વની ઘટના બની તેનું આ પછીના પ્રકરણમાં વર્ણન આપવામાં આવ્યું છે.

---

## પ્રકરણ ૩૦મું.

### જૂના મિત્રો.

એક દિવસ પ્રિયંવદા, પોતાને માટે વિનયે ભાડે રાખેલા સુસજ્જિત બંગલામાં બેઠી હતી. સમય બપોરનો હતો. તે વખતે એક મનુષ્ય તેને મળવાને માટે બંગલાના દ્વારપર આવ્યો. દ્વારપર દરવાને સભ્યપણે "તમે કોણ છો? તમારા નામનું કાર્ડ

છે ?" વગેરે પ્રશ્નો કર્યા. તેણે પ્રત્યુત્તરમાં માત્ર એટલું જ કહ્યું કે "મારી પાસે કાર્ડ બાર્ડ કાંઇ પણ નથી પરંતુ તારી માલીકણ પાસે જઇને કહે કે તારો ભાઈ આવ્યો છે."

દ્વારપાળ આ સાંભળીને સ્તબ્ધ બની ગયો. આ મનુષ્યનો દેખાવ દરિદ્રના જેવો હતો. તેનાં મેલાં અને સત્તર સ્થળે થીગડાં દીધેલાં કપડાં, ફાટેલા બૂટ, બિલકુલ ઝાંખી પડી ગયેલી અને રસ્તાની રજથી આચ્છાદિત થયેલી ટોપી આદિ જોઇને દરવાન વિચારમાં પડી ગયો કે 'આ પ્રિયંવદાબાઈનો ભાઇ હશે ?' જો એમ ને એમ તેને કાઢી મૂકવામાં આવે અને તે ખરેખર પ્રિયંવદાનો ભાઈ હોય તો એ પણ ઠીક નહિ. માટે ખબર તો પહોંચાડવા. એવો વિચાર કરીને દરવાન અંદર ગયો. તેણે "આપના ભાઈ આપને મળવાને આવ્યા છે" એમ પ્રિયંવદાને કહ્યું. એ શબ્દો સાંભળતાં પ્રિયંવદાના મુખમાંથી એક અપશબ્દ સરી પડ્યો પરંતુ તે એટલા હલકા અવાજે બોલી કે એ શબ્દ દરવાનના કર્ણપર્યન્ત પહોંચ્યો નહિ. થોડી વાર વિચાર કરીને એ મનુષ્યને ઉપર મોકલવાની પ્રિયંવદાએ દરવાનને આજ્ઞા કરી.

પેલો મનુષ્ય બંગલામાં દાખલ થયો, દાદરપર ચઢીને ઉપર ગયો અને જે દિવાનખાનામાં પ્રિયંવદા બેઠી હતી ત્યાં પહોંચી ગયો. એક રાજરાણીને પણ ઈર્ષ્યા ઉપજાવે એવું અહીંનું ઐશ્વર્ય જોઇને તેને અત્યંત આશ્ચર્ય થયું. તેનો સત્કાર કરવાને માટે પ્રિયંવદા પોતે જે સ્થળે બેઠી હતી ત્યાંથી જરા પણ હલી નહિ. એટલું જ માત્ર નહિ, પણ તેના આગમનથી પોતાને આનંદ થયો છે એવું પણ તેણે દર્શાવ્યું નહિ.

"કેમ ! ઝવેરીમલ !" કાંઇક પણ બોલવું જોઇએ એટલા જ ખાતર પ્રસ્તુત શબ્દો તેના મુખમાંથી નીકળ્યા.

"બ્હેન ! ખરેખર કોઇ ભૂત પિશાચ કે બ્રહ્મરાક્ષસ તને વશ થયેલો દેખાય છે. કેવું સુંદર આ દિવાનખાનું ? કેવા ગાલીચા ? કેટલો શૃંગાર ? અને તું તો જાણે ઈન્દ્રના ભુવનમાં વિહાર કરતી અપ્સરા ! આ બધું ક્યાંથી અને કેવી રીતે પડાવ્યું ? મને જોઇને તને આનંદ થયો હોય એમ લાગતું નથી, અને હું પણ જાણું છું કે ન જ થાય."

"જ્યાંસુધી તું આવી રીતે વર્તે છે ત્યાંસુધી તો કદી પણ નહિ થાય."

ઝેરીમલ ત્યાં પડેલી એક સ્પ્રિંગની ખુરસીપર બહુ જ ધીમેથી બેઠો. કદાચ પોતાના વજનથી સ્પ્રિંગ તૂટી પડે તો! પછી તેણે જવાબ આપ્યો: "વાહવાહ! જો લલિતપુરની જેલમાં આવી ગાદીઓ, ખુરશીઓ અને આવું ફર્નિચર રાખ્યું હોત તો કેવી બહાર આવત વારૂ? એ વાત જવા દે. બોલ, હવે તું તારા આ ભાઇને માટે શું કરવાને તૈયાર છે? મારી સ્થિતિ કફોડી છે. હાથમાં હોય તો મ્હોંમાં પડે તેમ છે. કદાચ કોઇના સામાનપર હાથ મારીને અથવા તો લાગ ફાવી જાય તો કોઈનું ગજવું કાતરીને હું જેમ તેમ મારો નિર્વાહ ચલાવું છું; જ્યારે તું તો મોટી મહારાણીની માફક ઠાઠમાઠથી મોટા એશઆરામમાં મહાલતી જોવામાં આવે છે! તારા ભાઈને હંમેશાં કારાગૃહની કોટડીની ભીતિ રહ્યા કરે અને તું આવી રીતે અમનચમન ઉડાવે એ તને શોભે છે ખરૂં?"

"તું આટલે દૂર લલિતપુરથી અહીં આવ્યો તે શું મને આવી રીતે ત્રાસ આપવાને માટે તથા સતાવીને મારી પાસેથી પૈસા કઢાવવાને માટે?"

"હા, એક કારણ એ તો ખરૂં જ. તે ઉપરાંત એક બીજું પણ કારણ છે. લલિતપુર રાજ્યમાં મારો નિવાસ ત્યાંની પોલિસને અસહ્ય થઇ પડયો છે, એટલે વિચાર કર્યો કે ચાલ, ચાર દિવસ મારી બહેન પાસે જઇ આવું."

"પરંતુ તેં રાખેલી આશા વ્યર્થ છે. આટલો બધો સરંજામ અને ભપકો રાખવાને માટે મારે કેટલું બધું ખર્ચ કરવું પડતું હશે તેની કલ્પના પણ તને આવી જ હશે. એટલે જો પૈસાને માટે તું આશા રાખતો હોય તો એ મારી પાસે બહુ જ થોડા છે."

"શું કહે છે? આ બંગલો અને આ બધું ફર્નિચર તારાં નથી?"

"હા હા, છે તો મારાં જ પણ તેને માટે પૈસા ખર્ચ્યા હશે કે નહિ?"

"એ તો થાય જ ને! વારૂ એકાદી મોટર—બોટર પણ રાખી હશે."

"હા, અત્યારે તો મારી પાસે એક મોટર છે; પરંતુ થોડા દિવસો પછી હું પુષ્કળ મોટરોની માલિક થઇશ."

"એ શી રીતે? એટલી બધી મોટરો ખરીદવાને તું પૈસા ક્યાંથી કાઢીશ?"

"જો સાંભળ, હું તને મારી એક ગુપ્ત વાર્તા કહું છું." પ્રિયંવદા ધીમા સ્વરે બોલી: "મેં અહીં એક મોટો દાવ માંડયો છે. આ સ્થળે એક જોળું પારેવું મારા હાથમાં સપડાયું છે. એક ગોળીથી બે પક્ષી મારવાનો મારો ઇરાદો છે અને તું જો મારા કહેવા મુજબ કરીશ તો તને પૈસાની બિલકુલ તાણુ પડશે નહિ. પહેલું કામ તો એ કે તારે મારી આસપાસ આટલામાં બિલકુલ રહેવું કે દેખાવું નહિ. એક મોટો શ્રીમંત વ્યાપારી મારી જાળમાં સપડાયો છે. તે જો મારી ઇચ્છા હોય તો મારે ચાલવાને માટે સોનાની ચાદરુ પણ પાથરી આપે. અત્યારે તો એ શિકાર ઠીક છે. પણ એક બીજો શિકાર છે એ તો એના કરતાંયે ઘણો જ મોટો અને માલદાર છે."

"આ બધું તું શું કહે છે?"

"હું જે કહું છું તેમાં એક અક્ષર પણ ખોટો નથી. એક ભાવી મહારાજાની સાથે મારું લગ્ન થવાનું નક્કી થયું છે. એટલે થોડા જ વખતમાં હું મહારાણીપદપર આરૂઢ થઈશ."

તેના આ શબ્દ કર્ણગોચર થતાં જાણે એકાએક શરીરમાં વિદ્યુત્સંચાર થયો હોય એ પ્રમાણે ઝેરીમલ એકદમ ઊભો થઈ ગયો અને બોલ્યો: "શું! તું મહારાણી? ત્યારે તો હું મહારાણીનો ભાઇ!!"

"આ બધું સાંભળ્યું ને? આટલા માટે જ તું મારાથી દૂર રહે એવી મારી ઇચ્છા છે. આટલો બધો મોટેથી બૂમો શામાટે પાડે છે? જરાક સાંભળી લે. આજે તો એ હજી મહારાજાનો વારસ માત્ર છે. આવતી કાલે તે મહારાજાના પદપર બિરાજશે એટલે તેની વિશાળ જાગીર, બાગબગીચા, રાજમહાલય અને અહીં મુંબઈમાં તેની માલિકીના અનેક બંગલાઓ અને માળાઓ આદિ અગણિત સંપત્તિ મારી થશે! સમજ્યોને હવે?"

"હા, સમજ્યો બ્હેન! તું ખરેખર ભાગ્યશાળી છે. પરંતુ આ બધી ઘટના કેવી રીતે બની આવી એ તો મને કહે."

"વળી એ પ્રશ્ન કેવો? પહેલે દિવસે મારું ગાયન સાંભળીને બીજે દિવસે પુષ્કળ લોકો મારા ચરણમાં પડવાને આવવા લાગ્યા. સુશિક્ષિત, અશિક્ષિત, બારિસ્ટર, વકીલ, સરદાર, જાગીરદાર એ સર્વ

લોકો આવવા લાગ્યા. લલિતપુરના લોકોને સૌંદર્યની કશી કલ્પના જ નથી. બાકી આ મુંબઈ શહેરની તો બલિહારી છે."

"વારુ, પણ તું મહારાણી થઇશ એટલે તારા આ ગરીબ ભાઇનું શું ?"

"પહેલાં તું અહીંથી જા. તારે માટે દશ—વીશ હજાર રૂપીઆની સગવડ કરી શકાશે. તું એક વાર આખા ભારતવર્ષમાં એક શ્રીમંતના દેખાવથી પ્રવાસ કરીને જરીક ગૃહસ્થાઈ અને સભ્યતાનું શિક્ષણ મેળવીને પછી મારી પાસે આવજે. હું કાંઇ તને ભુલી જવાની નથી."

"પણ આ મહારાજાનો દીકરો શ્રીમંત કેટલો છે ?"

"એ હજી કાંઇ ગાદીએ આવ્યો નથી. તેની અને ગાદીની વચ્ચે એક એંશી વર્ષનો બુઢ્ઢો પડેલો છે. એ બુઢ્ઢો મૃત્યુ પામે એટલી જ વાર છે. પછી ગાદી ઉપર આવતાં તેને એટલી બધી સંપત્તિ પ્રાપ્ત થશે કે તે કેવી રીતે અને ક્યાં ખર્ચવી તેનો પણ વિચાર થઈ પડશે !"

"વારુ, તું કહે છે કે મારે તારી આસપાસ હમણાં રહેવું નહિ. પણ મારે આવી સ્થિતિમાં એક પણ કોડી વગર કેવી રીતે અને ક્યાં જવું ?"

એટલામાં પ્રિયંવદાની દૃષ્ટિ પોતાના કાંડાપર બાંધેલા સુવર્ણના ઘડિયાળ તરફ ગઇ. તે બોલી: "હાય હાય ! એનો આવવાનો સમય થઇ ગયો છે ! ઝેરીમલ ! તું ગમે તેમ કરીને અહીંથી બહાર ચાલ્યો જા. તે કઇ ઘડીએ અહીં આવી લાગશે તે નક્કી નહિ".

"કોણ ? પેલો બૂઢો વેપારી કે યુવાન મહારાજા ?"

"યુવાન મહારાજા. જો, હમણાં હું તને આપું છું તે તું લઇ જા અને કાલે સ્હવારે મને મળજે. નહિ તો એમ કર. હમણાં તું અહીં આવીશ જ નહિ. તું કહીશ ત્યારે અને તે સ્થળે તું મંગાવીશ તેટલા પૈસા હું મોકલી આપીશ. માત્ર તારૂં શિરનામું પત્રથી મને જણાવજે." એમ કહીને તે એક ખુણામાં પડેલી તિજોરી પાસે ગઇ તે ખોલી તેમાં પડેલાં નોટોનાં બંડલમાંથી એક બંડલ કાઢી, તિજોરી બંધ કરીને તે ઝેરીમલ પાસે આવી અને બોલી: "લે, આ પાંચસો રૂપીઆની નોટો છે. બીજા વધુ પૈસા પણ હું તને આપીશ. પણ અત્યારે આટલા લઈને તુરત ચાલ્યો જા. આનાં કપડાં વગેરે ખરીદ કરજે. નાટકશાળામાં જલસા વખતે તું ત્યાં મને મળજે તો સારું."

તેણે નોટો આપી. એ ખરેખર નોટો છે કે કાગળના કકડા છે તેની ઝેરીમલે ખાત્રી કરી જોઇ. પછી તે ઉઠયો અને બહાર ચાલ્યો ગયો.

ત્યારબાદ પ્રિયંવદાએ પોતાના પ્રિયકરના સ્વાગતને માટે તૈયારી કરવા માંડી.

તેણે વિનયનું જે વર્ણન કર્યું હતું તે ઉપરથી એ મનુષ્ય કોણ છે એ જાણવાની ઝેરીમલના મનમાં જીજ્ઞાસા ઉત્પન્ન થઈ, કારણકે એવા મનુષ્યની મૂર્ખતા ઉપર જ આજસુધી ઝેરીમલ જેવા માણસોનો ગુજારો ચાલતો આવ્યો છે અને ચાલે છે. તે બંગલાની બહાર નિકળ્યો અને સ્હેજ અંતરપર જઇને આમથી તેમ ટહેલવા લાગ્યો.

તેને વધુ વાર એ સ્થિતિમાં રહેવું પડયું નહિ. દશ-પંદર મીનિટમાં જ એક મોટર ભોં-ભોં કરતી આવી અને એ બંગલાના દ્વાર પાસે ઊભી રહી. "અહો ! આ મહારાજા આવ્યા !" ઝેરીમલ મનમાં ગણગણ્યો. હા, તે વિનય જ હતો. વિનય અને તેની દૃષ્ટોદષ્ટ મળી. વિનયે તેની સામે જોયા ન જોયા જેવું કર્યું. માત્ર ઝેરીમલને વિજળીનો ધક્કો લાગ્યો. તેનાં નેત્રો બિલાડીનાં જેવાં તેજદાર હતાં. તેણે વિનયનો ચ્હેરો એક વાર નહિ, બે વાર નહિ પણ લલિતપુરના કારાગૃહમાં, ત્રણ મહિનાસુધી જોયો હતો, એટલે આ વિનય-ના દેવદત્ત છે એમ જાણી લેતાં તેને બિલકુલ વાર લાગી નહિ. દેવદત્તને ઓળખતાં "હું આ શું જોઉં છું ? ભ્રમમાં તો પડયો નથીને ?" એવા ઉદ્ગાર તેના મુખમાંથી સરી પડયા. તે પુનઃ એ જ બંગલામાં દાખલ થયો. દરવાને તેને અટકાવવાનો પ્રયત્ન કર્યો, પરંતુ ઝેરીમલે તેની સામે એવી કરડી દૃષ્ટિ કરી કે દરવાન સ્થંભી ગયો. વિનયને પોતાની પાછળ કોઈ વ્યક્તિ આવે છે તેનો ખ્યાલ પણ ન હતો. તે તો નિશ્ચિંતપણે પોતાની પ્રિયતમા બેઠી હતી ત્યાં ગયો.

પ્રિયંવદા પોતાના પ્રિયકરનું સ્વાગત કરવાને માટે હસ્ત પ્રસારીને ઊભી હતી. તેણે નવી સાડી ઓઢી હતી, અને કેટલાક બહુમૂલ્ય અલંકારો પણ ધારણ કરી લીધા હતા. વિનયને જોતાં જ તેના વદનપર આનંદ-હાસ્ય-પછી તે બાહ્યાત્કારી હોય કે ગમે તે હોય-ચમકવા લાગ્યું. તે વિનયને પોતાના બાહુપાશમાં બદ્ધ કરવા જાય છે ત્યાં તેના બાદ ઝેરીમલનો બેંસાસુરના જેવો ચ્હેરો તેની પાછળ પ્રિયંવદાની દૃષ્ટિએ પડયો. તેનું હાસ્ય એકદમ અદૃશ્ય થઇ ગયું.

તેના વદનપર ભીતિની છાયા પ્રસરી રહી. જાણે તે ધ્રૂજતી હોય એમ લાગ્યું. ઝેરીમલને પણ એ જોઈને આશ્ચર્ય થયું. તેણે પોતાની ભીષણુતાને સભ્યતાના દેખાવવડે છૂપાવવાનો પ્રયત્ન કર્યો, પરંતુ અત્યારે તેના ચ્હેરાપર ગુસ્સો, વૈર, આશ્ચર્ય આદિ વિકારો જ દશ્યમાન થતા હતા.

આ સર્વ પરિસ્થિતિ વિનયના લક્ષમાં પણ આવ્યા વગર રહી નહિ. તેણે પાછળ દૃષ્ટિ કરી તો ઝેરીમલની મૂર્ત્તિ તેની નજરે પડી. વિનય પણ તેને તુરત ઓળખી ગયો, પરંતુ તેનામાં પ્રસંગાવધાનનો ગુણ હોઇ તેણે પોતાના ચ્હેરાપર કશો ફેરફાર થવા નહિ દેતાં જરાક જોરપૂર્વક પ્રશ્ન કર્યો: "તું કોણ છે? અને અહીં કેમ આવ્યો છે? બહાર કોણ છે? હરામખોરો! આવા કંગાલ ભિખારીને અહીં શા માટે આવવા દીધો છે? ચાલ્યો જા અહીંથી!"

પ્રિયંવદાની સ્થિતિ પણ સાપે છછુંદર ગળ્યા જેવી થઇ હતી. તે ત્વરાથી મનમાં કશોક વિચાર કરીને બોલી: "વિનય! એને ગાળો દેવાની જરૂર નથી. એ તો મારો ભા–ભા–ઇ છે. ઝેરીમલ! અહીં આવ. આજ વિનયકુમાર—મહારાજા મહેન્દ્રસેનના વારસ."

વિનય પ્રિયંવદા અને ઝેરીમલ તરફ જોવા લાગ્યો. ઝેરીમલ ખડખડ હસવા લાગ્યો અને પછી બોલ્યો: "તું ન્હાસી આવ્યો તે સારૂં થયું; નહિતો ફાંસીને લાકડે જ લટક્યો હોત! પેલા માણુસના ગજવામાંથી તને શ્રીમંતાઇનો દાવ ઠીક હાથ લાગી ગયો! ભારે જબરો ખરો!" પછી તે પ્રિયંવદા તરફ ફરીને બોલ્યો: "બ્હેન! તારો આ પ્રિયકર કોણ છે એ હું તને કહું? તું બિલકુલ ફસાઈ ગઈ છે. શું આ તારા મહારાજાનો વારસ? આવતી કાલથી સૂર્ય પશ્ચિમમાં તો ઉગવાનો નથી ને?"

હજી પણ વિનયે પોતાનો ગુસ્સાપૂર્ણ દેખાવ જેવો ને તેવો રાખીને કહ્યું: "ગદ્ધા! આ તું શું કહે છે? જરાક સ્પષ્ટ કહીને સમજાવ."

"કેમ?" ઝેરીમલે કહ્યું: "હજી પણ ઓળખાણુ નથી પડતી? વારૂ, પણ અહીં બ્હેનને ત્યાં આવીને હું સભ્યતા ધારણુ કરવાનું તો વિસરી જ ગયો. ઠીક છે, મહારાજ! પહેલાં મને આપનું અભિનંદન કરવા દો. હા...હા...હા...હા આ રાજા અને મહારાજા! મારે શું? આવાં બીજાં બે બંડલ મને મળે તો મારૂં કામ થાય."

એમ કહીને ઝેરીમલે ગજવામાંથી પેલું નોટોનું બંડલ કાઢીને બતાવતાં કહ્યું: "તો પછી મારા મોઢે તાળું, છે કબૂલ ?"

પ્રિયંવદાનું આશ્ચર્ય પણ વધતું જતું હતું. તે એક વાર ઝેરીમલ તરફ તો બીજી વાર પેલા બનાવટી વિનય તરફ જોતી હતી. વિનય પણ સમજી ગયો કે હવે ખોટો દેખાવ રાખી શકાય તેમ નથી. એ વિચારથી તેનો ચ્હેરો પણ ફિક્કો પડી ગયો. પ્રિયંવદાનું આશ્ચર્ય સંશયમાં પરિણમ્યું. તે આગળ આવી, પોતાના ભાઈનો હસ્ત પકડીને તેની પાછળ ઊભી રહી અને બારિકાઈથી વિનય તરફ જોવા લાગી. પછી ઝેરીમલ તરફ વળી, નાકપર આંગળી રાખીને બોલી:—

"ચૂપ રહે ! આ મનુષ્ય કોણ છે એ તું જાણે છે ?"

"હા—હા, હું જાણું છું, પૂરેપૂરો જાણું છું. હા, આ મહારાજા સાહેબ છે, પણ તે લલિતપુરના કારાગૃહના મહારાજા છે. મારી સાથે તેણે પણ ત્યાં ત્રણ મહિના કાઢ્યા છે; અને ત્યાંથી છૂટ્યા પછી તેણે આ મહારાજાનો વેશ ધારણ કર્યો છે."

"તું ઝેરીમલ તો નહિ ?" વિનયે પણ બ્હીતાં બ્હીતાં પ્રશ્ન કર્યો. પરંતુ એ ભીતિમાંયે હજી તેને આશા હતી.

"હા, હા, મહારાજ સાહેબ ! તે જ હું. મેં તો તમને મોટરમાંથી ઉતરી આ મકાનમાં આવતા જોયા કે તુરત જ ઓળખી લીધા."

"ત્યારે આ મહારાજા મહેન્દ્રસેનનો ખરો વારસ નથી ?" પ્રિયંવદાએ પ્રશ્ન કર્યો.

"ભોળી છોકરી ! એ તો બધી ઠગબાજી ! મહેન્દ્રસેનનો ખરો વારસ તો આ મનુષ્યની ઠગાઇનો ભોગ થઈ પડ્યો લાગે છે ! અને તું પણ આની ઠગાઇનો ભોગ થઈ પડી છે ! ! આ તો ખૂની–લૂટારો છે. પણ કાંઇ નહિ, પ્રથમ તો આ માણસ પોતાના નસીબને કેવી રીતે ખીલવી શક્યો એ જાણવાની જરૂર છે, કારણ કે લલિતપુરમાંથી એક ખૂન કરીને તે પલાયન કરી ગયો છે. એ ખૂનીના અંગ ઉપર મેં આ માણસના કપડાં જોયાં હતાં. ત્યારપછી તેણે શું કર્યું અને મહારાજાનો વારસ બનવામાં કેવી રીતે ફાવી ગયો એ જાણવાને હું ઇન્તેજાર છું."

## પ્રકરણ ૩૧ મું.

### બન્ને સમજી ગયા.

પ્રસ્તુત શબ્દો કર્ણગોચર થતાં પ્રિયંવદા હતાશ બની ગઇ અને જમીનપર બેસી ગઇ. તેના ભાઇએ તેને સાવધ કરીને નજીક પડેલી એક ખુરસીપર બેસારી. પ્રિયંવદાએ તીક્ષ્ણ દૃષ્ટિથી વિનય સામે જોયું.

વિનય પણ આ પરિસ્થિતિને જોઇને ગભરાઈ ગયો. તે દયા માગતો હોય એવી મુદ્રાપૂર્વક ઝેરીમલ સામે જોવા લાગ્યો. વિનય કદી પણ આટલો બધો ગભરાયો ન હતો. તે નિઃસ્તબ્ધ બની નીચું મુખ રાખીને ખુરસીપર બેસી રહ્યો.

"વાહ, એ તેની હકીકત ન જણાવે તો—બ્હેન! તું કહે કે એ મહારાજાનો વારસ કેવી રીતે થયો છે?" ઝેરીમલ બોલવા લાગ્યો: "પરંતુ તે પહેલાં આ મનુષ્ય વિષે હું જે કાંઈ જાણું છું તે તને જણાવીશ. પછી તે પોતે જ સ્વતઃ બધું જણાવશે. આ માણસને એક વખત મારામારીના ગુન્હા માટે લલિતપુરની પોલિસે પકડ્યો હતો. તેણે પોલિસના સિપાઈને માર્યો હતો. એથી ન્યાયાધીશે તેને ત્રણ મહિનાની સજા ઠોકી. ત્યાંના કારાગૃહમાં અમે બન્ને સાથે કામ કરતા હતા. મારા જોવામાં આજસુધીમાં જેટલા યુવકો આવ્યા છે તેમાં આ મને વધારે ચાલાક લાગ્યો હતો. કોઈ તેની પાસે તેની સ્થિતિ સંબંધી પૂછપરછ કરવાને માટે આવતું તો આ પોતનાં નેત્રોમાં પાણી લાવીને રોજ—રોજ કાંઇ ને કાંઈ નવી નવી વાતો બનાવીને કહેતો. એક મનુષ્ય પાસેથી તેણે પોતાને માટે પોષાક મેળવ્યો હતો. એક સ્ત્રી પાસેથી પૈસા તથા એક ન્હાનું ધર્મનું પુસ્તક મેળવ્યું હતું.

"અમે બન્ને જણા એકજ દિવસે કારાગૃહમાંથી છૂટા થયા. તેને બીજે જ દિવસે એક લોજમાં તે મૃત્યુ પામ્યો એવું મારા સાંભળવામાં આવ્યું. હું કાંઈ તેની તપાસ કરવાને માટે તે લોજમાં ગયો નહિ, પરંતુ જ્યાં પોસ્ટ મોર્ટમને માટે શબને લઈ જવામાં આવ્યું હતું ત્યાં ગયો. ત્યાં જઈને જોઉં છું તો શબના ઉપર આનાં વસ્ત્રો હતાં, પેલું ધર્મનું પુસ્તક બાજુમાં પડ્યું હતું. પણ શબ આનું ન હતું. જો કે તે વખતે મેં કશો બખાળો કર્યો નહિ કે કોઇને કાંઇ પણ કહ્યું નહિ. મારા મગજમાં તે વખતે એવી

કલ્પના આવી કે આ માણુસ કોઈ મોટો દાવ ખેલતો હોવો જોઇએ. ત્યારપછી મેં તેની પુષ્કળ શોધ ચલાવી. પરંતુ તેનો મને બિલકુલ પત્તો લાગ્યો નહિ. પછી હું મારો જીવનનિર્વાહ જેમ તેમ ચલાવવા લાગ્યો. પરંતુ ત્યાંની પોલિસને મારી હાજરી રૂચી નહિ. તે મારા ઉપર એકસરખી નજર રાખવા લાગી. એવામાં તું અહીં લાખોની કમાણી કરી રહી છે એવું વર્તમાનપત્રોદ્વારા મારા જાણુવામાં આવ્યું. એટલે હું એક દિવસ પોલિસની નજર ચૂકાવી ત્યાંથી પલાયન કરી ગયો અને એક ન્હાના સ્ટેશનેથી ટ્રેનમાં બેસીને અહીં આવ્યો. સારૂં થયું કે હું અહીં બરાબર સમયસર આવી પહોંચ્યો. નહિતો આ ચોરના પંજામાં તું ફસાઈ ગઈ હોત અને જો તેની સ્ત્રી થઇ હોત તો મારા કરતાં પણ તારૂં નસીબ વધારે ફૂટેલું ગણાત."

ઝેરીમલ જ્યારે આ સર્વ પુરાણ ઉકેલતો હતો ત્યારે વિજય પત્થરના પુતળાની માફક સ્તબ્ધ બેસી રહ્યો હતો. તેનો ચ્હેરો બિલકુલ ફિક્કો પડી ગયો હતો અને તેના કપાળપર પ્રસ્વેદબિન્દુ ચમકવા લાગ્યાં હતાં. ઝેરીમલનો દરેક શબ્દ પોતાના હૃદયમાં ખીલાની માફક ઠોકાતો હોય એમ તેને થતું હતું. તથાપિ એક વખત સાવધાન થવાનો પ્રયત્ન કરતો તે ખુરસીપરથી ઉઠ્યો અને બોલ્યો:—

"જૂઠું! તદ્દન જૂઠું!"

"શું! હું ખોટો અને આવી મોટી સોદાગીરી કરી મારી બ્હેનની આંખોમાં ધૂળ નાખનાર તું સાચો?"

"તું ખોટો છે એમ હું નથી કહેતો. તેં જે હકીકત અ જણાવી તે બધી કદાચિત ખરી હશે, પરંતુ તારી બ્હેન એક ચોર અને લુટારાની સાથે લગ્નગ્રંથીથી જોડાવાનું તું કહે છે એ વાત ખોટી! જો તારૂં આ વાચાળ મુખ હજી પણ મૌન રહે તો હું હજી પણ મહારાજા મહેન્દ્રસેનનો વારસ થઇ શકું તેમ છે. જ્યારે તેં આટલી હકીકત કહી છે ત્યારે હું બાકીની હકીકત જણાવી દઉં છું. જે સોજમાંથી પેલું શબ મળી આવ્યું ત્યાં એક રાત્રી માટે મેં સુવાની ગોઠવણુ કરી હતી. લગભગ મધ્ય રાત્રી વિતી ગયા પછી પેલો મનુષ્ય ત્યાં આવ્યો અને દિવસ ઉગ્યા પહેલાં જ મરણ પામ્યો. મેં તેનાં ખીસાં તપાસી જોયાં. થોડાક પૈસા, એક ઘડિયાળ, એક વીંટી અને એક પત્ર એટલું જ તેના ખીસામાંથી મળી આવ્યું. પેલો પત્ર મેં વાંચ્યો તે ઉપરથી તેના પિતા અને કુટુંબીઓનો મને ખ્યાલ

આવી શકયો અને તેઓ આ તરફના છે એવું મારા જાણવામાં આવ્યું. તેનું નામ વિનય હતું અને તે તારી બ્હેનના પ્રેમપાશમાં સપડાયો હતો એવું પણ એ પત્રપરથી હું જાણી શકયો. ”

“શું! મારા પ્રેમપાશમાં ?” પ્રિયંવદાએ ઉત્સુકતાથી ઉદ્દગાર કાઢ્યો.

“ હા, તારા જ. તથાપિ પત્રમાં એ કરતાં વધુ ખુલાસો ન હતો. તેના બાપે એ પત્ર લખ્યો હતો અને અહીંના રાવબહાદૂર હરસુખરાયને આપવાને માટે તેને આપ્યો હતો. તે છોકરો અહીં આવનાર હતો અને રાવબહાદૂર અહીં કોઈ યોગ્ય સ્થળે તેને નોકરીમાં દાખલ કરાવવાના હતા. અર્થાત્ તેને અહીં મોકલી, હરસુખરાય પાસે રાખી, કોઇ પણ રીતે વૃદ્ધ મહારાજા મહેન્દ્રસેનનું મન તેને માટે અનુકૂળ કરવું એવી તેના પિતાની ઇચ્છા હતી. એ તો હવે મરી ગયો હતો. એટલે આ પત્રનો હું કશો ઉપયોગ કરી શકું કે કેમ એવો વિચાર મને આવ્યો એટલે તેનાં તમામ વસ્ત્રો કાઢીને મેં પહેરી લીધાં અને તે પત્ર સાથે હું અહીં આવ્યો અત્યારસુધીમાં મારા વિષયમાં કોઇને કશી પણ શંકા આવી નથી. વળી મહારાજાએ પણ મને પોતાનો વારસ નિમવાનું નક્કી કરી પોતાના મૃત્યુપત્રમાં એ હકીકત લખવાનું તેમના સોલીસીટરને સૂચન પણ કરી દીધું છે, એટલે જો તું તારૂં મુખ બંધ રાખીશ તો હજી પણ સર્વ કાર્ય સરલતાથી સિદ્ધ થઇ શકશે. ખરા વિનયકુમારના જેટલો જ હું બનાવટી વિનયકુમાર મહત્ત્વનો છું અને એ દૃષ્ટિએ તારી બ્હેનને યત્કિંચિત્ પણ નુકસાન થવાનું નથી. અહીં એવું એક પણ પ્રાણી નથી કે જે ખરા વિનયને ઓળખતું હોય; એટલે હું મહારાજાનો વારસ થાઉં તેની આડે કોઈ પણ વસ્તુ આવી શકે તેમ નથી. એટલે મહારાજાની પદવી અને જાગીર મારી થવાની છે, એ ચોક્કસ જ છે. તો પછી પ્રિયંવદાને મારી સાથે લગ્ન કરવામાં શી હરકત છે ?”

“ શી હરકત છે ? કશી નહિ. ઘણી જ ખુશીથી. જો ખરેખર આ પ્રમાણે બની શકે તેમ હોય તો હરકત કશીયે નથી. પણ— ”

“ પણ વળી શું ?” વિનયે પૂછ્યું.

“ પરંતુ જે માણસ મરી ગયો તે વિનયકુમાર જ હતો તેની ખાત્રી શી ? ”

“ એની ખાત્રી તો પેલો હરસુખરાય ઉપરનો પત્ર જ આપે છે. એ પત્ર તેની પાસેથી મળી આવ્યો હતો. ”

"પરંતુ પોસ્ટમોર્ટમના સ્થાને જે શબ મેં જોયું હતું એ તો મારા એક સહચારીનું હતું. એ સહચારીએ અને મેં એક જેલમાં પાંચ વર્ષ સાથે કાઢ્યાં હતાં. તેનું નામ કાળુસિંગ હતું."

"શું! કાળુસિંગ? ત્યારે પેલો ખરો વિનય ક્યાં છે?" બનાવટી વિનયે પ્રશ્ન કર્યો.

"એ તો શી ખબર પડે? કદાચ તારી શોધમાં ફરતો હોય કે તેનું ગમે તે થયું હોય તે કહી શકાય નહિ. બાકી કાળુસિંગને તો હું હજારો માણસોના ટોળામાંથી પણ પિછાની લીધા વગર રહું નહિ."

"મને તો આ બધો ભયંકર ગોટાળો લાગે છે." પ્રિયંવદા બોલી. પછી તેણે ગુસ્સાપૂર્વક વિનયને સંબોધીને કહ્યું: "જા, નીચ! અહીંથી ચાલતો થા. હું તારા જેવા બદમાશ મનુષ્ય સાથે બિલકુલ લગ્ન કરવા ઇચ્છતી નથી. જા, અહીંથી ચાલ્યો જા. જેમ બને તેમ જલ્દીથી આ શહેરનો ત્યાગ કરીને કોઇ દૂરના સ્થળે ચાલ્યો જજે. મારે રાવબહાદુર સારા છે. તે મહારાજા થવાના નથી; પરંતુ મહારાજાના જેટલી સંપત્તિ તો તેમની પાસે છે જ; અને મને પણ મહારાણીની પદવી કરતાં તેમની સંપત્તિની જ વિશેષ જરૂર છે."

"પ્રિયંવદે! પ્રિયંવદે! તું આ શું બોલી રહી છે? અત્યાર-સુધીમાં તારે ખાતર મેં હજારો રૂપીઆ ખર્ચી નાખ્યા તે શું આટલા ખાતર? વ્હાલી! કેવળ તારા હાથમાં જ મારો પ્રાણ છે. હજી પણ મારા માર્ગમાં કશું વિઘ્ન કે સંકટ હોય એમ મને લાગતું નથી. બનવાજોગ છે કે પેલો ખરો વિનય મૃત્યુ પામ્યો હોય અથવા તો તે અહીં કદી પણ ન આવે!"

"તે ગમે તેમ હોય; પરંતુ હવે મને તારી જરૂર નથી. તારા જેવા ભિખારી—બનાવટી મહારાજાના વારસ કરતાં મારો રાવબહાદુર સારો. મેં તેને બહુ ટળવળાવ્યો છે. હવે તો હું તેની સાથે જ લગ્નગ્રંથીથી જોડાઇ જવામાં મારૂં શ્રેય સમજું છું."

"વારૂ, જેવી તારી મરજી! પણ તું મને મારો દાવ તો ખેલવા દઇશને? તેમાં તો કશું વિઘ્ન નહિ નાખે ને?"

"હા, એમાં મને કશો વાંધો નથી. વળી તારા જેવા ભિખારી અને મહારાજાના બનાવટી વારસ સાથે હું લગ્ન કરવાને તૈયાર થઇ હતી એવું લોકો જાણે તેમાં પણ મારે શરમાવા જેવું છે. એટલે

તારે જે કાંઈ કરવું હોય તે તું કર. માત્ર તારૂં કાળું મ્હોં મને કદી બતાવીશ નહિ. હું તને અત્યારે એટલી ખાત્રી આપું છું કે હું કિંવા મારો ભાઈ ઝવેરીમલ તને તારા કારસ્થાનમાં નુકસાન પહોંચે એવો એક શબ્દ પણ ઉચ્ચારીશું નહિ."

## પ્રકરણ ૩૨ મું.

### મહારાજાની મુલાકાતે.

**આટલું** થયા પછી હવે આવી માનહાનિ કરનારી પરિસ્થિતિમાં ત્યાં બેસવું વિનય ઉર્ફે દેવદત્તને માટે શક્ય ન હતું. ખરો વિનય હજી જીવંત છે અને તેનો તિક્ષણ પંજો ગમે ત્યારે પોતાના ગળાપર પડશે તો પોતાનો તમામ દાવ રદબાતલ થઇ જશે એવો વિચાર આપણા આ બનાવટી વિનયને આવ્યો. જો એમ થાય તો અત્યારસુધી જે એશઆરામ અને વૈભવવિલાસનો ઉપભોગ કર્યો છે એ સર્વ તો જશે જ; પરન્તુ તેની સાથે કારાગૃહના લોખંડી દરવાજાની પાછળ એકાદી અંધારી કોટડીમાં કાયમને માટે જીવન વિતાડવું પડશે એ વિચાર તેના મનમાં આવતાં તેના શરીરમાં ઉકરાંટા આવવા લાગ્યા. તે પ્રિયંવદાના બંગલામાંથી નીચે ઉતર્યો, મોટરમાં બેઠો અને 'ઘર તરફ ચલાવ' એવો શોફરને હુકમ આપ્યો.

તે મકાનપર આવી પહોંચ્યો. પ્રથમ વિસ્કીની એક બાટલી ફોડી તે માંહેના પ્રવાહીને ઉદરમાં પધરાવી દીધો. પછી એક હવાના સીગાર સળગાવી, ધૂમ્રપાન કરતો સ્વસ્થપણે આરામ ખુરસીપર પડચો અને વિચારનિમગ્ન બની ગયો. તેણે તમામ બાબતોનો એકવાર ફરીથી વિચાર કરી જોયો.

જો તેણે ઉંડો વિચાર કર્યો હોત તો સાચા વિનયને મહારાજાનો વારસ થવામાં તે પરાવૃત્ત કરી શકે તેમ ન હતું. ખરો વિનય અહીં આવે, પોતાના દર દસ્તાવેજ રજુ કરે અને લલિતપુરના પોતાના તથા તેના સ્વર્ગસ્થ પિતાના સંબંધીઓનાં પ્રમાણપત્રો રજુ કરે તો પછી મહેન્દ્રસેનના મનમાં કશી શંકા રહે નહિ; અને આ બનાવટી વિનયને તે જ પળે પલાયન થવાની ફરજ પડે. પરંતુ આવો વિચાર બનાવટી વિનયના મગજમાં ઉદ્દભવ્યો જ નહિ, કારણ કે એક વાર મનુષ્યના પતનનો પ્રારંભ થાય છે એટલે તે હજારો રસ્તે

થયા કરે છે. વિનયે તો માત્ર બે બાબત તરફ જ લક્ષ આપ્યું. એક તો એ કે ખરો વારસ અચાનક આવી પહોંચવાનો સંભવ અને બીજું એ કે આ બધું બનવા પામે તે પહેલાં સહિસલામતીથી પસાર થઇ શકાય કે કેમ.

આ વિચાર તેના મનમાં આવ્યો અને આજસુધીનાં સુખોપભોગનાં સાધનો વિલય પામવાનો રંગ દેખાવા લાગ્યો, એટલે જયાલક્ષ્મીની મૂર્તિ તેનાં નેત્રો સમક્ષ ઉપસ્થિત થવા લાગી. તેને એવો વિચાર આવ્યો કે જો જયાલક્ષ્મી સાથે લગ્ન થઇ જાય તો પાછળથી-કદાચ ખરો વારસ આવીને ઊભો રહે તોપણ રાવબહાદુર હરસુખરાય પોતાની ભત્રિજીને ખાતર મહારાજા મહેન્દ્રસેનને કોઇ પણ પ્રકારે સમજાવી લે અને એમ થતાં પોતાને બીજી કશી હરકત આવે નહિ.

એટલે પ્રસ્તુત વિચારથી વિનયની સર્વ આશાનો આધાર હવે જયાલક્ષ્મી ઉપર રહ્યો હતો. તેણે રત્નપુર જઇને જયાલક્ષ્મીને મળવાનો નિશ્ચય કર્યો. તે ત્યાં ગયો પણ ખરો. પરંતુ ત્યાં જતાં સનત્કુમારના મુખથી જ તેનું જયાલક્ષ્મી સાથે લગ્ન થઈ ચૂક્યાની હકીકત તેના જાણવામાં આવી, એટલે તે તનસુખરાયના મકાનપર પણ નહિ જતાં નિરૂત્સાહી હૃદયે વળતી ટ્રેનમાં મુંબઇ આવ્યો તે જ દિવસે હરસુખરાય તેને મળવાને માટે આવ્યો. હરસુખરાય પાસેથી તેના જાણવામાં આવ્યું કે મહેન્દ્રસેન તેને જે માસિક ખર્ચ માટે રકમ આપતા હતા તે બંધ કરવામાં આવી છે. વળી મહારાજાએ તેને મુંબઇમાં નહિ રહેતાં પોતાની પાસે આવવાની આજ્ઞા કરી છે એવું પણ હરસુખરાયે તેને જણાવ્યું.

આ સમાચાર મળતાં વિનયનું લોહી ઠંડું પડી ગયું, કારણકે ખરો વારસ આવીને ઊભો રહ્યો હશે, તેથી જ મહારાજાએ આ પ્રમાણે કર્યું હશે એવો વિચાર તેના મનમાં આવ્યો. તેણે રાવબહાદુરને નમ્ર સ્વરે પ્રશ્ન કર્યો: "રાવબહાદુર સાહેબ! કાંઇ નવીન સમાચાર છે?"

"ના, મહારાજાની પ્રકૃતિ સારી છે." તેના પ્રશ્નનો હેતુ પોતે સમજી શક્યો નથી એવો દેખાવ કરીને રાવબહાદુરે શાંતપણે જવાબ આપ્યો: "પરંતુ મને લાગે છે કે તું તેમની ઇચ્છા પ્રમાણે બરાબર વર્તતો નથી એવા સમાચાર તેમને મળ્યા છે. વળી તું પેલી પ્રિયંવદા

સાથે લગ્ન કરવાનો છે એ વાત પણ તેમના જાણવામાં આવેલી હોવી જોઈએ એવું મારૂં માનવું છે, માટે તું એકદમ તેમની પાસે પહોંચી જા. તેમને તારી સાથે ઘણી વાતો કરવાની છે."

વિનય બીજે જ દિવસે ટ્રેનમાં બેસીને મહેન્દ્રસેનને મળવાને માટે ચાલતો થયો અને તેની એ ગેરહાજરી દરમિયાન ડૉ. અરવિંદ, ધીરજલાલ તથા આપણો અપરિચિત રોગી મુંબાઈ આવી લાગ્યા.

વિનય મહેન્દ્રસેનની સેવામાં ઉપસ્થિત થયો. મહારાજાએ તેનું નખથી શિખાપર્યંત નિરીક્ષણ કરી લીધું. પછી તે બોલ્યાઃ "તારો ચ્હેરો તારા બાપના જેવો નથી. કદાચિત તારી માતાના રક્તનો એ દોષ હશે. મારે તારી સાથે માત્ર એક જ વિષયમાં વાત કરવાની છે. મારા જાણવામાં એવું આવ્યું છે કે તું પણ તારા બાપની માફક જ વલણ લેવાનો છે, પરંતુ તારા બાપે મારી ઇચ્છા વિરૂદ્ધ એક ગરીબ કુટુમ્બની છોકરી સાથે લગ્ન કરેલું હોવા છતાં એ છોકરીનું–તારી માતાનું ચારિત્ર્ય શુદ્ધ હતું, તેનું વર્ત્તન સારૂં હતું. એ સંબંધમાં કોઇ તેને માટે કશીએ ટીકા કરી શકે તેમ ન હતું, જ્યારે તું પેલી પ્રિયંવદા જેવી એક હલકટ વેશ્યાના મોહમાં ફસાયલો હોવાની વાર્ત્તા મારા કાનપર આવી છે. તેના પંજામાંથી તું મુક્ત થાય એટલા માટે જ તારા બાપે તને અહીં મોકલ્યો હતો. છતાં પણ તું નફ્ફટની માફક અહીં–મુંબઇમાં પણ એ કુલટા વેશ્યાના પગની ધૂળ ચાટવાને માટે તેની પાસે પડયોને પાથર્યો રહે છે!"

"આપ જે કહો છો તેમાંનું હું કશું પણ સમજી શકતો નથી. એ પ્રિયંવદાની સાથે મારો કોઇ પણ પ્રકારનો સંબંધ નથી."

"શું કહે છે? તારો સંબંધ નથી! આ તું સાચું કહે છે? ત્યારે વર્ત્તમાન પત્રોમાં તારા અને તેના સંબંધમાં પ્રકટ થતી હકીકત સાચી નથી? શરૂઆતમાં તો તું તેની સાથે ખાલી પ્રેમવાર્તા કરતો હોવાનું મારા સાંભળવામાં આવ્યું હતું; પરંતુ હમણાં તો એવું પણ મારા જાણવામાં આવ્યું છે કે તું તેની સાથે લગ્ન કરવાનો છે."

"વડિલશ્રી! સાચું કહું? આપના સાંભળવામાં જે હકીકત આવી છે તે બિલકુલ ખોટી છે. હું જીવન્ત છું એ વાર્તા જેટલી સાચી છે, તેટલી જ હું એ સ્ત્રી સાથે લગ્ન કરનાર નથી એ વાત પણ સાચી છે. મારૂં હૃદય ચીરીને બતાવવાની હનુમાનજીના જેવી મારામાં શક્તિ નથી; નહિતો આ પળે જ એ વિષયમાં આપની ખાત્રી કરાવી શક્યો હોત."

"તું આ અંતઃકરણપૂર્વક કહે છે ?"

"વડિલશ્રી હું કદી પણ ભાગ્યે જ અસત્ય બોલ્યો છું અને તેમાંયે આપની પાસે તો અસત્યવાદ કરૂં જ નહિ. હું કબૂલ કરૂં છું કે હું યુવાન છું. યુવાની અને દિવાની બન્ને બરાબર ગણાય છે. તેથી મારી કદાચ ભૂલ થઈ હશે. હું તેના જલસામાં જતો, કોઈ વાર તેના મકાનપર પણ તેનું ગાણું સાંભળવાને જતો એ ઉપરથી વર્ત્તમાનપત્રોએ કાગનો વાઘ કરી દીધો. વર્ત્તમાનપત્રકારોની વૃત્તિ તો આપ જાણો જ છો કે લોકોનાં દિલ ઉશ્કેરનારી, અદ્દભુત અને ચમત્કારિક ઘટનાઓ પોતાના પત્રમાં પ્રકટ થાય તો તેની નકલો વધારે ખપે એવી તેમની દાનત હોય છે. પછી તે હકીકતમાં સત્ય હોય કે નહિ તેની તેઓ જરાયે પરવા રાખતા નથી. વળી આપણે પણ એ સમાચાર અસત્ય ઠરાવવાને માટે તેમને કશું લખીએ નહિ, કારણકે જો આપણે કશું લખીએ તો એ હકીકત તેઓ પત્રમાં છાપે અને ઉપરથી અધિપતિની નોંધ તરીકે ચિત્રવિચિત્ર, અર્થહીન ટીકા કરે. એનો આપણે જવાબ આપવો, તેમણે તેની નીચે ટીકા કરવી. એ બધી ખટપટમાં શા માટે ઉતરવું જોઇએ ? બાકી હું આપને એટલું અંતઃકરણથી અને પ્રતિજ્ઞાપૂર્વક જણાવું છું કે આપણા કુળને લાંચ્છન લાગે એવી ભૂલ તો મારા હાથે કદાપિ પણ થવાની નહિ."

"જો એમ જ હોય તો તેં આટલો ખુલાસો કરીને મારી ઘણી ચિંતા ઓછી કરી દીધી. હવે તારો શો વિચાર છે ?"

"મેં તો માત્ર એટલો જ વિચાર કર્યો છે કે આપની આજ્ઞાનુસાર વર્ત્તવું."

વિનયના આ શબ્દોથી મહેન્દ્રસેનને બહુ જ આનંદ થયો. પોતાના વારસ માટેની તેમની ગેરસમજ બિલકુલ દૂર થઇ ગઇ. તે આનંદપૂર્ણ સ્વરે બોલ્યાઃ—

"હવે તું લાયક ઉમરનો થઇ ગયો છે, એટલે તારે માટે એક સારી, સુંદર અને કુળવાન પત્ની શોધી કાઢવી એ મારૂં પહેલું કામ. હું રહ્યો વૃદ્ધ. મારી આંખો ક્યારે મીંચાશે તે કહી શકાય નહિ, એટલે મારા મૃત્યુ પૂર્વે તમારો સુખી સંસાર મારી નજરે નિહાળું એટલે મને શાંતિ. આ બધું તારૂં જ છે. હવે તું અહીં મારી પાસે જ રહે; એટલે તને વહિવટની પણ માહિતી મળે."

"મેં તો આપને પ્રથમથી જ કહી દીધું છે કે મારા આગલા વર્તનને માટે આપ મને ક્ષમા કરો અને ભવિષ્યને માટે આપ મને જે આજ્ઞા કરશો તે પ્રમાણે વર્તવાને હું તૈયાર છું."

એ સમયે ભોજન તૈયાર થયાની વરધી આવી એટલે બન્ને જમવાને માટે ઉઠ્યા.

વિનય જે રાજમહાલયનો પોતે થોડા જ સમયમાં માલિક થવાનો હતો તેના એક સુંદર શયનગૃહમાં છત્રપલંગપર મખમલના ગાદલાપર પોઢી ગયો. આજે તેને શાંતિથી નિદ્રા આવી. નિદ્રામાં સુખસ્વપ્નમાં તે મહાલી રહ્યો હતો, પરંતુ જગન્નિયંતા—સૂત્રધારે તો તો તેને માટે કોઇ જુદી જ યોજના કરી હતી. "**न जाने जानकी नाथः प्रभाते किं भविष्यति.**"

---

## પ્રકરણ ૩૩ મું.

### ભેદ ખુલ્યો.

પ્રિયંવદાએ પોતાના ભાઇ ઝેરીમલને જેમતેમ સમજાવીને મુંબઇથી બહારગામ રવાના કરી દીધો. રાવબહાદુરે વિનયને મહારાજા મહેન્દ્રસેન પાસે મોકલી આપ્યો. પછી રાવબહાદુર અને પ્રિયંવદા વચ્ચેના પ્રેમની કળા વૃદ્ધિ પામવા લાગી. રાવબહાદુરને લાગ્યું કે અહીંથી વિનયને રવાના કરી દેવામાં પોતે બહુ જ ચાતુર્ય વાપર્યું છે, કારણકે તેના ગયા પછી પહેલી જ મુલાકાતે પ્રિયંવદાના મૃદુ હસ્ત તેના ગળામાં એટલા ઘટ્ટ બીડાઇ ગયા. કે રાવબહાદુરને તો સ્વર્ગના સુખનો અનુભવ થયો એક તો આ પ્રિયંવદા પોતાની થઈ રહેશે અને બીજી બાજુએ જયાલક્ષ્મી મહારાણીપદને પ્રાપ્ત કરશે એવી તેમના મનની ખાત્રી થઇ ચૂકી, પરંતુ "**मनसा चिंतितं कार्यं दैवमन्यत्र चिंतयेत्**" એ ઉક્તિ પ્રમાણે વિધાતાનો ખેલ કોઇ જુદો જ હતો.

હરસુખરાયના મિત્ર ચંદ્રસેનનો વાચકોને અમે અગાઉ પરિચય કરાવ્યો છે. તેણે દુનિયાના ઘણા વારાફેરા જોયેલા હોવાથી તે પાકો ઘંટ બની ગયો હતો. તેને માનવસ્વભાવના છક્કાપંજાનું યથાશાસ્ત્ર જ્ઞાન હતું. તે ગમે ત્યારે રાવબહાદુર પાસે આવતો હતો એ વાચકો જાણે છે. એક દિવસ રાવબહાદુર પોતાની પેઢીપર ઓફિસમાં બેઠા

એક ઉપર અમે જણાવી ગયા તે વિચારોમાં તલ્લીન બની ગયા હતા. તે વખતે ચંદ્રસેન રાવબહાદૂર પાસે આવી પહોંચ્યો. હમેશાં તે જ્યારે આવતો ત્યારે તેનો ચ્હેરો આનંદી દેખાતો, પરંતુ આજે તેનું વદન ચિંતાપૂર્ણ દેખાતું હતું.

તેનો એવો ફિક્કો ચ્હેરો જોઇને રાવબહાદૂરને લાગ્યું કે આજે ભાઈસાહેબ કોઈ ચિંતા ઉપજાવનારા નવા સમાચાર લઇને આવેલા હોવા જોઇએ. તથાપિ તે સ્પષ્ટપણે પૂછવાની તેની હિમ્મત ચાલતી ન હતી. તે પોતાના ચ્હેરાપર શાંતિને ધારણ કરતો બોલ્યો: —

"ચંદ્રસેન ! આવો, કેમ છો ? આ ખુરશીપર બેસો. આજે કાંઇ ચિંતામાં હો એમ લાગે છે. તબિયત તો સારી છે ને ?"

"મારી તબીયતને તો પત્થરાએ પડવાના નથી. મને તો ચિંતા તમારી થાય છે. તમારા સંબંધમાં મારે કાંઇક કહેવાનું છે. કદાચ તે તમને પસંદ નહિ પડે, પરંતુ એથી ગુસ્સે તો થશો નહિ ને ?"

"ગુસ્સો ! અને તે વળી તમારા ઉપર ? એવી કલ્પના પણ તમને ન આવવી જોઇએ. બોલો, મારા સંબંધમાં તમારે મને શી સલાહ આપવાની છે ?"

"સલાહ તો શી હોય ? મારે માત્ર તમને એટલું જ કહેવાનું છે કે તમારૂં વર્ત્તન અત્યારે ગૌપુત્રના જેવું બની ગયું છે."

"વાહ ! એમ તમે શા આધારે કહો છો ?"

"શા આધારે કહું છું ? એટલુંયે સમજી શકતા નથી ? તમે પેલા વિનયને બાજુએ ધકેલવાને માટે પેલી પ્રિયંવદાને તમારા હસ્તમાં રાખવાના પ્રયત્નમાં ચકચૂર બની ગયા છો, પરંતુ તેના પરિણામનો વિચાર કર્યો છે ? પહેલાં તો એ કે જયાલક્ષ્મીનું લગ્ન આજે આઠ દિવસ પહેલાં પેલા સનત્કુમાર સાથે રત્નપુરમાં થઈ ગયાના સમાચાર મને મળ્યા છે. એટલે હવે તમારી જયાલક્ષ્મીને મહારાણી બનાવવાની આશા તમે છોડી દ્યો."

"અશક્ય ! બિલકુલ અશક્ય ! મને જણાવ્યા વગર તનસુખ એ પ્રમાણે જયાનું લગ્ન કદી પણ કરી નાખે નહિ."

"તમે હમણાં કુંભકર્ણની નિદ્રામાં તો ઘેરાયેલા નથી ને ? તેનું લગ્ન કરનાર આચાર્ય જ મને ગઇ કાલે મળ્યો હતો અને તેણે જ આ વાત કરી. આ વાર્તાનું તમને જ્ઞાન ન થાય એવી તનસુખરાયની ઇચ્છા હોવાથી તેમણે કોઇને પણ એ પ્રસંગે નહિ

બોલાવતાં ગૂપચૂપ એક જ દિવસમાં એ લગ્ન પૂરૂં કરી નાંખ્યું હતું. બોલો, હવે જયાલક્ષ્મીને મહારાણી થવાની આશા છે ખરી ? એમ છતાં પણ તમે પેલી બજારૂ વેશ્યાના ફંદમાં ફસાવાથી શો લાભ ? તે જળોની માફક તમારા તમામ પૈસા ચૂસી લેશે અને પછી તમને ધુતકારી મેલશે."

આ સમાચાર સાંભળીને રાવબહાદુર દિગ્મૂઢ બની ગયો. તેની સ્થિતિ કિંકર્ત્તવ્યમૂઢના જેવી બની ગઇ. તે નિરાશાપૂર્ણ સ્વરે બોલ્યો: "તો પછી હવે એ રાંડની મને શી જરૂર છે ?"

"હું જાણું છું કે તમારી પાસે તેની બિલકુલ કિંમત નથી, પણ આખું મુંબઇ શહેર તમારે માટે જે વાતો કરી રહ્યું છે તેના તરફ જરાક લક્ષ આપશો ખરા ? તેણે તમારી એવી સ્થિતિ બનાવી દીધી છે કે કોઇ તમારી પાસે આવીને તમને હડબડાવે તો જ તમે જાગૃત થાઓ ! તમે આ કૃત્યમાં એટલા બધા ચકચૂર બની ગયા છો કે લોકો તમારે માટે શું કહે છે તેની પણ તમને દરકાર રહી નથી."

"લોકો મારી શી વાતો કરે છે ?"

પોતાના મિત્રને પેલી કુલટાના મોહથી મુક્ત કરવાને માટે ચંદ્રસેને લોકો જે વાતો કરતા હતા તે અતિશયોક્તિપૂર્વક હરસુખરાયને જણાવી. એ સાંભળીને હરસુખરાય પણ જાણે એકદમ શુદ્ધિમાં આવી ગયો. તેનો નિશો બિલકુલ ઉતરી ગયો. પોતે કશો લાભ નહિ મેળવતાં લોકોની દૃષ્ટિએ ઉલ્લુ બન્યો એથી તેને બહુ જ લાગી આવ્યું અને તેણે મનમાં ને મનમાં નિશ્ચય કર્યો કે હવે પ્રિયંવદાની સામે પણ જોવું નહિ.

તેણે એ જ ક્ષણથી પ્રિયંવદા સાથેનો સંબંધ તોડી નાખ્યો. પ્રિયંવદા રાવબહાદુર પોતાને ત્યાં હમણાં આવશે, પછી આવશે એમ વિચારતી નિસાસા નાખતી હતી, પરન્તુ રાવબહાદુરનાં તો દર્શન જ થયાં નહિ. આવી રીતે બન્ને શ્રીમંતો પોતાના પંજામાંથી છટકી જવાને લીધે તે પણ અહીં વધુ વખત નહિ રહેતાં બીજા શહેરના શ્રીમંતોને પોતાના ફંદામાં ફસાવવાને ચાલતી થઈ ગઈ. પરંતુ તે મુંબઈ આવી હતી તે કરતાં વિશેષ શ્રીમંત બનીને વિદાય થઇ.

* * * * *

આ અંક અહીં ખલાસ થઇ ગયો. હવે મહેન્દ્રસેનના રાજમહેલમાં વિનય શું કરી રહ્યો છે તે આપણે જોઈએ. રોજ તે સવારે

ઘોડેસવાર થઇને ફરવા નિકળતો હતો. એક દિવસ ફરીને આવતો હતો તે વખતે એક ન્હાની પણ સુંદર ગાડી અને તેને જોડેલ ટટ્ટુ તેના જોવામાં આવ્યાં. એ ગાડીમાં બે સુંદર છોકરીઓ બેઠી હતી તે આ તરુણીઓ તરફ આશ્ચર્યપૂર્ણ નેત્રોથી જોવા લાગ્યો, કારણકે મુંબઈ જેવા શહેરથી આટલે દૂર આવા અરણ્યમય પ્રદેશમાં આવું સૌંદર્ય હશે એવી તો તેને કલ્પના પણ ન હતી.

તે આ યુવતીઓના વિચારમાં નિમગ્ન બનેલી સ્થિતિમાં મકાનપર આવ્યો. "એ કોણ હશે?" તેણે સ્વતઃ પ્રશ્ન કર્યો. "જો આ બેમાંથી એકાદી હાથ લાગી જાય તો મારૂં ભાગ્ય હજીયે અનુકૂળ છે એમ જ માનવું જોઇએ. પણ આ ડોકરાના મગજમાં એ વાત ઉતારવી જોઇએ, નહિ તો કશું બની શકે નહિ."

વિનય જ્યારે એકલો હોય ત્યારે મહેન્દ્રસેનના સંબંધમાં 'ડોકરા' શબ્દનો જ ઉપયોગ કરતો હતો. બાકી મહારાજાની હાજરીમાં તો તે એટલા બધા વિનયપૂર્વક વર્તતો કે મહેન્દ્રસેન પોતાના વારસને આટલો બધો વિનયશીલ અને નમ્ર જોઈ આનંદમગ્ન બની જતા હતા.

આજે મહેન્દ્રસેન અને વિનય બન્ને સાથે જમવા બેઠા તે વખતે વિનય સહજ ભાવે બોલ્યો: "આજે સ્હવારે હું ઘોડેસવાર થઇને ફરવા ગયો હતો તે વખતે પાછા ફરતાં એક સુંદર અને નાજુક એક ઘોડાની ગાડીમાં બે રૂપસુંદરીઓ મારા જોવામાં આવી હતી. એ કોણ છે એ તો મારા જાણવામાં નથી. મને લાગે છે કે તેઓ ક્યાંય આટલામાં જ રહેતી હશે."

"એક ઘોડાની ગાડી અને તેમાં બેઠેલી એક છોકરી! એને હું ઓળખું છું. જેણે ગણેશગ્રામની જાગીર ખરીદી છે તેની એ છોકરી છે. મેં તેની પાસે એ જાગીર વેચાતી લેવાને ઘણી વાર કહેવરાવ્યું, પણ તે એકનો બે થતો નથી."

"એ મનુષ્ય કોણ છે? કોઇ સાધારણ પ્રતિનો હશે."

"મને તેની કાંઈ વિશેષ માહિતી નથી. એવું સાંભળવામાં આવ્યું છે કે તેનો જન્મ તો કોઈ સારા કુળમાં થયો છે. અગાઉ જાગીર પણ હતી. પરંતુ તે બધી જાગીર તેણે વેચી નાખ્યાનું સાંભળવામાં આવ્યું છે. પાછળથી તે આફ્રિકા ગયેલો અને ત્યાંથી સારી કમાણી કરી આવ્યો છે. તેને માટે એટલું કહેવું જોઇએ કે તે સભ્ય ગૃહસ્થ છે."

"અને તેની છોકરી ?"

"કોણ ? પેલી નીલવર્ણા નેત્રો અને બારીક વાળવાળી, અત્યંત સુંદર છે તે જ ને ? તે એક વાર મને મળવાને માટે આવી હતી. પરંતુ ત્યારથી તેની પ્રતિમા મારાં નેત્રો સામેથી દૂર ખસી નથી."

"હા, એ છોકરીનું સૌંદર્ય તો એવું જ છે."

"હા." મહેન્દ્રસેને કહ્યું, પરંતુ એ 'હા' શબ્દ ઉચ્ચારતાં વિનય પણ આ છોકરીની આટલી સ્તુતિ અને પરપૃચ્છા શામાટે કરે છે તે વૃદ્ધ મહારાજાના લક્ષમાં આવ્યું. તેને લાગ્યું કે "આ છોકરો કોઇ યુવતીનો સુંદર ચ્હેરો જોતાં તેના તરફ આકર્ષાય છે. એટલે જો આમ ને આમ ચાલશે તો કોઇ સુંદર છોકરી જોતાં તેના તરફ આકર્ષાશે, તેના પ્રેમમાં પડશે અને કદાચ તેની સાથે લગ્ન પણ કરી બેસશે. પછી જો એ છોકરી ઉચ્ચ કુળની નહિ હોય તો મારા ખાનદાનને બટ્ટો લગાડશે એ કરતાં આ છોકરીને જ વિનયની સાથે ગોઠવી દીધી હોય તો શું ખોટું ? તે પણ સારા કુલશીલવાળી છે. વળી તેનો બાપ ગણેશગ્રામનો જાગીરદાર છે. તેને આ છોકરી સિવાય બીજું સંતાન નથી. એટલે તેના મૃત્યુ પછી એ જાગીર પણ તેના જમાઇને જ મળશે. એમ તો 'એક પંથને દો કાજ !'"

તે દિવસે તો એ વિષય એટલેથી જ અટકી ગયો. પરંતુ બીજે દિવસે મહારાજા મહેન્દ્રસેને તે વિષય પુનઃ ઉખેળ્યો. તેમણે વિનયને કહ્યું: "વિનય ! આપણે પેલા વિલાસભુવનવાળા આપણા પાડોશીને મળવાને માટે જવું એવી મારી ઇચ્છા થઇ છે. મારે તેની સાથે જેટલો સંબંધ રાખવો જોઈએ એટલો હું રાખી શકયો નથી. તેનું કારણ એક તો મારી વૃદ્ધાવસ્થા અને આટલી ઉમરે એક સ્થળેથી બીજે સ્થળે ભલેને ગાડીમાં જતાંયે મને વિશેષ શ્રમ પડે છે. પરંતુ પાડોશી ધર્મને અનુસરીને એક વાર ત્યાં જવું તો જોઈએ જ. ચાલ, એથી તેમને પણ આનંદ થશે."

સરલાના સૌંદર્ય કરતા તેનું ઉજ્જવલ ચારિત્ર્ય મહારાજાને વિશેષ પસંદ પડયું હતું. તે બાહ્યતઃ નહિ પણ મનમાં તો તેની જરૂર પ્રશંસા કરતા હતા.

"આજે બપોર પછી આપણે ત્યાં જઈશું." એવી તેમણે વિનયને સૂચના આપી દીધી.

તે જ દિવસે સ્હવારે પ્રમોદરાયને ડૉ. અરવિંદનો પત્ર મળ્યો

હતો. તેમાં તેણે આજે બપોરે ત્રણ વાગે મુંબઈથી ગણેશગામ આવતી લોકલમાં નિકળી ત્યાં આવવાનું જણાવ્યું હતું. એથી અમોલકરાય તેને લેવાને માટે સ્ટેશનપર ગયો હતો. સરલા તથા સુવર્ણકુમારી આવનાર મહેમાનોને મળવાને માટે અત્યંત ઉત્સુક બની હતી. પરંતુ તેમની એ ઉત્સુકતા એક ચમત્કારિક પ્રસંગથી લય પામી ગઇ. સરલાનો પિતા સ્ટેશને જવાને માટે વિકટોરિયામાં બેસીને નિકળ્યો ત્યારપછી પાંચ જ મીનીટે મહેન્દ્રસેનની ફેટિન વિલાસભુવનના કમ્પાઉન્ડમાં દાખલ થઇ. દ્વારપાળે તેમના આગમનના સમાચાર અંદર પહોંચાડ્યા, એટલે સરલાની માતાએ બહાર આવીને મહારાજાનું સ્વાગત કર્યું.

મહેન્દ્રસેન અત્યંત સભ્યતાપૂર્વક સરલાની માતાને સંબોધીને બોલ્યો: "મારા આ ભત્રિજાને મારા મકાનમાં એકાંતિક જેવું લાગતું હોવાથી બહાર ચક્કર મારવાના હેતુથી અહીં આવ્યા છીએ. આપણે એકબીજાનાં પાડોશી છીએ, પરંતુ આજસુધી જો સ્પષ્ટ શબ્દોમાં કહું તો મારા મનમાં તમારે માટે ગમે તે કારણથી એક પ્રકારનો અભાવ પેસી ગયો હતો. તેનું કારણ હું દર્શાવી શકતો નથી. જોકે એ અભાવ હમણાં હમણાં બિલકુલ દૂર થઇ ગયો છે. આપની પુત્રીના ધૈર્ય અને હિમ્મતની હું અંતઃકરણપૂર્વક પ્રશંસા કરૂં છું. તે દિવસે એ મારે ત્યાં આવી હતી એ વખતે તેને ઉદ્દેશીને અમારા માળીએ બહુ જ અસભ્ય ભાષા વાપરી હતી એ માટે હું ઘણો જ દિલગીર છું. સરલાદેવીએ શામજીને માટે જે શીફારસ કરી હતી તે નિરર્થક ગઇ નથી. મેં અમારા માળીને તેને પુનઃ કામ ઉપર લેવાની સૂચના કરી દીધી છે."

તે પોતાનું કથન પૂરૂં કરી રહ્યો ન હતો તે પહેલાં જ સરલા અને સુવર્ણકુમારી બન્ને દિવાનખાનામાં આવી. મહેન્દ્રસેનને બન્નેનું સૌંદર્ય સમાન લાગ્યું. એ બેમાંથી કોને પોતાના ભત્રિજાની વધૂ બનાવવાને પસંદ કરવી તેનો તેમને જરીક વિચાર થઇ પડ્યો પરંતુ તેમનાં નેત્રો સરલા પ્રત્યે જ આકર્ષાઇ રહ્યાં.

"સરલા! મહારાજા મહેન્દ્રસેન આવ્યા છે તેમને માટે ચહા અને ઉપાહાર લાવી તેમનું સ્વાગત કરીશને? મહારાજા! આ મારી દીકરી સરલા અને આ તેની સખી સુવર્ણકુમારી."

"વાહ, આજે આ બન્નેની મુલાકાતની મને તક મળી એથી અત્યંત આનંદ થાય છે. આ મારો ભત્રિજો વિનયકુમાર."

સુવર્ણકુમારીએ આજસુધીમાં વિનયને કદી પણ જોયો ન હતો. પરંતુ સરલાના ચ્હેરાપર આશ્ચર્ય પ્રસર્યું અને તે સાથે તેને દુઃખ પણ થયું. સરલાની માતાને પણ પોતાની છોકરી અને વિનયની મુલાકાત થતાં એવું કાંઇક થશે એમ લાગતું હતું. તે એકદમ સરલા પાસે ગઇ, સરલાને અંધારાં આવવા લાગ્યાં.

"સરલા! તને શું થાય છે, દીકરી? ચક્કર બક્કર તો આવતાં નથી ને?"

"કાં! એકાએક સરલાદેવીને શું થઇ ગયું?" મહારાજાએ ચિંતાક્રાંત ચ્હેરાથી પ્રશ્ન કર્યો. સરલા તિરછી દૃષ્ટિથી મહારાજા સામે જોઈ રહી. તે જ વેળાએ સરલાનો પિતા મુંબઇથી આવેલા મહેમાનો સાથે દિવાનખાનામાં દાખલ થયો.

મહેમાનોને અને તેમાં પણ પેલા અપરિચિત રોગીને જોતાં જ સરલા પોતાની માતાના હસ્તમાંથી જોરથી છૂટી થઈ ગઇ. તે એકદમ દોડીને અપરિચિત રોગીને વળગી પડી.

"વિનય! મારી સામે નહિ જૂએ? તારી આ શી અવસ્થા? કયા દુષ્ટે તારી આ દશા કરી? તારી આ બલાબલા પ્રભુએ મારા ઉપર શામાટે ન નાખી?"

સુવર્ણકુમારી, અરવિંદ, ધીરજલાલ, સરલાનાં માતા-પિતા એ સર્વ પુતળાની માફક સ્તબ્ધ બની ગયાં. એ સર્વને એટલું બધું આશ્ચર્ય થયું કે તેમના મુખમાંથી એક શબ્દ પણ નિકળી શકયો નહિ.

પ્રથમ તો અપરિચિત રોગી બિલકુલ શાંત હતો. આ છોકરી આમ શામાટે કરતી હશે એ પ્રથમ તો તે સમજી શકયો નહિ, પરંતુ તેનાં નીલવર્ણા નેત્રો અને બારીક વાળ તેના જોવામાં આવ્યા. તે સરલાના વદન તરફ ભેદક દૃષ્ટિથી ક્ષણવાર જોઇ રહ્યો, પછી તેણે પણ સરલાને પોતાના બાહુપાશમાં જકડી લીધી.

"એ જ, એ જ, મને યાદ નહોતું આવતું તે એ જ કે હું વિનયકુમાર છું! હા-હા, હું વિનયકુમાર જ છું."

તે સરલાપર પ્રેમનો વર્ષાવ કરવા લાગ્યો.

"વારૂ ત્યારે, હવે હું રજા લઇશ. તમારા આનંદ પ્રસંગમાં મારે વ્યત્યય નાખવો ન જોઇએ." મહેન્દ્રસેને કહ્યું.

"નહિ, મહારાજા! આપ ન જશો. આપે આ સાપને આપનો ભત્રિજો સમજી આપની પાસે રાખ્યો છે, પરંતુ એ તો કોઇ બીજો

જ છે. તે આપનો ખરો ભત્રિજો આ નથી. આપ કોઇ લબાડની જાળમાં સપડાયા છો. આપનો ખરો ભત્રિજો તો જૂઓ આ રહ્યો! તમારી પાસે બેઠો છે એ તો કોઇ બીજો કર્મચંડાળ છે!"

"આનો શો અર્થ? હું સમજી શકતો નથી."

"હું પણ આપને બધું સમજાવી શકતી નથી." સરલાએ કહ્યું: "પરંતુ હું આપને એટલું તો ખાત્રીપૂર્વક કહું છું કે આપના ભત્રિજા વીરેન્દ્રસેનનો પુત્ર તે આ જ. વીરેન્દ્રસેને આને જ પત્ર આપીને મુંબઇમાં રાવબહાદૂર હરસુખરાય પાસે મોકલવાને લલિતપુરથી રવાના કર્યો હતો."

"છટ! એ બિલકુલ શકય લાગતું નથી." એમ કહેતાં મહારાજા મહેન્દ્રસેને પોતાની પાસે બેઠેલા ભત્રિજાની સામે દૃષ્ટિ કરી. પરંતુ તેનો ચ્હેરો બિલકુલ ફિક્કો અને નિસ્તેજ પડી ગયેલો જોવામાં આવ્યો. એથી તેમને સરલાના કથનપર વિશ્વાસ આવવા લાગ્યો. તે ગુસ્સાપૂર્વક વિનય ઉર્ફે દેવદત્તને ઉદ્દેશીને બોલ્યાઃ—

"બોલ–બોલ, આવો મુખદુર્બળ કેમ બની ગયો છે? તારા ઉપર મૂકવામાં આવેલો આરોપ તેં સાંભળ્યો છે. એનો તારે કાંઈ જવાબ આપવાનો છે? ખુલાસો કરવાનો છે કે નહિ?"

પરંતુ બનાવટી વિનયના મુખમાંથી એક પણ શબ્દ બહાર પડ્યો નહિ. મહારાજા મહેન્દ્રસેનનો ક્રોધ અત્યંત વધી ગયો. તે થરથર કમ્પવા લાગ્યા.

"બોલ, મૂર્ખા! કાંઇક તો બોલ! આ લોકો તેં આ બધી બનાવટ કરેલી હોવાનો તારા ઉપર આરોપ મૂકે છે છતાં પણ તું બોલતો નથી?"

બનાવટી વિનયને પોતાનાં બારે વહાણ ડૂબેલાં લાગ્યાં! પોતે આ લોકોની સમક્ષ ભયંકર બદમાશ અને લબાડ મનુષ્ય તરીકે ઉભો રહેલો હોઈ જો કશો પ્રયત્ન નહિ થાય તો પોતાનું સ્વાતંત્ર્ય પણ નષ્ટ થશે એવો વિચાર તેના મનમાં આવ્યો. એ વિચારની સાથે જ તે ઉઠ્યો અને દ્વાર તરફ દોડ્યો, પરંતુ પ્રમોદરાય ત્યાં જ ઉભો હતો. તેણે તેને પકડી રાખ્યો. ડૉ. અરવિંદ પણ તેની મદદે પહોંચી ગયો. હવે અહીંથી પલાયન કરી શકાય તેમ નથી એવું બનાવટી વિનય ઉર્ફે દેવદત્તને લાગવાથી તેણે એ પ્રયત્ન છોડી દીધો.

આ બાજુએ ખરો વિનય સરલાના મુખ તરફ જોઈ રહ્યો હતો. તેની સામે જોતો જોતો તે બોલ્યો:—

“કોણ ! પ્રિયંવદા ! ગા—ગા, એકવાર તારૂં પેલું ગાયન ગા !”

“શું ! આ પ્રિયંવદા?” મહારાજા મહેન્દ્રસેને આશ્ચર્યોદ્‌ગાર કાઢ્યો.

“હા હું આપને પાછળની સર્વ હકીકત જણાવીશ એટલે આપને સંતોષ થશે. પ્રથમ એક વાર મને આની ઈચ્છા પૂર્ણ કરવા દો.” એમ કહી તે દિવાનખાનામાં પડેલા હારમોનિયમ પાસે ગઈ અને હારમોનિયમની સાથે ઉચ્ચ સ્વરે ખરા વિનયે સૂચવેલું ગાયન ગાવા લાગી.

તે ગાયન સાંભળ્યા બાદ ખરો વિનય સ્વતઃ પરંતુ મોટેથી બોલવા લાગ્યો: “હા, તે જ ગાયન ! તે જ સ્વર ! બરોબર તે જ ! પણ એ કયાં છે ? આ તે જ છે—તે જ છે !” એમ બોલતાં પુનઃ તેણે સરલાને બાહુપાશમાં લીધી.

“પરંતુ હજી મને વિશ્વાસ આવતો નથી.” મહારાજા બોલ્યા.

“મહારાજ ! હું આપને સર્વ કહું છું. જે પ્રિયંવદા અત્યારે આખા મુંબઈને ગાંડું બનાવી રહી છે, તે ખરી પ્રિયંવદા નથી. મારા પિતાશ્રી જ્યારે આફ્રિકા ગયેલા ત્યારે મેં એક વાર લલિતપુરમાં પ્રિયંવદાનું નામ ધારણ કરીને એક જલસામાં ગાયનો ગાયાં હતાં અને તે જ દિવસથી એ સાચી પ્રિયંવદા એટલે કે હું તમારા ખરા ભત્રિજા આ વિનયકુમારની સાથે પ્રેમથી બદ્ધ થઇ હતી. તેને કાંઈ મુંબઈમાં મહાલતી પેલી બજારૂ વેશ્યા સમજવાની નથી. મને અમારૂં પેટ ભરવાને માટે બીજો એકે ઉપાય સૂઝ્યો નહિ અને બીજા દિવસનું અન્ન અમારા ઘરમાં હતું નહિ, એટલે એક દિવસ જલસામાં હાજરી આપી, તેના બદલામાં મને તેના મેનેજરે આપેલા એક સો રૂપીઆમાં કરકસરથી મારી માતાનો અને મારો નિર્વાહ અમુક સમયપર્યંત ચલાવ્યો. બાકી તે સિવાય ફરીથી હું રંગભૂમિપર કદી પણ ચડી નથી. આજે તે જ ગાયનપર અત્યારની પ્રિયંવદા લાખો રૂપીઆ કમાય છે. વિનય લલિતપુરથી મુંબઇ આવતી વખતે મને મળવાનો હતો, પરંતુ તે મને મળ્યો જ નહિ. એક જ દિવસના મારા ગાયનથી લલિતપુરના લોકો મુગ્ધ બન્યા હતા. પરંતુ હું તો ફરીથી રંગભૂમિપર ગઈ નહિ. એટલે મેનેજર એક ભિખારીની સુંદર છોકરીને ઉપાડી લાવ્યો. તેનો કંઠ પણ મધુર હતો. એટલે

તેને સંગીતમાં તૈયાર કરીને પ્રિયંવદાના નામથી રંગભૂમિપર ઉતારી. જોકે લોકો તો તેના સંગીત કરતાં તેના સૌંદર્યપર જ વિશેષ આફરીન હતા. "

આ ખુલાસો સાંભળીને મહારાજા મહેન્દ્રસેન બનાવટી વિનય ઉપર પુષ્કળ ચિડાયા. તેમણે તે જ વખતે પોલિસ અધિકારીને બોલાવી એ વિનય ઉર્ફે દેવદત્તને ઠગાઈ કરવાના ગુન્હાસર તેને હવાલે કર્યો.

## પ્રકરણ ૩૪ મું.

### ઉપસંહાર.

પ્રિય વાચક ! આ આઘાતથી અપરિચિત રોગીની સ્મૃતિ પુનઃ પૂર્વ સ્થળે આવી ગઇ. મહારાજા મહેન્દ્રસેને પોતાના આ ખરા વારસ વિનયકુમારના નામપર પોતાની તમામ જાગીર ચડાવી આપી અને તેનું ભારે ધામધુમથી સરલાની સાથે લગ્ન કર્યું. પ્રમોદરાયને પણ પોતાને આવો શ્રીમંત અને કુળવાન વેવાઇ મળવાથી આનંદ થયો. તે જ અરસામાં લલિતપુરથી શંકરપ્રસાદ અને તેની પત્ની મુંબઈ આવેલાં તેઓ આ લગ્નમાં ભાગ લેવાને માટે અહીં આવ્યાં હતાં. તેમણે પણ આનંદમાં આનંદ એ વિચારથી સરલાના લગ્નના મુહૂર્તે જ સુવર્ણકુમારી અને અરવિંદનું લગ્ન કરી નાખ્યું.

દેવદત્તને સાત વર્ષની સખ્ત મજુરી સાથે કેદની સજા કરવામાં આવી અને તેને યરોડાની તુરંગમાં મોકલી આપવામાં આવ્યો. રાવબહાદૂર હરસુખરાયે તો પ્રિયંવદા—પેલી વેશ્યાનો સંબંધ ક્યારનોયે તજી દીધો હતો. તેની પાછળ તેમણે ઓછામાં ઓછું એક લાખનું પાણી કર્યું હતું. શંકરપ્રસાદ, અરવિંદ, સુવર્ણકુમારી વગેરે થોડાક દિવસ પ્રમોદરાય અને મહેન્દ્રસેનની મહેમાનગતી ચાખીને લલિતપુર જવાને માટે નિકળ્યાં તે વખતે અપરિચિત રોગી—વિનયકુમારે અરવિંદના હાથમાં ત્રીશ હજાર રૂપીઆનો ચેક મૂકયો. અરવિંદે તે રકમનો ઉપયોગ ગરીબો અને મજુરોને મફત દવા આપવાને માટે ન્હાનાં ન્હાનાં દવાખાનાં ખોલવા પાછળ કરવાનો નિશ્ચય કર્યો. ધીરજલાલ અરવિન્દની સાથે જ રહેતો અને અરવિંદે પણ

લલિતપુર જઈ આવ્યા બાદ પુનઃ અહીં ગણેશગ્રામમાં આવી ત્યાં જ દવાખાનું ખોલવાનો નિર્ણય કર્યો. તેનો એ નિર્ણય સુવર્ણકુમારી, સરલા, વિનય સર્વને ગમી ગયો.

આજે તે સર્વ સુખમાં કાલક્રમણ કરી રહ્યાં છે. પેલી પ્રિયંવદા અને ઝેરીમલની ભાઈ બ્હેનની જોડી ગામોગામ ભટકે છે અને સંગીતના જલસા કરે છે, પણ પ્રિયંવદાની ઉંમર અત્યારે વિશેષ થઇ જવાથી તે અગાઉના જેટલું લોકોનું આકર્ષણ કરી શકતી નથી. છતાં પણ તેના નિર્વાહમાં વાંધો આવતો નથી.

જે મનુષ્ય લલિતપુરની પેલી હોટલમાં મદ્યપાનના અતિરેકને કારણે મૃત્યુ પામ્યો હતો તેના સંબંધમાં અત્રે એક ખુલાસો કરવાનો રહે છે. એ મનુષ્યે ખરા વિનયકુમાર ઉપર લલિતપુરમાં પેલા પૂલ પાસે હલ્લો કરી તેનાં વસ્ત્રો વગેરે લૂંટી લીધાં હતાં અને પછી તે પેલી હોટલમાં ગયો, જ્યાં તેનું મૃત્યુ થયું. તેના શબને ઝેરીમલે પોલીસ ચોકીપર જોયું કે તુરતજ એ તેને ઓળખી ગયો કારણકે એ પણ ઝેરીમલના જેવો જ તેનો એક સહચારી હતો; પરંતુ ઝેરીમલે તેનું ખરૂં નામ જાહેર કર્યું નહિ અને પોલીસે તેને દેવદત્ત સમજીને જ દફનાવી દીધો !

રાવબહાદૂર હરસુખરાય તેમની પેઢીના કામકાજમાં બરાબર લક્ષ આપે છે અને ચંદ્રસેન જ્યારે મળે છે ત્યારે પોતાની શુદ્ધબુદ્ધ ઠેકાણે લાવવા માટે તેનો આભાર માને છે. તેમને પણ સંતાન નહિ હોવાથી તેમણે પોતાના વસીયતનામામાં પોતાની વારસ તરીકે પોતાના ભાઇ તનસુખરાયની પુત્રી જયાલક્ષ્મીને નિમી છે. જયાલક્ષ્મી અને સનત્કુમારનો સંસાર સર્વ પ્રકારે સુખી છે.

ખરો વિનયકુમાર પેલા બદમાશ દેવદત્તની 'ઠગાઇનો ભોગ' થઇ પડ્યો હતો ખરો, પરંતુ "અંતે સત્યનો જ જય" થયો છે.



## ટી. વૉકર્સ એન્ટી—"ફ્લુ"

એન્ટી—"ફ્લુ" ઉત્તમ એલ્યુમીનીયમ સીલીકેટ તથા ગ્લીસરાઈન-માંથી તૈયાર કરેલું છે. તેની અંદર ઉત્તમ દવાઓનું મીશ્રણ કરવામાં આવેલું છે જેથી તે સનેપાત (ન્યુમોનીઆ,) સસણી, પ્લુરીસી, ગડ, વિ. દરેક દર્દો કે જેની અંદર શેકની જરૂર પડે છે તેવા દરેક જાતના સોજા ઉપર આ લેપ લગાડવાથી અંદરનો તેમજ બહારનો સોજો તથા દુખાવો કમી કરે છે અને દર્દીને જલદી આરામ થાય છે.

ડબાની કીં. રૂા. ૧—૨—૦.

### ટી. વૉકર્સ

## દ્રાક્ષાસવ.

**દ્રાક્ષાસવ** તેના સુપ્રસીદ્ધ ગુણો માટે આયુર્વેદમાં પ્રખ્યાત છે, પરંતુ તે યોગ્ય વીધીસર નહીં બનવાને લીધે બરોબર અસર કરતો નથી. અમારો **ટી. વૉકરનો દ્રાક્ષાસવ** પાસ થએલા રસાયન શાસ્ત્રીએ જુની આયુર્વેદીક પદ્ધતી મુજબ તૈયાર કરેલો છે, જેથી તેનાં જેટલાં વખાણ કરીએ તેટલાં ઓછાં છે. તેનું હંમેશ સેવન કરવાથી શરદી મટી ભુખ લાગે છે. વળી શરીરમાં નવીન સ્ફુર્તી આવે છે. તે પાચનશક્તી વધારે છે, તેના ચાલુ સેવનથી ક્ષય જેવા ભયંકર રોગો નાબુદ થાય છે. તે ઉત્તમ ઔષધોમાંથી બનાવેલો છે જેથી તે લ્હેજતદાર સ્વાદીષ્ટ પીણું તમારા શરીરમાં તાકાત અને તન્દુરસ્તીનો ખજાનો ભરશે.

દોઢ રતલી બાટલીની કીં રૂા. ૧—૮—૦ એક રતલીની કીં. રૂ. ૧—૧—૦

### ટી. વૉકર્સ

## સીરપ બ્રહ્મી.

બ્રહ્મીના ગુણોનું વર્ણન આયુર્વેદના વખતથી વૈદરાજો કરતા આવ્યા છે. નાનાં બચ્ચાંની આંકડી, વાઈ તથા મગજની અશક્તીને લીધે થતા અનેક રોગોમાં બ્રહ્મી ઘણોજ સારો ફાયદો કરે છે. બ્રહ્મી દરરોજ લેવાથી કોઈ જાતનું નુકશાન થતું નથી પણ મગજ તેજ થાય છે. અતિશય માનસિક શ્રમથી થાકેલા મગજવાળા દરદીને બ્રહ્મી જલદી આરામ કરી યાદશક્તિ વધારે છે. **ટી. વૉકરનું સીરપ બ્રહ્મી** સાફ કરેલા બ્રહ્મીના પાંદડામાંથી બનાવેલું હોવાથી સારૂં અને સ્વાદીષ્ટ છે. દરેક કુટુંબમાં એક એક બાટલી રાખવી જોઇએ.

રતલી બાટલીની કીં. રૂા. ૨—૦—૦

ચાર ઔંસ બાટલીની કીં. રૂા. ૦—૧૪—૦

મળવાનું ઠેકાણું:—**અમરતલાલ એમ. મોદીની કંપની,**

**ગુજરાત તથા કાઠીયાવાડના એજન્ટ. સારંગપુર ચકલા અમદાવાદ.**

# પદ્ધતિસર અંગ્રેજી—ઘટાડેલી કિંમત.

ઓછામાં ઓછું ગુજરાતી પાંચ—છ ધોરણ શીખ્યા હોય એવા ગુજરાતી શાળાના શિક્ષકો, અંગ્રેજી શાળાના વિદ્યાર્થીઓ, અને જ્ઞાનપિપાસુ સદ્ગૃહસ્થો એ. બી. સી. ડી. પછીથી માંડીને તે મેટ્રિકની પરીક્ષાનો જનરલ ઇંગ્લીશનો પેપર સંતોષકારક લખી શકાય એટલું પદ્ધતિસર અંગ્રેજી એકાદ વર્ષમાં સ્વાશ્રયથી તૈયાર કરી શકે એવા ઉદ્દેશથી બહાર પાડવામાં આવેલું પુસ્તક

## "અંગ્રેજી વ્યાકરણ, નિબંધરચના, અને સાહિત્યમાં પ્રવેશ" (ત્રણ ભાગમાં)

કર્ત્તા— નરોત્તમ ધનજીભાઈ ખાસકીઆ
ટ્રેનિંગ કોલેજના ત્રણે વર્ષમાં ઉત્તીર્ણ
બી. એ. ક્લાસ—આર્ટ્સ કોલેજ, સુરત.

કર્ત્તાએ પોતે ગુજરાતી અભ્યાસ પુરો કરી એક પણ અંગ્રેજી સ્કૂલમાં દાખલ થયા વિના તેમજ એક પણ ખાનગી ટ્યૂશન લીધા વિના સ્વાશ્રયથી જ મેટ્રિક સુધીનું અંગ્રેજી, સંસ્કૃત, ઈતિહાસ, વગેરે વિષયો દોઢેક વર્ષમાં તૈયાર કરી પરીક્ષા પસાર કરી હતી. પોતાને પડેલી મુશ્કેલીઓ બીજાને ન પડે એ ખાસ લક્ષમાં રાખી આ પુસ્તક તૈયાર કરવામાં આવ્યું છે. ઉચ્ચારની ગોઠવણી પણ રાખી છે. સાત—આઠ મહિનામાં આ પુસ્તકની ૮૦૦-૯૦૦ પ્રત ખપાસ થઈ ગઈ છે એ જ આ પુસ્તકની ઉપયોગિતા બતાવે છે. જાણીતા કેળવણીકારો, હાઈસ્કૂલના હેડમાસ્તરો, વર્તમાનપત્રના અધિપતિઓ, અને શિક્ષકોના પુષ્કળ અભિપ્રાયો મળ્યા છે. એકેએક કુટુંબમાં રાખવાલાયક.

તા. ક.—આ પુસ્તક શીખતાં કંઈ પણ મુશ્કેલી પડવાનો સંભવ તો નથી જ, છતાં કંઇ પણ ગુંચવણ પડે તો કર્ત્તાને વિના સંકોચે લખવું. માત્ર પોસ્ટ ખર્ચ પુરતી જ એક આનાની ટિકિટ જવાબ માટે બીડવી.

પૃષ્ઠ ૩૮૦, કિં. રૂ. ૨—૦—૦, પણ ઘટાડેલી કિં. ૧—૮—૦ (ભા. ૧ લો ૦—૮—૦, ભા. ૨—૩ સાથે ૧—૦—૦); વી. પી. પો. જુદું. કર્ત્તા પાસેથી પાંચ પ્રત મંગાવનારને એક પ્રત ભેટ આપવામાં આવે છે. વી. પી. પો. જુદું. લખો—

કર્ત્તા—ન. ધ. ખાસકીઆ, ઠે. આર્ટ્સ કોલેજ—સુરત.

અથવા

એન. ડી. મહેતાની કું.—કાલબાદેવી રોડ, મુંબઈ.
ઓરીએન્ટલ બૂક ડેપો—રીચીરોડ, અમદાવાદ.
એલાઈસ સ્ટોર્સ—આનંદપુરા, વડોદરા.
હરસનદાસ નારણદાસ—નાણાવટ, સુરત.
નવયુગ મુદ્રણાલય—લીમડાચોક, સુરત.
ન્યૂ ગુજરાત બૂક ડેપો—નડિયાદ.
દેસાઇ બ્રધર્સ—દેસાઈ બિલ્ડીંગ, ભરૂચ.

તા. ક.—ઘટાડેલી કિંમતનો લાભ ટૂંક મુદત માટે છે, માટે તાકીદે લખો.

## વલ્લભરામ એચ. એન્ડ સન,

દુકાન નં. ૩૦૪૯, પાનકોર નાકા—અમદાવાદ

| હરીફાઈમાં સૌથી મજબુત | ફાયર પ્રુફ તીજો રીઓ | કીંમતમાં બીજા કરતાં સસ્તી |
| --- | --- | --- |

# ફાયરપ્રુફ તીજોરીઓ.

હમારા કારખાનામાં ઉપર જણાવેલી પેટન્ટ અજાયબ ગુપ્ત ભંડારવાળી ફાયરપ્રુફ અને ચોરથી પણ તુટે નહીં તેવી અજાયબ ખાનાવાળી તીજોરીઓ તથા કેશબોકસો અને કબાટ વિગેરે કામ ઘણું મજબુત અને ટકાઉ થાય છે. તીજોરી ખરીદતાં પહેલાં એક વાર હમારી દુકાનની મુલાકાત લેવા ખાસ ભલામણ છે.

ઈજનેરો તથા મીલ જીન, ફેકટરીવાળાઓને ખુશખબર.

# એપેક્ષીઅર.

**જલ્દી ખરીદો અને લાખો રૂપીઆનો ધુમાડો થતો બચાવો.**

ખાસ બોઇલરો, ઇવેપોરેટરો, કન્ડેન્સરો, ઇકોનોમાઈઝરો, કેલોરીફાયર, ફીડહીટર, હોટવોટર પાઇપો વિગેરે માટે તૈયાર કરેલું મિશ્રણ.

આ મિશ્રણ સખત અને ક્ષારવાળા પાણીથી પ્લેટો ઉપર ચઢતું સ્કેલ અટકાવી ખાડા પડતા બચાવી બાઈલરો વિગેરેનું આયુષ વધારે છે અને બળતણમાં મ્હોટો ઘટાડો કરે છે. આ કાંઈ બોઈલર કંપોઝીશન નથી પણ બોઇલપેંટ છે. વાપરી જુઓ. એક વાર વાપરવાથી ખાત્રી થશે કે આ ચીજ ઉપર ખર્ચેલા પૈસા દશગણા ઉગી નીકળે છે.

**પુરી માહિતીની ચોપડી માટે—લખો યા મળો.**

**જી. એ. લતીફ એન્ડ સન્સ,**

રેવડી બજાર—અમદાવાદ.

જો તમારે તમારી ખેતી રસકસવાળી બનાવવી હોય, થોડે ખર્ચે અને થોડી મહેનતે ઉત્તમ પાક મેળવી ધનવાન બનવું હોય તો,

**ખેતીવાડી માટેનાં ઉત્તમ સાધનો મેળવવા સારૂ**

**જી. એ લતીફ ઍન્ડ સન્સને લખો—**

**ઠે. રેવડી બજાર, અમદાવાદ.**



અહીં તમને દરેક જાતના પંપો તથા ઓઈલ એન્જીનો સારા અને સસ્તા મળશે, જેને, બીન-અનુભવી માણસ પણ સ્હેલાઈથી ચલાવી શકે છે એટલું જ નહિ પણ ભાંગેલ તુટેલ ભાગને પણ તાત્કાલીક ઓર્ડરમાં મૂકી શકે છે. વિશેષ ખુલાસા માટે પૂછો અથવા અમારા શોરૂમમાં ઉપરને ઠેકાણે રૂબરૂ મળો.

તા. ક. અમો પાઈપ ફીટીંગ અને ગડરો લોટબંધ સ્ટોકમાં રાખીએ છીએ.

---

# એમ્પાયર ઑફ ઇન્ડીઆ

## જીંદગીના વીમાની કંપની

**હેડ ઓફીસ—એમ્પાયર ઓફ ઈન્ડીઆ લાઇફ બીલ્ડીંગ—મુંબાઇ.**

**સ્થપાઈ—૧૮૯૭**

**૨૮ મી ફેબ્રુઆરી ૧૯૨૭ ના રોજ પુરા થતા પાંચ વરસની**

**:: આંકણીનું પરીણામ ::**

**:: રૂ. ૩૭,૬૬,૬૮૯ નો વધારો ::**

કંપનીમાંથી પ્રોસ્પેક્ટસ મંગાવી દર તથા શરતો બીજી કોઈ પણ સદ્ધર કંપની સાથે સરખાવો.

મેનેજરો અગર કંપનીની કોઇપણ ઑફીસે અગર તો ચીફ એજન્સીને લખવાથી દરેક જાતની માહીતી મળી શકશે.

રણછોડલાલ ફાઉન્ટન સામે, વસંદાની હવેલી-અમદાવાદ.

**નરેન્દ્ર બળવંતરાય ઠાકોર, બી. એ.**

ચીફ એજંટ નોર્થ ગુજરાત.

# ચસ્મા વાપરનારાઓને ખુશખબર.

**અમદાવાદમાં જાણીતા સાયનટીફીક રીતે આંખો તપાસી**

## ચસ્મા બનાવનાર.

# પેશોતન એમ. દસ્તુરની કું.



**૫૪૨૮, ત્રણ દરવાજા, અમદાવાદ.**

શામાટે સસ્તુ શોધી બીન અનુભવીઓ પાસે હલકાં ચસ્મા લઇ તમારી આંખો બગાડો છો કે જયારે મી. પેશોતન એમ. દસ્તુર તમારી આંખો છેલ્લામાં છેલ્લી રૂઢીથી તપાસી મનપસંદ કમાનોમાં ઉંચામાં ઉંચા સર વીલ્યમ ુકસટોરીક કંપાઉન્ડ સીલીન્ડર દુર નજીક એક જોવાના બાઇફોકલ, ક્રીપટોક લેનસીસ વિગેરે આંખોને ઠંડક આપનારા ચસ્મા, ગોગલ ઘણા જ કીફાયતે બનાવી આપે છે.

એ માટે **મી. પેશોતન** ૨૭ થી વધુ વર્ષનો અનુભવ ધરાવવા સાથે સારા સર્ટિફીકેટો ધરાવે છે, તેમજ ટુંક વખતમાં ગુજરાતના લોકોએ તેમની પાસેથી સારો સંતોષ મેળવ્યો છે એજ એમની ખાત્રી કરી આપે છે તેમજ બીન સ્વાર્થી સલાહ આપે છે. એમની એક જ મુલાકાતથી તમને સંપૂર્ણ સંતોષ મળશે.

**ગ્રેનોલ**—આંખોમાં થતા ખીલ, ફુલુ, આંખોમાં પીયઃ બાઝવા, સોજા રતાશ વિગેરે માટે અકસીર દવા છે. કીં. રૂ. ૧).

**પલ**—આંખોમાંથી વહેતા પાણી, રતાશ, ખજવાળ વિગેરે માટે અકસીર દવા કીં. રૂ. ૦॥।

ડાકટરોનાં પ્રીસક્રીપશન પ્રમાણે ચસ્મા ઘણી જ સંભાળથી અને તાકીદે બનાવી આપવામાં આવે છે.

## અનાથોના નાથ? નિરાધારોના આધાર?

## કંગાલોના બેલી? ડૂબતાંઓના તારણહાર

શ્રીમાનો તો થઇ શકે જ—તેઓ તો થવાના જ
પણ જીગરવાળાં સાધારણ સંપત્તિવાળાં પણ થઇ શકે છે.

**દેશસેવાનો અનન્ય માર્ગ,**

**સખાવતનો ઉત્તમ ઉપયોગ,**

જોવો હોય તો કૃપા કરી એક જ વાર

# નડીયાદ હિન્દુ અનાથાશ્રમ

પર નિઘા કરી તેની મુલાકાત લ્યો,
કે તેનો વાર્ષિક રીપોર્ટ મંગાવો.

દેશનાં લાચાર અનાથ બાળકો માટે આપની ન્હાની મોટી સખાવતો પ્રભૂપ્રીત્યર્થે—પરભવના ભાથા માટે નીચેના મુકામે જરૂર મોકલો.

દરરોજનો ખર્ચ રૂા. ૫૦) ઉપર થાય છે. અને અનાથોની સંખ્યામાં દિનપ્રતિદિન વધારો થતો જાય છે; **વળી ધાવતી, મ્હોટીબાળા, વિધવા, સધવા, વૃદ્ધા, વિગેરેનો સ્ત્રીવિભાગ ખોલ્યો છે.**

**આ ખાતે દાનની ઘણી જ જરૂર છે.**

દરેક દાન લેવાય છે. વધુ વિગત માટે લખો—

**મંત્રી—હિન્દુ અનાથાશ્રમ નડીઆદ.**

।। શ્રી રામ કબીર સત છે ।।

# મશીનરી ! મશીનરી !! મશીનરી !!!

ઘેર બેઠાં મુંબાઇ !

## અમદાવાદમાં મશીનરીની જંગી લુંટ

# ધી બ્રીટીશ એમ્પાયર હલર

## નંબર ૧ અને ૭



અમદાવાદમાં રાઇસ હલર તથા ઘંટી તથા તેના તમામ છુટા ભાગીના છુટક તથા જથાબંધ મળવાનું ફક્ત એક જ ઠેકાણું.

પ્રાઇસલીસ્ટ માટે આજેજ લખો.

સોલ એજન્ટસઃ—

તારનું શીરનામું :
"રામ—કબીર"
અમદાવાદ.

ભગત વંદરાવનદાસ કલ્યાણદાસ,
ઠે. પાનકોર નાકા, પીરમશાના રોજા સામે,
અમદાવાદ.

# ' પ્રજાબંધુ ' ની ભેટો

| પુસ્તકનું નામ. | | ઈ. સ. | મૂલ્ય. |
|---|---|---|---|
| * અઢારમી સદીનું મહારાષ્ટ્ર | ... | ૧૯૧૦ | રૂા. ૧ા |
| ધારાનગરીનો મુંજ ... | ... | ૧૯૧૧ | રૂા. ૧ા |
| * સિંધ ઉપર સ્વારી ... | ... | ૧૯૧૨ | રૂા. ૧ા |
| * સોમનાથનું શિવલિંગ | ... | ૧૯૧૩ | રૂા. ૧ા |
| * નિઝામશાહીનો વફાદાર વઝીર ... | ... | ૧૯૧૪ | રૂા. [illegible] |
| * પાટણની પડતીનો પ્રારંભ | ... | ૧૯૧૫ | રૂા. ૧ા |
| * વસઈનો ઘેરો ... | ... | ૧૯૧૬ | રૂા. ૧ા |
| ગુજરાતની ગર્જના ... | ... | ૧૯૧૭ | રૂા. ૧ા |
| * મહારાષ્ટ્રનું નૌકાબળ | ... | ૧૯૧૮ | રૂા. ૧ા |
| * રત્નમંદિર ... ... | ... | ૧૯૧૯ | રૂા. [illegible] |
| * ભાગ્યશાળી અમરસિંહ | ... | ૧૯૨૦ | રૂા. ૧ા |
| * કોન્સ્ટાન્ટીનોપલની કથા | ... | ૧૯૨૧ | રૂા. ૧ા |
| * સંભાજીનું રાજ્યારોહણ | ... | ૧૯૨૨ | રૂા. ૧ા |
| * પુનરુત્થાન ... ... | ... | ૧૯૨૩ | રૂા. ૧ા |
| * સ્વતંત્રતાના સિદ્ધાન્તો | ... | ૧૯૨૪ | રૂા. ૧ા |
| * કુમારી કામન્દકી ... | ... | ૧૯૨૫ | રૂા. [illegible] |
| * સવિતાનું સાવિત્રીવ્રત... | ... | ૧૯૨૬ | રૂા. ૧ા |
| * જર કે ઝેર ? ... | ... | ૧૯૨૭ | રૂા. ૧ા |
| દગાનો ભોગ ... | ... | ૧૯૨૮ | રૂા. ૧ા |

* આ પુસ્તકોની થોડી થોડી પ્રતો સીલીક છે, તે 'પ્રજાબંધુ' ના ગ્રાહકોને દરેક **આઠ આનાની** કીમતે મળશે. બીજાઓને પૂરી કીમતે મળશે.

"પ્રજાબંધુ" પત્રની ઓફીસ,

ખાડીયા—અમદાવાદ.